# ગાંધીયુગનો પ્રેરક પ્રતિનિધિ

**શ્રી** રવિશંકર વ્યાસને જ્યારે હું પહેલવહેલો મળ્યો ત્યારે એમનો પોશાક, એમની કામળ અને એમની બેમનૂાની ઢબ જોઈ, 'આ કોઈ ગામડિયો અભણ કાર્યકર્તા છે' એવી પહેલી છાપ પડી. કોઈએ એમનો પરિચય કરાવ્યો ન હતો. એક રીતે એ સારું જ થયું. બીજી ક્ષણે જોયું કે આ ગામડિયો તંદુરસ્ત અને મનદુરસ્ત છે. એમનામાં અસાધારણ નમ્રતા હતી. પણ એ નમ્રતા પાછળ પોતાને વિષે કશો અણવિશ્વાસ દેખાતો ન હતો.

એમની સાથે વાતો શરૂ થઈ અને મ જોયું કે શુદ્ધ જિજ્ઞાસાથી તેઓ જે પ્રશ્ન પૂછતા હતા, એ પ્રશ્નો પાછળ સારી સરખી સંસ્કારિતા અને સામાન્ય લોકોમાં હોય છે એના કરતાં ઘણી ઉપયુક્ત અને વિપુલ માહિતી એ ધરાવે છે. આર્યસમાજના સંસ્કારો તો તરત દેખાઈ આવતા. પણ કેટલાક આર્યસમાજીઓમાં જે સનાતની ક્રૂર 'સમાજી'પણુ હોય છે તેનાથી તેઓ મુક્ત હતા. મે એમને કહ્યું કે સનાતની વૃત્તિ ન છોડેલા લોકો જ્યારે આર્યસમાજી બને

છે ત્યારે તેઓ વેદનો અર્થ કરતા સાયણાચાર્યને બદલે ઋષિ દયાનંદને પ્રમાણ માને છે એટલુ જ. પણ અંધ અનુયાયિના અને કટ્ટરપણું બન્નેનું સરખું જ હોય છે. એક જણ 'ધર્મસિંધુ'ને કે રૂઢિ-સ્મૃતિને માને છે તો બીજો 'સત્યાર્થપ્રકાશ'માં માને છે. પણ આંધળા અનુસરણમાં બન્ને સરખા જ સનાતની હોય છે. તમારામાં એ સનાતનીપણું હું નથી જોતો. તમે સાવ તાજા લાગો છો.

આમ રવિશંકર મહારાજની મારા પૂરતી શોધ મેં જાતે જ કરી. એ વાતને આજે પા સદી કરતાં વધારે વખત થયો હશે. આટલાં વરસોમાં અનેકવાર, અનેક પ્રસંગે રવિશંકર મહારાજના પરિચયમાં આવ્યો છું અને હું જોઉં છુ કે બુદ્ધિની, હૃદયની અને જીવનદષ્ટિની એમની તાજગી એવી ને એવી જ રહી છે. એટલું જ નહિ પણ કાંઈક વધી છે. નિઃસ્પૃહતા જાળવ્યા છતાં બધા પ્રત્યે સમભાવ અને મીઠાશ બતાવવાની કળામાં તો ગાંધીજી પછી એમનું જ સ્થાન છે. એમની સાથે કલાકો સુધી વાતો કરો અને વર્ષો સુધી એમના કામનું નિરીક્ષણ કરો, એમનાં મનમાં કોઈને વિષે કડવાશ કે શત્રુતા દેખાઈ આવે નહિ.

જ્યારે જ્યારે આનુ કારણ મેં શોધ્યું છે, ત્યારે ત્યારે મને તો એ સફળતાનાં મૂળમાં એમની નિર્લોભતા, અપરિગ્રહ અને અનાસક્તિ દેખાયાં છે. અને, લોકોને આશ્ચર્ય થશે, પણ મને તો લાગે જ છે, કે એમની મીઠાશ પાછળ એમનું સાદું, કષ્ટ-સહિષ્ણુ, ખડતલ જીવન જ છે. જે લોકોનું ખડતલપણું જબરદસ્તીથી કેળવેલુ હોય છે અને

બરાબર પચેલુ હોતું નથી, તેઓ તો પોતાની કદર કરવાને અર્થે પણ બીજા શિથિલ લોકો પ્રત્યે આકરા થઈ જાય છે. પણ જેમણે શીતલ ત્યાગ સાધ્યો છે, વૈતરું કરતાં જેમને આનંદ છૂટે છે, અને પરિશ્રમી જીવન જેમને કષ્ટ જેવું લાગતુ નથી, તેઓ એ જ ચારિત્ર્યસિદ્ધિને કારણે, કેવળ ઉપરથી નહિ, પણ હૃદયનાં ઊંડાણથી બધા પ્રત્યે મીઠાશ રાખી શકે છે, બતાવી શકે છે.

કેટલાક આધ્યાત્મિક સાધનામાં માનનારા લોકો બહુ જ કોમળ સ્વરે બોલે છે, દરેક બાબતમાં ઉદાર દૃષ્ટિએ જોવાનો આગ્રહ સેવે છે, પણ તેઓ નક્કર વસ્તુસ્થિતિને અડતા જ નથી, ઝગડામાં ઊતરીને દબાયેલાઓનું પ્રત્યક્ષ ઉપરાણુ લેવાનું તો દૂર જ રહ્યું. રવિશંકર મહારાજ એ કોટિના નથી, એમનો પુણ્યપ્રકોપ જાગ્રત થઈ શકે છે. ગરીબોની વહારે તેઓ ધાઈ શકે છે ઝગડો વહોરી લઈ શકે છે. પણ એમની ઉચ્ચ ભૂમિકા નક્કર હોઈ પોતાની અનાસક્તિ દ્વારા જ તેઓ બધાનો આદર મેળવે છે. અળગા રહી પોતાની જાતને બચાવવી એ ખરી અનાસક્તિ નથી. પોતાનો સ્વાર્થ બાળી નાંખી દુર્જનો પ્રત્યે પણ સમભાવ કેળવવો એ સાચી અનાસક્તિ છે એ તેઓ જાણે છે. અને ગરીબો માટે ન્યાય અને રાહત મેળવવા પાછળ કેવળ નરી ન્યાયનિષ્ઠાથી પ્રેરિત થવાને બદલે પ્રેમ, બધુતા અને માનવતાની નિષ્ઠાથી જ તેઓ સમાજસેવામા પ્રવૃત્ત થયા છે. અથવા એમ જ કહેવુ જોઈએ કે માતામાં પોતાનાં બાળકો પ્રત્યે જે અમર્યાદ વાત્સલ્ય હોય છે તે જ એમને, ગુનેગાર ગણાતી અને ત્રાસરૂપ નીવડેલી દુર્દૈવી કોમોની સેવા કરવાને પ્રેરે છે.

સેવા કરવાની આ વૃત્તિ સાથે લઈને જ તેઓ જન્મ્યા લાગે છે. પણ એ સેવા કરવાની આવડત અથવા કુનેહ તો એમનામાં અનુભવે આવી છે. આ બાબતમાં એમનું આત્મપરીક્ષણ એટલું ઉગ્ર છે કે સેવાભાવમાં 'પરોપકાર'-બુદ્ધિનું મિશ્રણ થવાથી પણ સેવાભાવ મેલો થઈ શકે છે એ પણ તેઓ જોઈ શક્યા છે.

એમની તત્ત્વનિષ્ઠા અને નિઃસ્વાર્થ સેવાભાવ જોઈને સત્તાના પ્રતિનિધિ સરકારી અમલદારો એમની કદર કરવા લાગ્યા. એમની સૂચનાને માન આપી ગરીબોને ન્યાયની તેમજ નાણાંની અને સગવડોની રાહત આપવા લાગ્યા. મહારાજ એમાં તણાયા પણ એમની અંતર્મુખ જાગરૂકતાને એમાં આવતા દોષો પારખતાં વાર નહિ લાગી. રાહતકાર્ય એ ચારિત્ર્યસંગઠન માટે પાંગળું સાધન છે એ એમણે જોઈ લીધું. અને જોયું એટલે જાહેર પણ કર્યું. રાહતનું કામ છોડી દેવા જેટલું આધ્યાત્મિક અધીરાપણું એમનામાં નથી. પણ રાહતની કિંમત રાહત જેટલી જ છે, વધારે નથી એટલું એમણે જોઈ લીધું છે. ગરીબોનું દુઃખનિવારણ કરવા માટે સ્વરાજ્ય સરકારની મદદ લેવા તેઓ તૈયાર થાય ખરા; પણ સત્ય અને સત્તાનો મેળ ખાઈ ન શકે એટલું તો એમનાં મનમાં વસી જ ગયું છે. ખડતલ જીવનને કારણે જળવાયેલી જાગરૂકતા એમની મુખ્ય મૂડી છે. અને તેથી તેઓ ઉચ્ચ કોટિના સેવક અને સાધક બન્યા છે.

એમને સંસ્કૃત કે અંગ્રેજી નહિ આવડતું હોય પણ

કોઈ એમને અભણ માને તો તે ભૂલ છે. માણસના મનનું અને જીવનનું પૃથક્કરણ કરવાની કળા જેણે કેળવી છે, અને સેવાને અર્થે એ કળા જે સફળતા સાથે વાપરી શકે છે એને અભણ ન જ કહી શકાય.

રવિશંકર મહારાજ જે ગામડિયા ભાષા બોલે છે તે એમણે કેળવેલી છે. પણ એમના વાક્યેવાક્યમાં એમનો શબ્દભંડોળ પ્રગટ થાય છે, એટલુ જ નહિ પણ એમને શબ્દશક્તિનું ભાન છે એ પણ તરી આવે છે. સત્યનિષ્ઠા અને જીવનનિષ્ઠા જ્યાં હોય ત્યાં વિચારશુદ્ધિ અને ભાષાશુદ્ધિ એની મેળે ખીલવાનાં જ. મનુષ્યસ્વભાવનું અને સામાજિક પરિસ્થિતિનું આટલું ઊંડું જ્ઞાન જેને છે, તેની ભાષામાં અને શૈલીમા માર્દવ અને તેજસ્વિતા બન્ને આવ્યા વગર રહેવાનાં નથી.

આદર્શપાલનને અર્થે જે સંયમ કેળવવો પડે છે અને વહેવારની દૃષ્ટિએ ખુવાર થવુ પડે છે એનો અનુભવ જેને છે તેના મનમાં, જો અભિમાનનો પ્રવેશ ન થયો હોય તો, સામાન્ય માણસની શિથિલતા પ્રત્યે અનુકંપા જ પેદા થવાની.

રવિશંકર મહારાજ વિષે અત્યાર સુધી ચાર ચોપડીઓ લખાઈ છે. "મહારાજ થયાં પહેલાં" એ બબલભાઈએ લખેલી એમના પૂર્વચરિત્રની કથા છે. તે અને 'રવિશંકર મહારાજ' તેમજ 'મહારાજની સાથે' એ પુરાતન બૂચે લખેલી ચોપડીઓ મહારાજનાં સંસ્મરણો નોંધવાનુ કામ જ મુખ્યત્વે કરે છે. મહારાજ વિષે અને એમનાં કાર્ય વિષે યથાર્થ કલ્પના આપતી મુખ્ય ચોપડી તે સ્વ. શ્રી ઝવેરચંદ મેઘાણીની સમર્થ કલમે લખેલી 'માણસાઈના દીવા' એ છે. એ ચોપડી વિશ્વસાહિત્યમાં સ્થાન પામશે એમ જે મેં એની પ્રસ્તાવનામાં લખ્યુ છે એમાં જરાય

અતિશયોક્તિ નથી. એનાં ત્રણ કારણો છે. આદિવાસીઓની પેઠે પાટણવાડિયા જેવી ગુનેગાર ગણાતી કોમો પ્રત્યે માનવજાતનું સમભાવયુક્ત ધ્યાન ગયું છે. બીજું કારણ પોતાના વિષયનું મહત્ત્વ બરાબર પારખી એને યોગ્ય શબ્દમાં રજૂ કરતી ઝવેરચંદ મેઘાણીની પરિપક્વ શૈલી એ છે. અને ત્રીજું અને મુખ્ય કારણ તો બાપુજી પાસેથી પ્રેરણા લઈ, અને થાડગે જેવા સજ્જન પોલીસ અમલદાર પાસેથી ગુનેગાર જાતિનું હૃદય પામવાની શક્તિ મેળવી, રવિશંકર મહારાજે જે ઉજ્જવલ માનવસેવા કરી છે એનો જોટો સહેજે મળી ન શકે, અને એ રસ્તે જ દુનિયાએ ગુનેગાર જાતિના સવાલનો ઉકેલ આણવો રહ્યો એ છે રવિશંકર મહારાજે કેવળ હિંદુસ્તાન આગળ નહિ પણ આજની દુનિયા આગળ એક ઉદાત્ત આદર્શ મૂક્યો છે, જે ઝીલવા માટે આજની દુનિયા, ભલે ધીમે ધીમે, પણ તૈયાર થતી જાય છે.

કોમ કોમ વચ્ચે બંધુતા સ્થાપન કરવી હોય અને જમાનાઓથી ઘર કરી બેઠેલા સામાજિક દોષો તેમજ ભૂલભરેલા આદર્શો દૂર કરવા હોય, તો કઠોર ન્યાયનિષ્ઠ કરતાં પ્રેમાળ બંધુભાવ અને માતૃસહજ ક્ષમાવૃત્તિ જ કેળવવી જોઈએ. એમ કરીએ તો જ માણસ માણસ વચ્ચે, જાતિ જાતિ વચ્ચે, કોમ કોમ વચ્ચે, અને રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે ભાઈચારો અથવા કૌટુમ્બિક ભાન સ્થાપન થઈ શકે. સત્ય અને અહિંસા દ્વારા જે માનવધર્મ સ્થાપન કરવા માટે ગાંધીજી આજન્મ અને આમરણ મથ્યા તે જ માનવધર્મનું પાલન કરવાનો સાચો માર્ગ રવિશંકર મહારાજે અજમાવી જોયો છે.

રોમના ઇતિહાસના પ્રારંભમાં સ્વદેશી સરકારની ભૂલો સામે ભોળી દબાયેલી પ્રજાના રક્ષક તરીકે Tribune નામના લોકો નિમાતા એનો ઉલ્લેખ છે. આપણે ત્યાં સ્વરાજના દિવસોમાં આવા 'ટ્રાયબ્યૂન્સ'ની જરૂર ઉત્પન્ન થવાની. ફરક એટલો જ છે કે રવિશંકર મહારાજની લોક–હિત–રક્ષક તરીકે નિમણૂક થવાની જરૂર નથી. એમની આજન્મ નિઃસ્વાર્થી સેવાએ જ એમની નિમણૂક કરી દીધી છે. સિંહને જંગલનો રાજા થવા માટે અભિષેકની જરૂર હોતી નથી, એ જૂની સંસ્કૃત કહેવતને તોલે આવે એવી નવી કહેવત ચાલુ કરવી પડશે કે 'રવિશંકર મહારાજને નથી આપવી પડતી પદવી કે નથી કરવી પડતી એમની નિમણૂક કોઈ એક હોદ્દા પર.' ટૂંકામાં કહીશું કે 'રવિશંકર જેવા એની મેળે જ મહારાજ થાય છે.' આજે ગૂજરાતમાં 'મહારાજ એટલે રવિશંકર' એવું સમીકરણ થઈ ગયું છે.

'માણસાઈના દીવા'માં પાટણવાડિયા કોમની પરિસ્થિતિ અને એમની મનોરચનાની ધરતી ઉપર રવિશંકર મહારાજનું વ્યક્તિત્વ કેમ દીપી ઊઠે છે એ, મધ્યકાલીન સૌરાષ્ટ્રના બહારવટિયા–યુગના આધુનિક ચારણ શ્રી ઝવેરચંદ મેઘાણીએ આબાદ રીતે બતાવ્યું છે, પણ રવિશંકર મહારાજનું જીવનકાર્ય સમજવા માટે તેટલું બસ ન હતું. ગાંધીયુગમાં કોંગ્રેસે સ્વરાજ્ય–પ્રાપ્તિને અર્થે જે ઝુંબેશ ઉઠાવી અને આખા દેશે, ગાંધીજીની પ્રેરણાથી જે સાંસ્કૃતિક જાગૃતિનું કાર્ય કર્યું, તે ધરતી ઉપર ગુજરાતના જાહેર જીવનમાં રવિશંકર મહારાજ ક્યાં બેસે છે એ બતાવતું મહારાજનું એક સળંગસૂત્ર જીવનચરિત્ર લખવાની આવશ્યકતા હતી. એ કાર્ય રવિશંકર મહારાજ જેવા જ, પછાત અને અણઘડ કોમની સેવાને વરેલા શ્રી બબલભાઈને હાથે

થયું એ ઘણા સંતોષની વાત છે. ગાંધીજીના સૌરાષ્ટ્રમાંથી જ જુગતરામભાઈ જેવા કે બબલભાઈ જેવા ભૂમિજન–સેવકો આપણને મળ્યા છે. એમને હાથે શ્રી. રવિશંકર જેવા ગાંધી-યુગના આર્ષ પ્રતિનિધિનું ચરિત્ર લખાય, અને એ સૌરાષ્ટ્રના સાહિત્યસ્વામીનાં લખાણ કરતાં ઊતરતું ન નીવડે એથી કોને આનંદ ન થાય? એક જુવાન સેવાવીર બીજા મુરબ્બી સેવાવીરની જ્યારે કદર કરે છે ત્યારે એ ભાષાનો સંયમ વાપરવાનો જ. એ સંયમ આ ચરિત્રમાં વાક્યે વાક્યે દેખાય છે અને તેથી જ આ આખું બયાન સચોટ તેમ જ સમર્થ બન્યું છે.

એટલું તો કહેવું જ જોઈએ કે સંભાષણ–ચતુર રવિશંકર મહારાજ પાસેથી જ માહિતી મેળવીને આ ચારે ચોપડીઓ લખાઈ છે એટલે ચરિત્રકારોને જે શ્રેય આપણે આપીએ છીએ એમાંનો અમુક ભાગ તો ચરિત્રનાયકના ખાતામાં જમે થાય છે.

ગાંધીયુગના સાહિત્યમાં એક કીમતી ઉમેરો કરવા માટે શ્રી. બબલભાઈનું આપણે અભિનંદન કરીશું.

પાટણવાડિયા કોમના નવયુવકો વલ્લભવિદ્યાલય જેવી સંસ્થામાંથી જ્યારે નવા સંસ્કારો મેળવશે અને પોતાની કોમ ઉપરની મધ્યયુગીન કાંચળી ઉતારી દેશે, ત્યારે પોતાની કોમના ઉદ્ધારક શ્રી. રવિશંકર મહારાજ પ્રત્યે અસાધારણ કૃતજ્ઞતાની-લાગણી અનુભવશે અને તે વખતે આ જીવન-ચરિત્રની તેઓ રામાયણ, મહાભારત કે બાયબલના જેવી કદર કરશે. પણ દુનિયાના લોકો તો આજથી જ આ ચોપડીનું, એક પ્રેરક ગ્રંથ તરીકે સ્વાગત કરશે.

काका कालेलकर

## ૧. મહારાજ

ગુજરાતમાં લોકસેવક તરીકે પ્રસિદ્ધ થયેલા શ્રી. રવિશંકર મહારાજને આજે કોણ નથી ઓળખતું? વર્ષોની એમની અખંડ સેવાએ આજે એમને ગુજરાતભરમાં જાણીતા કરી મૂક્યા છે.

કોઈ એમને પાટણવાડિયાના ગોર કહે છે, તો કોઈ ચોરલૂંટારાનાં જીવન પલટી નાખનાર સાચા ધર્મોપદેશક કહે છે. કોઈ એમને ચુસ્ત કોંગ્રેસવાદી કહે છે, તો કોઈ અનન્ય ગાંધીવાદી કહે છે. કોઈ એમને મુમુક્ષુ બ્રાહ્મણ કહે છે, તો કોઈ આજના જમાનાના તપસ્વી કહે છે. એમનામાં કાંઈક એવું કામણ ભર્યું છે કે અનેક એમના મિત્રો બને છે, અનેક એમના ભક્તો બને છે, અને બીજા અનેક એમને ચાહવા લાગે છે. એ જ્યાં જાય છે ત્યાં અનોખી જ ભાત પાડે છે. એમનું જીવન સાદું છે, અપરિગ્રહ અને અસ્તેય-વ્રતના તાણાવાણાથી વણાયેલું છે, એટલું જ નહિ પણ કોઈ વ્રતધારી પરિવ્રાજકનો આદર્શ રજૂ કરનારું છે. આજે એ

જીવતીજાગતી અને હરતીફરતી વિદ્યાપીઠ સમા ગુજરાતના જીવન–શિક્ષક બની ગયા છે.

એક રીતે કહીએ તો એ ગુજરાતના ચોકીદાર છે. ગુજરાત ઉપર આવેલી કે આવતી કોઈ આફતને રોકવા માટે કે દૂર કરવા માટે એ હરહંમેશ કમ્મર કસીને ખડા હોય છે. એમની પ્રવૃત્તિ એક નહિ, પણ અનેકવિધ છે. સસ્તા અનાજની દુકાન ચલાવતી વખતે એ ત્રાજવાની દાંડી હાથમાં પકડે છે. રેલસંકટ વખતે એ નદીનાળાં ઓળંગી લોકોને ઝૂંપડેઝૂંપડે રાહત પહોંચાડે છે. હુલ્લડ થાય છે ત્યારે એ સામી છાતીએ સમજૂતી ફેલાવતા ફેલાવતા નિર્ભયતાના પાઠ ભણાવે છે. પ્લેગ કે કોલેરા વખતે એ માંદાના ઝાડાપેશાબ ઊંચકે છે. સત્યાગ્રહની લડત આવે છે ત્યારે એ એક સૈનિકની અદાથી કાયદાનો ભંગ કરીને પ્રસન્ન મુખે આવે તે પરિણામો વહોરી લે છે. જેલમાં જાય છે, ત્યારે તે એક આદર્શ કેદીનો નમૂનો પૂરો પાડે છે, વિદ્યાર્થીઓ એમનો ઉત્સાહ જોઈ પ્રેરણા મેળવે છે, વિદ્વાનો એમના અનુભવસિદ્ધ જ્ઞાનની વાતો સાંભળીને મોઢામાં આંગળી ઘાલે છે. સંસ્કારી કુટુંબો, યુવકયુવતીઓના લગ્નપ્રસંગોએ એમના મોઢેથી દાંપત્યધર્મનું રહસ્ય સમજે છે. પણ એમનો ખરો આનંદ તો ત્યારે એ કોઈ ગરીબ યજમાનની હાજરી કઢાવીને ૨૫–૩૦ માઈલની પેદલ મુસાફરી કરીને આવે છે અને એની નીચી છાજવાળી છાપરીમાં, સાલપોલિયા ખાટલીમાં કે ફાટીતૂટી ગોદડીમાં ટૂંટિયું વાળીને નિરાંતની ઊંઘ લેતા હોય છે, ત્યારે પ્રગટ થાય છે.

કોઈ વખત ધનવાનો ગરીબોનાં દુઃખની કહાણી સાંભળવા એમને આમંત્રણ આપે છે. કોઈ વખતે મોટી શાળા-મહાશાળાના અધ્યાપકો વિદ્યાર્થીઓને એમના અનુભવજ્ઞાનના પાઠ ભણાવવા નોતરે છે. સરદારસાહેબ કે પૂ. ગાંધીજી ગુજરાતમાં આવે ત્યારે પહેલી ભાળ એ કાઢે કે, 'રવિશંકર મહારાજ ક્યાં છે?' આમ એક નહિ પણ અનેક સ્વરૂપે રવિશંકર મહારાજના આપણને દર્શન થાય છે. કાઠિયાવાડના જુવાન કાર્યકરો એમને 'દાદા' કહીને સંબોધે છે, સુરતના ગામડાંના લોકો એમને રવિશંકરભાઈ કહીને બોલાવે છે, પણ એમનું બહુ જાણીતુ અને રૂઢ થઈ ગયેલુ ટૂંકું નામ 'મહારાજ' છે.

લાંબું, પાતળું અને કસાયેલું શરીર, કોઈની પણ સાથે વાતો કરતાં આખમાંથી ઊભરાતી અમીભરી નજર, ગરીબ જનતાની દરિદ્રતાથી દાઝેલા સેવકને શોભે એવુ એમનું ઊંચું છતાં ચાર છેડે પહેરેલુ ધોતિયુ, ઉઘાડા પગ અને હાથે જ કાંતીને વણાવી લીધેલી સ્વચ્છ, સાદી અને ઘટ્ટ વણાટવાળી ખાદીની કસોવાળી સફેદ બંડી અને સફેદ ટોપી એ એમનો ઉપરનો દેખાવ.

બેસતી વખતે જગ્યા ઓછી રોકવી પડે તો સારુ, ખાતી વખતે ગરીબોએ પકવેલો અનાજનો એક પણ દાણો અયોગ્ય રીતે ન વપરાઈ જાય એવી સાવધાની, ગમે તે ક્ષણે બીજાને મદદરૂપ થવા માટે બેપાચ ટાંપા ખાઈ લેવાની તૈયારી, ટૂંકમાં 'જનતાજનાર્દનને ચરણે આખુ જીવન સમર્પિત હોવા છતાં મનમાં ન મળે એક રજ જેટલું પણ

અભિમાન, ચારે બાજુ વાહવાહ થતી હોવા છતાં વખાણ-રૂપી વિષમાંથી બચી જવાની ક્ષણેક્ષણની જાગૃતિ, આવેલી આફતમાં ભલભલાને દોરે એવી સૂઝશક્તિ હોવા છતાં સમજ ન પડે ત્યારે નાના બાળક પાસે પણ 'મને એ નથી સમજાતું' એમ કહીને શીખવા બેસવા જેટલું નિખાલસપણું, શાળા કે કૉલેજના પગથિયે પણ ચડ્યા વિના પંડિતને પણ પહોંચી વળે એવી સરળ, સચોટ અને મોહક વાગ્ધારા, એમની વાતે વાતે જીવંત અનુભવના ખજાના ઠલવાય. એમના દરેક કાર્યમાં દરિદ્રનારાયણ પ્રત્યેનો પ્રેમ ઊભરાય અને 'આત્મવત્ સર્વભૂતેષુ' બનવાની એમની અંતરના ઊંડાણની ઝંખના, આ બધી એમની વૃત્તિઓ.

પાંત્રીસ વર્ષની ઉમ્મરે એ જાહેર પ્રવૃત્તિમાં પડ્યા ત્યાર પછીનાં છેલ્લાં ત્રીસ વર્ષના એમના જાહેર જીવનમાં એમણે એવો કર્મયોગ આદર્યો કે આપણે ત્યાં એમની સેવાના ગંજ ખડકાયા. એમના વ્યક્તિગત જીવનને એમણે ગુજરાતના સમાજજીવનમાં હોમી દીધું છે. એમનું સમગ્ર જીવન કર્મરત થઈ ગયું છે. માનવસેવા એ જ એમના જીવનનું ધ્યેય બની ગયું છે. એ ઘરે હોય કે બહાર હોય, પ્રવાસમાં હોય કે સ્થિર હોય, ગામડામાં હોય કે શહેરમાં હોય, એમના જીવનની એક એક પ્રવૃત્તિ પાછળ માનવપ્રેમ અને જનકલ્યાણની ભાવના કામ કરી રહી હોય છે. અને પંદર માઈલ ચાલીને આવતા હોય, એમના હાથમાં પાંચદસ શેરનો બોજો હોય, અને ઠેઠ ઝાંપા આગળ સામે જઈને કોઈ એમની થેલી ઊંચકવા માગે તોય એ એમનો બોજો બીજાને ઊંચકવા નહિ આપે,

પાણીની તરસ લાગી હોય, આજુમાજુમાં ઘણા જુવાનિયા બેઠા હોય છતાં પાણી પીવા માટે એ પોતે જ ઊઠીને માટલા પાસે જશે, બીજા પાસે લોટો પાણી પણ મંગાવશે નહિ. કોઈની રજ જેટલી પણ સેવા લેવી નહિ, પણ બીજાની સેવા કરવા માટે મળેલી એક પણ તક જવા ન દેવી એ એમની ખાસિયત.

વાતવાતમા એક વખત એમના નાના ભાઈ શ્રી. અબાલાલભાઈના મોઢામાથી શબ્દો નીકળી પડયા અને એ યથાર્થ છે કે, "એમના ખાનગી જીવનના પ્રસંગો તો શુ કહુ, પણ બાળપણથી અત્યાર સુધીની એમની એકધારી સેવકવૃત્તિ કોઈનુ પણ લક્ષ ખેચે એવી છે. એ નિશાળમાં ભણતા ત્યારે માસ્તરનુ ઘરકામ હોય તો બીજા છોકરાઓ સતાઈ જાય ત્યારે રવિશકરભાઈ મોખરે હોય અને વધારે મહેનતનું કામ એ જ ઉપાડે. મહોલ્લામાં ડોશીમાને છીંકણી મંગાવવી હોય કે કાગળ લખાવવો હોય તો એ કામ રવિશંકરભાઈનુ જ. માસ્તરને ત્યાંથી કાગળ લાવવો, લખી આપવો ને પાછો ટપાલમા નાખી આવવો—બધુય કામ તેમને જ કરવાનું. પરગામ જાય ત્યારે સાથેવાળાની બધી સગવડ સાચવવા એ પ્રયત્ન કરે અને પોતાને માટે જે હોય તેથી ચલાવી લે આ બધા ઉપરથી હુ તો કહુ છુ કે કવિઓ અને યોદ્ધાઓની માફક સ્વયંસેવક જન્મે છે, તાલીમ વર્ગોમાં તૈયાર થતા નથી." એમના આ કથનમાં કેટલું બધું તથ્ય છે!

ગુજરાતની ઘણી રાષ્ટ્રીય સસ્થાઓના મહારાજ

કાર્યદેસર સામાન્ય સભ્ય નથી હોતા, પણ એ સંસ્થાના સંચાલનમાં એમનો ફાળો બહુ મોટો હોય છે એ સંસ્થાઓ એના નિશ્ચિત ધ્યેય પ્રમાણે આગળ વધે એ અંગે દોરવણી આપવામાં, કાર્યકર્તાઓમાં શિથિલતા આવી હોય તો ચેતવણી આપીને દૂર કરવામાં, કોઈ આંટી ઊભી થઈ હોય તો એનો ઉકેલ શોધી કાઢવામાં કે નવા નવા કાર્યકરોને પ્રેરણા આપવામાં એઓ સંસ્થાની માતાની ગરજ સારે છે એમની પાસે એક એવી સ્નેહશક્તિ છે કે કેટલીયે સંસ્થાઓ તથા કુટુંબોમાં એ મલમનું કામ કરે છે સમૂહમાં કામ કરવાનું આવે છે ત્યારે ઘણી વખત એકબીજા વચ્ચે ગેરસમજ અને અથડામણ ઊભી થાય છે આવે વખતે મહારાજ વચ્ચે આવીને કાંઈક એવું સ્નેહસિંચન કરે છે કે બધી અથડામણ અને બધી ગેરસમજો અદૃશ્ય થઈ જાય છે, અને સૌ સુમેળથી અને સંપીને કામ કરવા લાગી જાય છે

એમનું મુખ્ય કામ ભલે પછાત કોમોનું રહ્યું હોય, પણ એક સ્થળેથી બીજે સ્થળે જતા આવતા, રસ્તામાં આવતી અનેક સંસ્થાઓ તથા વ્યક્તિઓ જે એમને વડીલ માનતી હોય છે અને એમની પાસેથી જીવનનું ભાથું મેળવતી હોય છે એમને મળવાનું, એમની ખબરઅંતર પૂછવાનું કે એમના નાનામોટા કામમાં ઉકેલ બતાવવાનું એમનું આડકતરું પણ બહુ મહત્ત્વનું અને મોટું કામ હોય છે એઓ માત્ર ઓળખીતાઓનું જ કામ કરતા હોય છે એવું નથી, પણ ન ઓળખતા હોય એવાઓનું પણ કામ કરવા લાગે છે, એટલે એમની ઓળખાણો તથા સંબંધોનો વ્યાપ રોજ વધતો જ જાય છે

આવા પ્રવૃત્તિપરાયણ જીવનની ન મળે ક્યાંય નોંધ કે ન મળે એમને એ વિષે સળંગ લખવાની કે વાતો કરવાની ટેવ, એટલે એમના સમગ્ર જીવનની સળંગ લીટી દોરવી બહુ મુશ્કેલ છે. એમના વિષે લખવા જતાં બધુ અધૂરુ અધૂરુ અને અધરુ લાગે છે. એ વાત લખીએ છીએ ત્યાં બીજી પાંચ રહી જતી જણાય છે. કોઈ સુયોગ્ય પળે એમની અમૃતવાણી સાંભળવા મળે છે, ત્યારે થોડી વારમાં અનુભવોનો ખજાનો ઠલવાય છે, એમના પ્રસંગમાં આવેલા અનેકના ઇતિહાસો સાંભળવા મળે છે, અને ગમે તેટલુ સાંભળીએ છતા એમની ગામડી ભાષાના તળપદા છતાં સંસ્કારી ભાષાપ્રયોગો સાભળ્યા જ કરીએ એવી એમની વાણીની મીઠાશ અને અનુભવોનું આકર્ષણ હોય છે

મને કેટલીક વખત એમને મધમાખીની ઉપમા આપવાનુ મન થાય છે. પણ એમાં એક દોષ રહી જાય છે. મધમાખી ફૂલે ફૂલે બેસે છે અને મીઠાં મધુર તત્ત્વો એકઠાં કરે છે. પછી એ મીઠા તત્ત્વોનો એ મધપૂડામા સંગ્રહ કરે છે અને જો કોઈ એ તત્ત્વો લેવા આવે તો એને ડંખ મારે છે. પણ મહારાજ તો જ્યાં જાય ત્યાથી મધુર તત્ત્વો એકઠા કરે છે, એમા પોતાનો અનુભવ ઉમેરીને મધ તૈયાર કરે છે, અને પછી ફરીફરીને છૂટે હાથે એની લહાણી કરે છે. મધમાખીનો મધસંગ્રહ એનો મધપૂડો જોતાં જ નજરે ચડે છે. આપણા જાણીતા બીજા કોઈ પણ કાર્યકર્તા કરતા મહારાજનો મધસંગ્રહ મોટો છે, પણ એમણે એ ઠેકઠેકાણે વેરી માર્યો છે એટલે એ કોઈ એક સ્થળ દેખાતો નથી.

એ વેરાયેલા મધને એકઠું કરવું એ અઘરું અને બિનજરૂરી છે. એમની પાસે એનો હિસાબ માગવો એ તો એથી પણ વધારે અઘરું છે. એ હિસાબ કાઢવો હોય તો તો આટલાં વર્ષોમાં એ જ્યાં જ્યાં ફર્યાં ત્યાં ત્યાં જઈ આવવું જોઈએ. જેમની જેમની સાથે એ સંબંધમાં આવ્યા એમાંના શક્ય હોય એ બધાને મળી આવવું જોઈએ. એમણે વેરેલાં બાટણાંમાંથી જે બેચાર આપણને મળ્યાં હોય કે આપણા મિત્રોને મળ્યાં હોય એટલાં ઉપરથી જ એમના મધસંગ્રહનો અંદાજ કાઢવા બેસીએ, તો આપણે કદાચ એમને અન્યાય કરી બેસીએ. આ પ્રયત્નમાં મને એવું જ કાંઈક લાગ્યાં કરે છે. એમ છતાં આપણા આવા લોકપ્રિય બનેલા લોકસેવકની સેવાના ઢગલા બળ્યા છતાં એમાંનું બહુ થોડું આપણી પ્રજા સમક્ષ પહોંચ્યું છે. એ સેવાઓનું ખરું, હાર્દ અને પૂર્ણ વીગતો તો મહારાજ પોતે લખે તો જ મળે. પણ એની આશા બહુ ઓછી છે. બીજું કોઈ વધારે ઊંડે ઊતરીને, વધારે અભ્યાસ કરીને કે વીગતો મેળવીને આપણી સમક્ષ આવે ત્યાં સુધી રાહ જોતાં ખાલી બેસી ન રહેવુ પડે એમ માનીને મારી પાસે જે કાંઈ થોડુ આવ્યું છે તે અહીં પીરસું છું.

આ તૈયાર થયું હતુ એ અરસામાં જ શ્રી. મેઘાણીભાઈનું 'માણસાઈના દીવા' પ્રસિદ્ધ થયું. એમણે આપણને મહારાજનાં એક ખાસ દૃષ્ટિએ દર્શન કરાવ્યાં. અને મહારાજ વિષે વધારે જાણવાનું કુતૂહલ પેદા કર્યું એ સારું જ થયું.

આ અગાઉ 'મહારાજ થયા પહેલાં' પ્રસિદ્ધ થઈ

ચૂક્યું છે. એમાં મેં એમના પૂર્વજીવનનું ઘડતર કઈ રીતે થયું એ બતાવવાનો પ્રયત્ન કર્યો છે. 'પુત્રનાં લક્ષણ પારણામાંથી વરતાય' એ મુજબ એમના એ નાનપણના જીવન ઉપરથી જ મોટપણે એ શું કરશે એનો ક્યાસ આવી જાય છે. આ પુસ્તકમાં એ કુટુંબરૂપી નાના ઘરમાંથી સમાજરૂપી મોટા ઘરમાં પ્રવેશ કરે છે ત્યાર પછીનો એમનો પુરુષાર્થ આવે છે

આવા ઉજ્જ્વળ જીવનનું ઘડતર એમણે કઈ રીતે કર્યું તથા સમાજસેવાનાં જે ઢગલાબંધ કાર્યો એમણે કર્યાં છે, એ ક્યા ભાવથી અને બળથી પ્રેરાઈને કર્યાં છે, એ જાણવાનું મન કોઈનેપણ સહેજે થાય એવું છે. ધન કે આજકાલના શિક્ષણના કશાય વારસા વિના એક સામાન્ય કુટુંબનો બાળક સ્વપ્રયત્ને અને કાંઈક કરવાની ઉચ્ચ ભાવના વડે શું કરી શકે છે એ જાણવા મળે અને એમના યજ્ઞમય જીવનમાંથી ફેલાયેલી સુવાસ વધારે વ્યાપક બનીને દરિદ્રનારાયણની સેવા માટેનો એમનો ભેખ બીજાઓને સ્પર્શે એવી આશાએ એમની સાથે વાતો કરીને તેમજ એમના વિશેની વાતો સાંભળીને જે જે હકીકતો મેળવી તેને કાળક્રમે ગોઠવીને રજૂ કરવાનો આ એક પ્રયત્ન છે. આશા રાખું છું કે એ આપણા ગુજરાતી સમાજને પ્રેરક, બોધક અને રોચક નીવડશે.

## ૨. 'મહારાજ થયા પહેલાં'

એમનો જન્મ સંવત ૧૯૪૦ના મહા વદ ચૌદશ, તા. ૨૫–૨–'૮૪ને રોજ ખેડા જિલ્લામાં માતર તાલુકાના રઢુ ગામે એમના મોસાળમાં થયો હતો. એમનું મૂળ વતન મહેમદાવાદ તાલુકાનું સરસવણી ગામ છે અને જ્ઞાતિએ એ ટોળકિયા ઔદિચ્ય બ્રાહ્મણ છે.

એમના પિતાશ્રી શિવરામ વ્યાસ ધૂળી નિશાળના એક સસ્કારી, તેજસ્વી અને ટેકીલા મહેતાજી હતા. માતાનો પ્રેમ અને પિતાના સંસ્કારો ઝીલતા ઝીલતા એક ગામડાના સામાન્ય વિદ્યાર્થી માફક ગામની શેરીઓમાં, સીમનાં ખેતરોમાં અને ભાગોળની નદી તથા ચરામાં એ રમે છે અને ઊછરે છે.

નાનપણમાં જ એમના ગામના શ્રી. છોટાલાલ કવિની પ્રેરણાથી ફક્ત ગુજરાતી ૭ ચોપડી ભણેલો રવિશંકર આર્યસમાજ તરફ ખેંચાય છે, અને શ્રીમદ્ શંકરાચાર્યનો એક

વહોરે છે એનો શાળાનો અભ્યાસ અટકે છે પણ બહારના બીજા વાચનનો શોખ વધે છે.

ઈ. સ. ૧૯૧૧માં એમને શ્રી. મોહનલાલ કામેશ્વર પંડ્યાનો સંસર્ગ થાય છે. એમની સાહસિક વૃત્તિ, અન્યાયનો સામનો કરવાની તેજસ્વિતા અને બીજા માટે ઘસાઈ છૂટવાની ઉત્કટ લાગણી જોઈને પંડ્યાજી એમના પ્રેમમાં પડે છે અને દેશ માટે સર્વસ્વ કુરબાન કરવાની પંડ્યાજીની ભાવના તેમજ ગરીબ જનતા અને તેજસ્વી જુવાનો માટેની એમના દિલની પ્રેમાળ લાગણી અનુભવીને એ પંડ્યાજી તરફ આકર્ષાય છે.

ઈ સ. ૧૯૧૬ની સાલમા એમને ગાંધીજીના પ્રથમ દર્શન થાય છે. ત્યાર બાદ એમના જીવનમાં એક નવો જ પલટો આવે છે ગાધીજીના વિચારો એમને મળેલા આર્યસમાજી સસ્કારોમાં એક નવુ જ બળ પ્રેરે છે. એ પોતે કહે છે કે :— "આર્યસમાજને લીધે મારુ ગામડિયાપણું ઓછુ થયુ અને દેશ તથા ધર્મ વિષેનું મારું જ્ઞાન વધ્યુ પણ મને જીવનનો સંતોષ તો ગાંધીજીએ જ આપ્યો. હુ સાવ નાનો હતો ત્યારે માતાપિતા તરફથી મને શુભ સંસ્કારો મળ્યા હતા તેમા આર્યસમાજે તર્કનો ઉમેરો કર્યો અને ગાધીજીએ જીવન જીવવાની દૃષ્ટિ આપી. છેક શરૂઆતમા મને આર્યસમાજના પુસ્તકોએ ખૂબ આકર્ષ્યો હતો. પણ સ્વામી વિવેકાનંદ અને સ્વામી રામતીર્થના લખાણોએ મને ઊંડાણથી વિચારતો કરી મૂક્યો. અને ગાંધીજીએ મને જીવનનુ સ્પષ્ટ

દર્શન કરાવ્યું. મારા જીવનમાં મને વધારેમાં વધારે આનંદ આપનાર વ્યક્તિ ગાંધીજી છે. એ મહાપુરુષ ન હોત. તો હું ક્યાં હોત? એમની સાથે બેસીને મેં બહુ વાતો નથી કરી, ચર્ચાઓ નથી કરી કે બહુ પ્રશ્નો પણ નથી પૂછ્યા, એમ છતાં મને એમ લાગ્યા કરે છે કે મારી બધી ગૂંચો એ મહાપુરુષે જ ઉકેલી છે. એમના કાળમાં મારો જન્મ થયો છે એ માટે હું મારી જાતને હંમેશ ધન્ય માનું છું.

"શરૂઆતમાં આર્યસમાજ ઉપર મુગ્ધ થયો ત્યારે મારી મહાદેવની પૂજા તથા બીલી ચડાવવાનું છૂટી ગયું. એ વખતે મને એ ગમેલું, પણ આજે વિચાર કરું છું ત્યારે જણાય છે કે એ વખતના ઝનૂનમાં બાહ્ય આચાર સાથે હું મારું ભક્તહૃદય પણ ખોઈ બેઠો હતો. કોઈ કોઈ વખત મને એનો વસવસો પણ થતો. પરંતુ આ રીતે મેં ખોયેલા મારા ભક્તિભાવની ગાંધીજીએ મને ફરી પૂર્તિ કરી આપી છે."

ધીમે ધીમે એ ગાંધીજી અને એમના વિચારોથી રંગાતા જાય છે, સ્વદેશી અને ખાદી માટેનો એમનો પ્રેમ વધતો જાય છે, અને પરતંત્ર બની ગયેલા હિંદને સ્વતંત્ર કરવાની એમને તાલાવેલી લાગે છે. સ્વામી નિત્યાનંદજી તરફથી આ બધામાં સિંચન થયાં કરે છે. એટલે એમનો કાર્યવેગ પણ વધતો જાય છે.

ઈ. સ. ૧૯૧૯માં એ સ્વરાજ્યના સાચા સ્વયંસેવક બને છે. ગાંધીજીએ સોંપેલી જપ્ત થયેલા 'હિંદ સ્વરાજ' પુસ્તકની નકલો નડિયાદ પહોંચાડવામાં અને નિર્ભય રીતે

ઘેરઘેર ફરીને એને લોકોમાં વેચવામાં એ પોતાની જાતને કૃતાર્થ થયેલી માને છે. આમ એમને ખબર પણ ન પડે એ રીતે એમના જીવનમાં પરિવર્તન થતું જાય છે.

ત્યાર બાદ એ સ્વ. કસ્તૂરબા સાથે બહિયલના ખાદી કેન્દ્રમાં થોડો વખત રહી આવે છે. ગામડામાં જઈને વસવાનો ગાંધીજીએ કસ્તૂરબાને આપેલો સંદેશો એમના મન ઉપર અસર કરી જાય છે. ઈ. સ. ૧૯૨૦ના અસહકારના ઠરાવ પછી સુણાવમાં એ રાષ્ટ્રીય શાળા સ્થાપે છે, અને એમની વિશિષ્ટ ઢબે શિક્ષણનું કાર્ય કરે છે. શાળાનું તંત્ર બરાબર ગોઠવાઈ જાય છે એટલે એ પાછા મહેમદાવાદ તાલુકામાં પહોંચી જાય છે.

ત્યાં મહેમદાવાદના વેપારીઓ ઉપર સરકારી અમલદારો તરફથી વર્ષોથી લદાયેલી વેઠ સામે જેહાદ ઉપાડી તેમને મુક્ત કરાવે છે.

આમ આજ સુધી એ કુટુંબમાં રહ્યા રહ્યા પોતાનો વિકાસ કરતા હતા, અને થોડા આવાપાછા થઈને જે કાંઈ થઈ શકતી એ સેવા કરતા હતા, એમાંથી એ કાયમના અને ચોવીસે કલાકના સેવક શી રીતે બની જાય છે એ આપણે હવે પછીનાં પ્રકરણોમાં જોઈશું.

## ૩. બહારવટિયાઓનો ભેટો

૧

કુશી બીજા ગણ્યા વિના રાતદિવસ ગમે ત્યાં મહારાજને ફરતા જોઈને કેટલાકને આશ્ચર્ય થતુ, કેટલાક ચિંતા પણ વ્યક્ત કરતા, પણ એ તો કામ આવ્યું એટલે પળનોય વિલંબ કર્યા વિના ઊપડયા જ હોય.

ઈ. સ. ૧૯૨૨ની આ વાત છે. એ છિપિયલ ગામમાં સાંધ લેવા ગયા હતા. ત્યાંથી પાછા ફરતી વખતે અંધારું થઈ ગયું હતું, પણ એ તો ખભે થેલી મૂકીને લાંબે પગલે એમનો માર્ગ કાપ્યે જતા હતા. ભરકુંડા નજીક એ આવ્યા ત્યાં એમણે કેટલાક લોકોને ઉતાવળા ઉતાવળા એમનાં ઢોર હાંકી લાવતા જોયા. એમાંના એકે જરા દબાયેલા અવાજે મહારાજને પૂછયું, "અત્યારે ક્યાં જાઓ છો ?" "સરસવણી," એટલો ટૂંકો જવાબ આપીને મહારાજ તો આગળ ચાલ્યા. વચ્ચે એક ચરો આવ્યો તે વટાવીને વહેળા આગળ પહોંચે છે ત્યાં એક માણસે આગળ આવીને એમની છાતીએ હાથ મૂકયા અને કહ્યું કે, "પાછા જતા રહો." હાથ મૂકનાર માણસને ઓળખીને મહારાજે કહ્યું : "કોણ પૂંજો ?" એણે

જવાબ આપ્યો: "હા, પાછા જાઓ, નકામા માણસો ઊભા છે." મહારાજે કહ્યું: "કોણ?" જવાબ મળ્યો: "બહારવટિયા."

એક ક્ષણમાં એમના મનમાં અનેક વિચારો આવી ગયા: બારડોલીની લડતમાં જોડાવાનો વિચાર હું જ કરી રહ્યો છું; માથું આપવાની તૈયારી પણ હું બતાવું છું; બહારવટિયા આવે ત્યારે નહિ નાસવાની સલાહ આપવાવાળો પણ હું જ છું. એમને પાછા ફરવાનું મન ન થયું. એમના મનનો નિશ્ચય થઈ ગયો. એ આગળ વધવા લાગ્યા. પેલા પૂંજાએ ફરી એમને રોક્યા, "મહારાજ, આગળ જતા નહિ. ઇજ્જત જશે. મારાથી તમને મદદ નહિ થાય."

"ઇજ્જત એટલી સોંઘી નથી કે એમ જતી રહે," એટલું કહીને મહારાજ આગળ ચાલવા લાગ્યા. અને ચાલતાં ચાલતાં કહ્યું: "એ ક્યાં છે એ તો બતાવ. મારે એમની પાસે જ જવું છે." પૂંજાએ અચકાતાં આંગળી વતી સ્થળ ચીંધ્યું. મહારાજ થોડેક આગળ જઈને નાળમાંથી એક ચડાણવાળા ખેતરને છીંડે ચડ્યા. અને જુએ છે તો એમની સામે જ એક બંદૂકધારી આવીને ઊભો હતો. એને જોઈને મહારાજ હસી પડ્યા અને પૂછ્યું, "બીજા ક્યાં છે?" આ બધું એવી સ્વાભાવિક રીતે બની ગયું કે મહારાજ કહે છે કે, "મનેય ખબર ન પડી કે હું કેમ હસ્યો, મેં શું પૂછ્યું, અથવા પેલા બંદૂકધારી પાસે જવાની હિમ્મત મારામાં ક્યાંથી આવી! કુદરતી રીતે જ આફત આવે છે ત્યારે મારામાં નવું સાહસ અને અણધારી હિમ્મત આવી જાય છે. કુદ-

કારનું તો નામ સરખું નથી રહેતું. મારો પ્રશ્ન સાંભળીને પેલો બંદૂકવાળો થોડો પાછો પડ્યો એટલામાં ખેતરની છાપરીમાંથી બીજા બે જણ બંદૂક સાથે બહાર આવ્યા. એમને પણ મેં એવો જ સવાલ પૂછ્યો. એય કહાવા કે આ ક્યાંથી! એમાંના કેટલાક મને ઓળખતા હશે, પણ મેં કોઈને ઓળખ્યા નહિ. આ ટોળી નામદારિયાની હોવી જોઈએ, એવું મેં અનુમાન કર્યું. એનો આગેવાન મગન હતો, પણ એ દૂર ઊભો હતો. બીજો એક જણ ઘોડે ચડીને દેખરેખ રાખતો ફરતો હતો. એણે બૂમ મારી, 'કોણ છે?' મેં કહ્યું, ' હું બહારવટિયો.' મારો જવાબ સાંભળીને બધા મારી નજીક આવવા લાગ્યા. એ થોડે અંતરે રહ્યા એટલે મેં કહ્યું કે, 'બેસી જાઓ, મારે એક વાત કહેવી છે.' પાંચ-સાત જણ મારી નજીક આવ્યા અને બેસી ગયા. હું પણ એમની પાસે બેસી ગયો. પેલો પાટીદાર તથા ઘોડાવાળો ભરી બંદૂકે દૂર ઊભા રહ્યા ને ચોકી કરવા લાગ્યા.

ટોળામાંથી એકે કહ્યું કે, 'આ વળી કેવાક બહાર-વટિયા!' મે કહ્યું કે, 'અમારું પણ એક બહારવટું છે, પણ અમારું બહારવટું આ અંગ્રેજ સરકાર સામે છે. જે આપણા ગરીબ ભાઈઓને લૂંટીને ખાઈ ગઈ છે, એણે આપણા દેશને ગુલામ બનાવ્યો છે. એ આપણી 'મહેનતની કમાણી પરદેશ ચડાવી દે છે. આપણા જ દેશમાં આપણા ભાઈઓ ભૂખે મરે છે, અને ગોરાઓને એ મોટા મોટા પગારો આપે છે. આવી સરકારને કાઢી મૂકવી છે. અમારો સરદાર ગાંધી મહાત્મા છે. ખરું બહારવટું તો આ જ છે. હું તમને

પૂછવા આવ્યો છું કે તમે આમાં મદદ કરવા આવો કે નહિ ? તમેય બહારવટું તો કરો છો, પણ એનાથી તો આપણા જ ભાઈઓ લૂંટાય છે." એકે જવાબ આપ્યો, "અમે ગરીબોને પજવનારાઓને જ લૂંટીએ છીએ." મહારાજે કહ્યું, "પણ હું ગમે ત્યાં જાઉં છું છતાં કોઈ ગરીબ મારાથી ડરતું નથી. એ તો મને મળે છે ત્યારે ભેટે છે. તમારાથી તો ગરીબો પણ ફફડે છે."

બીજાએ પ્રશ્ન કર્યો, "પણ ગાંધીજીએ ગરીબનું શું ભલુ કર્યું ?" મહારાજે અમદાવાદમાં તાજી જ થયેલી મજૂરોની લડતની વાત કહી કે અમદાવાદની મિલોવાળા ગરીબ મજૂરોનો પગાર નહોતા વધારતા, મહાત્માજીએ એ વધરાવી આપ્યો. સામો જવાબ મળ્યો, "પણ એમાં વળ્યુ શું ? મજૂરોનો પગાર વધારાવી આપ્યો પણ લૂગડું તો મોંઘું કરાવ્યું. વધારો લૂગડા ઉપર ચડાવ્યો હશેને ?" મહારાજે કહ્યું, "તમારી વાત સાચી છે. એટલા માટે જ ગાંધીજી સંચાનું લૂગડુ વાપરવાની ના કહે છે. અને બધાને કહે છે કે ખાદી પહેરો." બીજાએ જવાબ આપ્યો, "પણ લોકો એમ ખાદી પહેરવાના નથી. એ તો આ નાળવાળી જોશે એટલે તરત પહેરી લેશે." મહારાજે કહ્યું, "ત્યારે અમે બધાએ ખાદી પહેરી છે તે આવી નાળવાળી જોઈને પહેરી હશે !" જવાબ મળ્યો, "ના, ના, તમે તો બધું સમજો છો." મહારાજે કહ્યું, "ત્યારે મહાત્મા ગાંધી પણ બધાને સમજાવવાનું કહે છે. સમજીને પકડે એ જ ટકે." એકે પ્રશ્ન કર્યો, "પણ ગાંધી મહાત્મા આ સરકારને હથિયાર

વિના શી રીતે કાઢવાના હતા ?" મહારાજે કહ્યું, "એ જ એમની ખૂબી છે તો. એમણે અહિંસાનું એક નવું હથિયાર શોધી કાઢયું છે. એ તો મોટા બંદૂક અને તલવારવાળાઓની બંદૂકનલવાએ પણ હેઠે મુકાવે છે." બીજાએ પૂછયું, "પણ એ હથિયાર કેવું'ક છે? અમને દેખાડો તો ખરા." મહારાજે કહ્યું, "એ તો તમને મહાત્માજી બતાવે. જો તમારે એમને મળવું હોય તો હું એમનાં દર્શન કરાવું. તમને બધાને વિશ્વાસ ન આવતો હોય તો તમારામાંથી એક જણ મારી સાથે આવો." મહારાજની વાતમાં એમને રસ પડતો જણાયો એટલે મહારાજે આગળ ચલાવ્યું, "જુઓને, આ તમે બહારવટે નીકળ્યા છો એમાં કેટલાક તમારી સાથે ગરીબાઈને લીધે જોડાય છે, કેટલાક પાછળ પોલીસ પડી હોય છે તેથી જોડાય છે; અને કેટલાક મોજ ખાતર હૈસો ભાઈ હૈસો કરીને જોડાય છે; પણ આવી લૂંટો કરવાથી કોઈની ભૂખ ભાંગી જાણી નથી. ભૂખ તો આપણું રાજ્ય આપણા હાથમાં આવશે ત્યારે ભાગશે. હુ તમને જ પૂછું કે આજ સુધીમાં કેટલા બહારવટિયા તાલેવંત થયા? કોના છોકરા ઘૂઘરે રમતા થયા? કોણ સુખી થયું? આપણે નાની નાની લૂંટો ગમે તેટલી કરીએ પણ એક મોટો લૂંટારો જ્યાં સુધી રાતદિવસ આપણને લૂંટયા કરે છે ત્યાં સુધી આપણા હાથમાં શું રહે? ગાંધીજીએ આપણા દેશની બધી પ્રજાને એકઠી કરીને આ મોટા લૂંટારાને કાઢવાનો નિર્ણય કર્યો છે. તમે નાના સ્વાર્થો છોડીને એમાં જોડાઓ તો તમારું અને આપણા બધાયનું કલ્યાણ થાય. પછી તો લૂંટવાનું કે બહારવટું કરવાનુ કારણ પણ નહિ રહે. આપણું રાજ્ય આવે,

બધાને પૂરતી જમીન મળે, બધાને ન્યાય મળે, પછી બહાર-વટું કોની સામે કરવાનું રહે?"

આ બધી વાતચીત ઉપરથી બહારવટિયાઓને પણ ગાંધીજીનાં દર્શન કરવાનું મન થયું. મહારાજે કહ્યું કે આપણા તાલુકામાં હું એક વાર એમને ફરવા લઈ આવવાનો છું, તે વખતે તમે મળવા આવજો. આમ લગભગ અડધો કલાક વાતો કરીને મહારાજ છૂટા પડ્યા.

એ વખતે બહારવટિયાઓમાંથી એકે પૂછ્યું, "તમે એકલા જશો? કહેતા હો તો અમારામાંથી એકાદ જણ થોડે સુધી સાથે આવે." મહારાજે કહ્યું કે "તમારે સાથે આવવાની જરૂર હોત તો હું તમારી પાસે એકલો આવત જ શું કામ?"

આમ ચોરલૂંટારાઓમાં પણ એક ઉચ્ચ ભાવનાનાં બી વેરીને મહારાજ સરસવણીને માર્ગે પડ્યા.

## ૪. મોટા ઘરમાં પ્રવેશ

ઈ. સ. ૧૯૧૪–૧૮ ના મહાયુદ્ધમા હિંદુસ્તાને માન્યું કે બ્રિટન અત્યારે આફતમાં છે, એને મદદ કરવી જોઈએ ગાંધીજી જેવા અહિંસાના પૂજારી સરકારના અગાઉના બધા અન્યાયો ઘડીભર ભૂલી જઈને મદદ કરવા તૈયાર થયા. એમની દલીલ એ હતી કે જે રાજ્યનો આપણે આશ્રય સ્વીકાર્યો છે, જેનો આપણે લાભ લઈએ છીએ એના ઉપર આફત આવે ત્યારે આપણાથી જોઈ ન રહેવાય એમને વિશ્વાસ હતો કે યુદ્ધની આફતમાથી ઊગરી ગયા પછી બ્રિટન હિંદુસ્તાનની પ્રજાને સાચી સત્તા સોંપશે. ખુદ ઇંગ્લંડના વડાપ્રધાને અને ના શહેનશાહે પણ વચન આપ્યા હતા, ઢંઢેરા પિટાવીને જણાવ્યુ હતુ કે, આફતની પળે હિંદ મદદ કરશે તો એના શુભ ફળ હિંદુસ્તાનને મળશે જ

પણ યુદ્ધ પૂરું થયુ અને વાત બદલાઈ ગઈ. દર્દ મટયુ એટલે વૈદ્ય વેરી બની ગયો યુદ્ધ દરમ્યાન હિંદે મદદ કરવામા કાંઈ કચાશ રાખી ન હતી એમ છતાં હિન્દુસ્તાનના નસીબમા શુભફળ તરીકે રોલેટ કાયદો આવ્યો એ કાયદા

પ્રમાણે સરકાર શક ઉપરથી કોઈને પણ પકડી શકે, કેસ ચલાવ્યા વિના ગમે તેટલો વખત જેલમાં રાખી શકે. એના સામે ન ચાલે વકીલ કે ન ચાલે અપીલ. આની પાછળની સરકારી નેમ તો કાતિલ હતી. હિંદમા સ્વાતંત્ર્યનું આંદોલન ઊભું થતા પહેલાં દબાઈ જાય એ માટે સરકાર તેજસ્વી જુવાનોને જેલના સળિયા પાછળ ધકેલી દેવા માગતી હતી. પણ આની અસર ઊલટી જ થઈ.

આ કાયદાથી દેશભરમાં અસંતોષ અને ઉગ્રતા વધવા લાગ્યાં. ગાંધીજી જે આ સરકારમાં વિશ્વાસ રાખતા હતા એમનો વિશ્વાસ આ કાયદા પછી ઊડવા લાગ્યો. સરકાર અને વાઇસરોયનાં વચનો અને ઢોંગ એમને હવામાં ઊડતા જણાયા. એમણે નિર્ણય કર્યો કે, આનો સામનો કરવો જ જોઈએ. સરકારી દમનનાં ચક્રો ગતિમાન થઈ ચૂક્યાં હતાં. મુસલમાનોના ખલીફની સત્તાને કશી હરકત નહિ કરવામાં આવે એવા વચનો યુદ્ધ દરમ્યાન આપેલાં તેનો પણ સરકારે ભંગ કર્યો હતો. આથી મુસલમાનોમાં પણ અસંતોષ ફેલાયો હતો અને એના વિરોધ તરીકે એમણે ખિલાફતની ચળવળ શરૂ કરી હતી

ગાંધીજીએ લેખો લખી લખીને સરકારે કરેલા અન્યાય સામે પ્રજાને તૈયાર કરવા માંડી. સરકારી અમલદારોના દમને એમાં સાથ આપ્યો. હિંદુસ્તાનમા પહેલી જ વખતે ગાંધીજીએ રૉલેટ ઍક્ટના વિરોધમાં દેશવ્યાપી કાર્યક્રમ ઘડી કાઢ્યો. આ વિરોધમા બાળકથી માંડીને વૃદ્ધ સુધી અને ગરીબથી માંડીને તવંગર સુધી દરેક પોતાનો ફાળો આપી શકે

એવો એ કાર્યક્રમ હતો. ૩૦મી માર્ચનો દિવસ રોલેટ ઍક્ટ વિરોધ-દિન તરીકે નક્કી કરવામાં આવ્યો. તે દિવસે ૨૪ કલાકનો ઉપવાસ, સાર્વત્રિક હડતાલ અને સભા સરઘસો ગોઠવવાનું નક્કી થયું. એ કાર્યક્રમ ગામે ગામ મોકલી પણ આપવામાં આવ્યો. પણ જણાયું કે એ સંદેશો દેશના ખૂણેખૂણે પહોંચાડવો હોય તો મુદત લંબાવવી જોઈએ અને દિવસ બદલવો જોઈએ. આથી ૩૦મી માર્ચને બદલે ૬ઠ્ઠી એપ્રિલનો દિવસ નક્કી કરવામાં આવ્યો.

પંજાબના આગેવાનોએ ગાંધીજીને પંજાબ આવવા માટે આમંત્રણ આપ્યું હતું. ગાંધીજી ત્યાં જવાના હતા. તા. ૬ઠ્ઠીએ એમણે મુંબઈમાં એ દિવસ ભવ્ય રીતે ઊજવ્યો. દેશભરમાં ૬ઠ્ઠી એપ્રિલનો દિવસ ઊજવાયો. દિલ્હી અને બીજે કેટલેક સ્થળે જૂના સંદેશા પ્રમાણે ૩૦ મી માર્ચે પણ વિરોધ-દિન ઊજવાયો હતો. ગાંધીજી ૬ઠ્ઠીનો દિવસ ઊજવ્યા પછી પંજાબ જવા માટે ઊપડ્યા. પણ સરકારે એમને રસ્તે ટ્રેનમાં જ પકડ્યા. આ સમાચાર મુંબઈ પહોંચ્યા એટલે તોફાન શરૂ થયાં. સરકારે એમને છોડીને મુંબઈ પહોંચતા કર્યા. એમને જોઈને મુંબઈના લોકો શાંત થયા પણ એ ધરપકડની અસર તો ઠેરઠેર થઈ હતી. અમદાવાદ અને વિરમગામમાં પણ તોફાનો શરૂ થયાં હતાં. મુંબઈથી મિલિટરી બોલાવવામાં આવી. નડિયાદ પાસે લોકોએ એ મિલિટરી-ટ્રેનને અમદાવાદ જતી અટકાવવા માટે પાટા ઉખાડી નાખ્યા હતા. લાહોર અમૃતસરમાં તો બહુ ભારે અત્યાચારો થયા હતા, પણ ત્યાંના સમાચાર આગળ ન ફેલાય એ માટે સરકારે પૂરતી તકેદારી રાખી હતી.

ત્યાં એવુ બન્યું હતુ કે પંજાબના આગેવાન ડૉ. કિચલુ તથા ડૉ. સત્યપાલની ધરપકડથી લોકો ઉશ્કેરાઈ ગયા હતા. લોકોએ એમને છોડી મૂકવા માટે અમલદારો પાસે રાવ ખાધી પણ કશી દાદ મળી નહિ. આથી લોકો વધારે ઉશ્કેરાયા અને તોફાને ચડ્યા. સરકારે ગોળી ચલાવી અને લોકોએ બાઝાબાઝી શરૂ કરી. અમૃતસર શહેરનો કબજો લશ્કરને સોંપાયો. તેણે લોકોને દબાવીને બધુ શાંત પાડી નાખ્યુ.

૧૩મી એપ્રિલે હિંદુઓનુ બેસતુ વર્ષ હતું. તે દિવસે અમૃતસરના જલિયાનવાલા બાગમાં લોકોએ આ અત્યાચારોના વિરોધમાં એક જાહેર સભા ભરી. લશ્કરી અમલદાર જનરલ ડાયર મશીનગન તથા લશ્કરી ટુકડી સાથે એ સ્થળે જઈ પહોંચ્યો. જે મેદાનમાં લોકો એકઠા થયા હતા ત્યાં જવાઆવવાનો એક જ સાંકડો માર્ગ હતો. એ માર્ગમાં મશીનગન ગોઠવીને એણે લોકોને વેરાઈ જવાનો પૂરતો સમય પણ આપ્યા વિના મશીનગન ચાલુ કરી. ગોળીઓ ખૂટી ત્યાં સુધી એણે મશીનગન ચાલુ રાખી. સેંકડો નિર્દોષ માણસો માર્યા ગયા. લોહીનાં ખાબડાં ભરાયાં.

આ હત્યાકાંડના સમાચાર જ્યાં જ્યાં ફેલાયા ત્યાં ત્યાં હાહાકાર વર્ત્યો. પંજાબના બીજા ભાગોમા પણ આ અઠવાડિયામાં તોફાનો થયાં હતાં. અમલદારોને એટલું જ જોઈતું હતું. એમણે આવેલો દાવ ખોયો નહિ. જુલમ કરીને પ્રજાને દબાવવામાં એમણે કશી બાકી ન રાખી. કૉલેજનાં જુવાન વિદ્યાર્થીઓને પકડી પકડીને ઉનાળાના

તાપમાં ઉઘાડે પગે સોળ સોળ માઈલ ચલાવ્યા. નાના બાળકોને ઝાડના થડ સાથે બાંધીને ફટકા માર્યા. અમૃતસરની એક શેરીમાં કોઈ અંગ્રેજ બાઈ ઉપર ઉશ્કેરાયેલા લોકોએ હુમલો કર્યો હતો તેનું વેર લેવા એ ગલીમાંથી પસાર થતા લોકોને પેટે ચલાવવામાં આવ્યા; અને બહેનોની લાજમર્યાદા જંગલી ગોરાઓને હાથ પડી. આખા દેશમાં આ સમાચારોથી કાળો કેર ફેલાયો.

ગાંધીજીએ પંજાબ અત્યાચારની તપાસ કરવા માટે કોંગ્રેસ તરફથી એક કમિટી નિમાવી. એ કમિટીમાં નીચેના સભ્યો હતાઃ

(૧) ગાંધીજી (૨) શ્રી જયકર, (૩) અબ્બાસ સાહેબ, (૪) શ્રી મોતીલાલ નહેરુ અને (૫) દેશબંધુ દાસ.

ઈ. સ. ૧૯૧૯ની મહાસભા અમૃતસરમાં ભરવાનું નક્કી થયું હતું. એ પ્રમાણે એ કોંગ્રેસ તો ત્યાં જ મળી. પંજાબના અત્યાચારોથી પ્રજામાં ખૂબ અસંતોષ વ્યાપ્યો હતો. તિલક મહારાજની આગેવાની નીચે ગરમ પક્ષ કોઈક અમલી પગલાં ભરવા માગતો હતો. મોન્ટેગ્યુ–ચેમ્સફર્ડ સુધારા સ્વીકારી લેવા એવો ગાંધીજીનો મત હતો. ગરમ પક્ષનો એ સામે - વાંધો હતો. પરંતુ થોડી બહુમતીથી ગાંધીજીનો ઠરાવ કોંગ્રેસમાં પસાર થયો.

પંજાબ અત્યાચારની તપાસ માટે જેમ કોંગ્રેસે સમિતિ નીમી હતી, તેમ સરકારે પણ એક હંટર કમિટી નીમી હતી. બન્ને કમિટિના નિર્ણયો જુદા જ આવ્યા. સરકારી અમલદારોએ સરકારને ભૂંડી રીતે દેખાવા

દે ? ખિલાફતનો અન્યાય તો હતો જ, તેમાં પંજાબના અત્યાચારોની બાબતમાં કશી રાહત ન મળી એટલે એ અન્યાય ઉમેરાયો હતો. આ બન્નેના પ્રતીકાર તરીકે ગાંધીજીએ દેશને અસહકાર શરૂ કરવાની સલાહ આપી ગાંધીજી પણ સરકાર ઉપરનો વિશ્વાસ સંપૂર્ણ ખોઈ બેઠા. એમને થયું કે હવે મલમપટાથી દહાડો વળે એમ નથી. હવે તો નસ્તર જ મૂકવું પડશે.

ઈ. ૧૯૨૦ના જુલાઈની ૩૧મીએ લોકમાન્ય તિલકનું મુંબઈ મુકામે અવસાન થયું. ગાંધીજી તે વખતે મુંબઈ હતા. મુંબઈમાં તિલક મહારાજની ભવ્ય સ્મશાનયાત્રા નીકળી. ગાંધીજી અને શૌકતઅલીની ખાંધે ચડીને તિલક મહારાજ સ્મશાને પહોંચ્યા. તેમને અગ્નિસંસ્કાર કરી આવ્યા પછી ગાંધીજીએ ૧લી ઑગસ્ટની વહેલી સવારે તિલક મહારાજને શ્રદ્ધાંજલિ અર્પતો લેખ લખ્યો અને સાથે સાથે અસહકારની હાકલ પણ કરી. એ બન્ને લેખો 'યંગ ઇંડિયા' ના એક જ અંકમા પ્રસિદ્ધ થયા છે.

અસહકારના કાર્યક્રમનો વિચાર કરવા માટે કલકત્તા મુકામે કૉંગ્રેસની ખાસ બેઠક બોલાવવામાં આવી. એમાં અસહકારનો ઠરાવ પસાર કરવામાં આવ્યો. વિદ્યાર્થીઓ સરકારી શાળાકૉલેજોનો બહિષ્કાર કરે, વકીલો એમની વકીલાત છોડે, સરકારી નોકરો એમની નોકરીઓ છોડે, અને માનચાંદવાળાઓ માનચાંદ પાછા આપે—આવો ખાસ કાર્યક્રમ રજૂ થયો. લોકોમાં એક નવું જ આંદોલન શરૂ થયું. રાષ્ટ્રીય વિદ્યાપીઠ તથા રાષ્ટ્રીય શાળાઓ શરૂ કરવાની

દિલચાલ ઊપડી. પરદેશી માલના બહિષ્કારને પરિણામે સ્વદેશીની દિલચાલ ઊપડી. પ્રજામાં કાંઈક નવું ચેતન ઊભરાયું.

એ જ વરસે ડિસેમ્બરમાં નાગપુરની મહાસભા મળી. એમાં પણ કલકત્તાની ખાસ બેઠકવાળો અસહકારનો ઠરાવ ભારે બહુમતીથી પસાર થયો.

એ જ સભામાં ખિલાફતના અન્યાય સામે મહાસભાએ મુસ્લિમ ભાઈઓને સાથ આપવાનો નિર્ણય જાહેર કર્યો.

સ્વ૦ પંડ્યાજી સાથે મહારાજ પણ આ મહાસભામાં ગયા હતા. કૉંગ્રેસનું બંધારણ તથા ચતુર્વિધ કાર્યક્રમ આ કોન્ગ્રેસમાં જ ઘડાયાં હતાં. એ કાર્યક્રમની સમજ પાડતી વખતે ગાંધીજીએ કહેલું કે જો આ કાર્યક્રમ એની ભાવના સમજીને પૂરેપૂરો પાર પાડવામાં આવશે તો એક વર્ષમાં હું અંગ્રેજોને હિંદનો કિનારો છોડી જતા ભાળું છું. એ જશે ત્યારે એમને વળાવવા હું મુંબઈને કિનારે જઈશ અને મોઢું પાછું ફેરવીશ ત્યારે હિંદનું તંત્ર સુવ્યવસ્થિત રીતે ગોઠવાયેલું હશે. પણ આ બધું કાર્યક્રમના સાચા અમલ ઉપર અવલંબે છે. મહારાજ કહે છે કે, "ગાંધીજીના આ શબ્દોએ મારામાં એક નવી જ શ્રદ્ધા પ્રગટાવી." મહારાજમાં ત્યારબાદ રચનાત્મક કાર્ય કરવામાં નવું જ તેજ પ્રગટવા લાગ્યું.

ત્યાર બાદ ૧૯૨૧ના ફેબ્રુઆરીમાં બેઝવાડા મુકામે મળેલી કૉંગ્રેસની મહાસમિતિએ નીચેનો રચનાત્મક કાર્યક્રમ ઘડી કાઢ્યો અને આખા દેશમાં એની મારફત જાગ્રતિ લાવવાનું નક્કી કર્યું:

(૧) ત્રણ મહિનામાં એક કરોડ રૂપિયાનો તિલક સ્વરાજ્ય ફાળો ઉઘરાવવો.

(૨) એક કરોડ મહાસભાના સભ્યો નોંધવા.

(૩) વીસ લાખ રેંટિયા ચાલુ કરવા.

પ્રજા સરકારને સીધી લડત આપવા માગતી હતી, પણ ગાંધીજીએ એની પાસે આ કસોટી મૂકી અને જણાવ્યું કે આ કાર્યક્રમ બરાબર પાર પડે તો આપણી લાયકાત સિદ્ધ થઈ ગણાય.

કાર્યકર્તાઓ રાત કે દિવસ જોયા વિના ત્રણ મહિનામાં આ કાર્યક્રમને પાર પાડવા માટે ગામડે ગામડે ફરવા લાગ્યા. એ વખતના ઉત્સાહ અને ધગશની વાત જ કરવા જેવી નહોતી. સરકારી શાળાના બહિષ્કાર તથા રેંટિયાના પ્રચારથી ગામડે ગામડે મહાસભાનો સંદેશો પહોંચી ગયો. લડત ઉપાડવાની આવશે તો ગુજરાતે મોખરે રહેવું પડશે, એવું ગાંધીજીએ પહેલેથી જણાવી દીધું હતુ. એટલે ગુજરાતમાં લડત ક્યાંથી શરૂ કરવી, સુરતથી કે ખેડાથી એ માટે રસાકસી ચાલતી હતી. જે વધારે તૈયારી કરે એને પસંદગી મળે એટલે કામ કરવાની હરીફાઈ ચાલતી હતી.

ગુજરાતના કાર્યકરોએ ભરૂચમાં મળેલી ગુજરાત રાજકીય પરિષદમા એઝવાડાના કાર્યક્રમને હર્ષભેર વધાવી લીધો અને જિલ્લાવાર કામની ફાળવણી કરી નાખવામાં આવી. આ પરિષદમાં સ્વ૰ દયાળજીભાઈ, શ્રી કલ્યાણજીભાઈ તથા ડૉ. ચંદુભાઈએ પોતાની તમામ મિલકત કોંગ્રેસને ચરણે ધરી

દીધી. એ વખતનો દેશ ખાતર ફના થઈ જવાનો એમનો ઉત્સાહ જોઈને ભલભલાને પાણી ચડી જાય એવું હતું.

તિલક સ્વરાજ્ય ફાળામાં ખેડા જિલ્લાને ભાગે એક લાખ રૂપિયા ઉઘરાવવાના આવ્યા. એ વખતે ખેડા જિલ્લા સમિતિના પ્રમુખ શ્રી અબ્બાસ સાહેબ તૈયબજી હતા. એમણે પણ એ રકમને તાલુકા વાર ફાળવી નાખી. એમાં રવિશંકર મહારાજને મહેમદાવાદ તાલુકામાંથી રૂપિયા દસ હજાર ઉઘરાવવાના આવ્યા.

એમને થયું કે બીજા કોઈને ત્યાં ઉઘરાણું કરવા જતા પહેલાં પોતે તો પોતાનો ફાળો આપી છૂટવું જ જોઈએ ને! પણ એમની પાસે મૂડી તો હતી નહિ. એમને થયું કે વિદુરને ત્યાં કૃષ્ણ આવ્યા ત્યારે એમની પાસે શું હતું? મકાન તથા જમીન વેચીને પણ મારે આપવું જોઈએ. એમણે એમનો એ વિચાર પત્ની પાસે મૂક્યો. પણ તેમને એ વિચાર એમ ઝટ શી રીતે ગળે ઊતરે! પત્નીને લાગ્યું કે આ તો છોકરાઓનેય બાવા બનાવવાની વાત છે. મહારાજે એમના મનનો ભાવ વર્તી લીધો. પછી બિલકુલ આગ્રહ ન કર્યો. પણ એમના મનમાં એક સંકલ્પ થઈ ગયો કે, "હું આ માલમિલકતમાંથી દેશને મદદ ન કરી શકું તો મારી જાતને તો દેશને અર્પણ કરી શકું ને?" આ પ્રશ્નમાં એમનો દૃઢ નિશ્ચય સમાઈ ગયો હતો. ત્યાર પછી એમણે ઘરની ચિંતા છોડી દીધી એમ કહી શકાય. પત્ની અને બાળકોનું પોષણ ત્યાર પછી એ ટૂકી જમીનની આવક ઉપર જ નિર્ભર રહ્યું.

મહારાજ કહે છે કે, "મારા મનના આ નિર્ણય પછી હું હલકો ફૂલ જેવો થઈ ગયો. મને થયું કે હવે હું દેશને ખાતર જે કરવું હોય તે કરી શકું. મારા મનથી માનેલાં માગ બંધનો છૂટી ગયાં. બહુ વખતથી હું ઝંખતો હતો એવી સમાજ અર્થે અંતરાય વિના ઘસાઈ છૂટવાની સ્થિતિ મને પ્રાપ્ત થઈ. ગાંધીજી કહે કે ગામડામાં બેસ, તો હવે હું તૈયાર હતો. ગાધીજી કહે કે રેંટિયો ચલાવ, તોય હું તૈયાર હતો અને ગાધીજી કહે કે માથું આપ, તોય હું તૈયાર હતો આજ સુધી હુ વગર કોગટનો બોજો વેંઢારીને ફરતો હતો. મેં જોયુ કે સાગ વિના માગ કુટુંબની દુનિયામાં કોઈનું અડી રહ્યુ છે એવુ તો છે જ નહિ. 'મનઃ એવ મનુષ્યાણાં કારણ બધ માક્ષયોઃ' એ વાક્ય મને તદ્દન સાચું લાગ્યુ."

આ નિર્ણય પછી મહારાજ બમણા ઉત્સાહથી ગામડે ગામડે ફરવા લાગ્યા અને અબ્બાસ સાહેબની આગેવાની નીચે ખેડા જિલ્લાના કાર્યકરોએ નક્કી કરેલી લાખની રકમ ઉપરાંત નાણાં સૌએ મળીને એક મહિનામા જ એકઠા કરી લીધાં

મહારાજ કહે છે કે એમના આ નિર્ણયની વાત જ્યારે એમણે સ્વામી નિત્યાનદજીની પાસે રજૂ કરી ત્યારે તેમણે એમને આશીર્વાદ આપ્યા અને સાથે સાથે ચેતવણી આપી કે, "તુ ધ્યાનમા રાખજે કે હવે તું નાના ઘરમાંથી મોટા ઘરમા પ્રવેશ કરે છે. કરકસરથી વર્તજે. અમારે સાધુ-સન્યાસીઓને પણ હકનું જ ખાવાનુ હોય છે. અમે સમાજ પાસે અમારી જેટલી સપત્તિ થાપણ તરીકે મૂકી

હોય એટલી જ વાપરવાનો અમને અધિકાર છે. આ વાતનો ખ્યાલ ન રાખીને ફાવે તેમ ઉપભોગ વધારનાર ચોર છે. ઘર છોડીને તું પણ સમાજસેવા કરવા નીકળે છે. એટલે તને પણ એ જ નિયમ લાગુ પડે છે." સ્વામીજીના આ શબ્દો એ વારંવાર યાદ કરે છે અને કહે છે કે, "કોઈ પણ સેવક માટે સ્વામીજીના આ શબ્દો લાલબત્તીરૂપ છે. હું તો પ્રત્યક્ષ અનુભવું છું કે મને મોટું ઘર મળ્યું છે. હું જેમને ઓળખતો પણ ન હોઉં એવાં ભાઈબહેનો મારી કાળજી લેવા લાગ્યાં છે. આજે હું જ્યાં જાઉં છું ત્યાં ઘર જેવો અને એથી પણ વિશેષ પ્રેમ મને અનુભવવા મળે છે."

આમ મહારાજે નાનું ઘર છોડીને મોટું ઘર બનાવ્યું એથી ઠેરઠેર એમના ઘર બની ગયાં છે અને ઠેરઠેર એમનાં સ્નેહીઓ અને સ્વજનો બની ગયાં છે.

ઈ. સ. ૧૯૨૧ની મહાસભા અમદાવાદમાં ભરાવાની હતી. અમદાવાદમાં આજે વાડીલાલ સારાભાઈ હૉસ્પિટલ છે, ત્યાં મહાસભાનો મંડપ રચાયો હતો અને પ્રીતમનગર છે ત્યાં આખું ખાદીનગર ઊભું કરવામાં આવ્યું હતું. પ્રજા લડત આપવા માટે થનગની રહી હતી. સરકાર પણ એની તૈયારીમાં જ હતી. અફવાઓ ચાલતી હતી કે મહાસભાને તો તોપો વડે ઉડાવી દેવાના છે. પણ ગાંધીજીએ એમના લેખો અને વ્યાખ્યાનો દ્વારા તેમજ એ વખતના રચનાત્મક કાર્યક્રમની જાદુઈ અસરથી દેશમાં નવુ જ ચેતન રેડ્યું હતું અમદાવાદ મહાસભામાં સત્યાગ્રહ કરવાનો ઠરાવ મંજૂર થયો અને એની બધી દોરવણી ગાંધીજીને સોંપવામાં

આવી. ગાંધીજીએ પહેલેથી કહ્યું હતું તેમ એમની નજર ગૂજરાત તરફ પડી. સૂરતનો બારડોલી તાલુકો અને ખેડાનો આણંદ તાલુકો બન્ને સત્યાગ્રહનો યજ્ઞ આરંભવા તૈયાર હતા, પણ ગાંધીજીની પસંદગી બારડોલી ઉપર ઊતરી.

ઈ. સં. ૧૯૨૨ના ફેબ્રુઆરીની ૪ થી તારીખે બારડોલી મુકામે સત્યાગ્રહ શરૂ કરવાની ખબર આપતી એક મહિનાની મુદતવાળી નોટિસ પણ એમણે વાઇસરૉય ઉપર મોકલી આપી. લોકો રાહ જોઈને બેઠા હતા કે હવે કાંઈક નવાજૂની થશે. પણ દૈવને કરવું હોય છે એમ જ થાય છે. એ જ અરસામાં યુક્ત પ્રાન્તના ચૌરીચૌરા ગામે કાંઈક છમકલું થયાના સમાચાર આવ્યા. લોકોએ ઉશ્કેરાઈ જઈને અમલદાર તેમજ પોલીસોને બાળી મૂક્યા હતા. એ સમાચાર જાણીને ગાંધીજીએ જાહેર કર્યું કે હજુ પ્રજાએ મારી અહિંસા પચાવી નથી એટલે હું સત્યાગ્રહ મોકૂફ રાખું છું.

આ બનાવથી કાર્યકર્તાઓ હતોત્સાહ થઈ ગયા. નોટિસ આપ્યા પછી ગાંધીજીએ સત્યાગ્રહ ન કર્યો એમાં કેટલાકને નામોશી દેખાઈ, કેટલાક નિરાશ થયા. પણ ગાંધીજીને સત્ય લાગે એ કદી છોડતા નથી.

પણ આ સત્યાગ્રહ શરૂ થવાનો હતો એ પહેલાં એમણે 'યંગ ઇંડિયા'માં "છૂટા દોર", "પતગનૃત્ય" તથા "હુંકાર" નામના ત્રણ લેખો લખ્યા હતા. સરકારને એ બહુ ખૂચ્યા હતા. એટલે ગાંધીજી અજમેર ગયેલા ત્યાંથી અમદાવાદ આવ્યા એ જ રાત્રે સાબરમતી આશ્રમમાથી એ લેખો લખવા માટે એમની ધરપકડ થઈ.

## ૫. પણ હવે તું એ કોમની સેવા કરજે

ગાંધીજીએ મૂકેલો રચનાત્મક કાર્યક્રમ પૂરવેગથી આગળ ધપી રહ્યો હતો. ગામેગામ રેંટિયા ગુંજવા લાગ્યા હતા. સરકારી શાળાઓનો બહિષ્કાર થતો હતો, એની સાથે રાષ્ટ્રીય શાળાઓ ઊઘડતી જતી હતી. તિલક સ્વરાજ્ય ફાળો જે જે પ્રાંતમાંથી ઉઘરાવવામાં આવ્યો હતો તેમાં તેમાં જ એ રચનાત્મક કાર્યો પાછળ વાપરવાની છૂટ આપવામાં આવી હતી.

ગાંધીજી ખેડા જિલ્લામાં આવવાના હતા, પણ ઈ. સ. ૧૯૨૨ના માર્ચની ૧૨મીએ એમને પકડવામાં આવ્યા. આખો દેશ કાગને ડોળે રાહ જોવા લાગ્યો કે હવે શું થાય છે!

ગાંધીજીનો કેસ અમદાવાદમાં જ ચાલવાનો હતો. એ વખતે પંડિત જવાહરલાલ પણ ત્યાં આવ્યા હતા. ગાંધીજીને સાબરમતી જેલમાં રાખવામાં આવ્યા હતા. મહારાજ પણ એમને મળવા માટે ગયા. પણ પાસ વિના કોઈને અંદર પેસવા દેવામાં નહોતા આવતા. મહારાજ કહે છે કે, "દસ-

મિનિટ સુધી મેં જેલના દરવાજા આગળ આંટાફેરા માર્યા કર્યા. એટલામાં મેં જોયું કે શ્રી અબ્બાસસાહેબ ગાંધીજીને મળવા માટે ત્યાં આવ્યા હતા. એમની સાથે મને પણ જેલમાં જવાની રજા મળી ગઈ. મને ખૂબ, આનંદ થયો. અગિયાર વાગ્યા સુધી અબ્બાસસાહેબ મહાત્માજી સાથે જેલમાં વાતો કરતા રહ્યા. હું એમની પાસે બેઠો બેઠો બધી વાતો સાંભળ્યા કરતો હતો. 'ગાંધીજી તો બહાર હોય કે અંદર હોય, સરખા જ હતા. એમનામાં એ જ ઉત્સાહ, એ જ પ્રસન્નતા અને વાતાવરણ ઉપરનું એ જ સ્વામિત્વ કાયમ હતાં.

"તે જ દિવસે કોર્ટમાં એમનો કેસ ચાલ્યો. ત્યાં પણ પાસ વિનાનાને જવાની મનાઈ હતી. હું ત્રણ કલાક સુધી કોર્ટ બહાર બેસી રહ્યો. કેસ ચાલી રહ્યો અને બહાર ખબર આવી કે મહાત્માજીને ૭ વર્ષની સજા કરવામાં આવી છે, ત્યારે લોકોમાં ગમગીની ફેલાઈ ગઈ. પણ મહાત્માજી કોર્ટ-માંથી બહાર આવ્યા ત્યારે એ તો ખડખડાટ હસતા હતા. ગંભીર બની ગયેલા વાતાવરણમાં એમના હાસ્યે એક નવી જ ભાત પાડી. જાણે કશું બન્યું જ ન હોય એમ એ તો બહાર ઊભા હતા અને બધાને મળતા હતા. એકેક બબ્બે શબ્દોમાં એ ત્યાં ઊભેલા સ્નેહી સ્વજનને આશ્વાસન સાથે ઉત્સાહ પ્રેરતા હતા."

મહારાજ કહે છે:

"હું એમને મળ્યો ત્યારે મારો પ્રયત્ન હસતા રહેવાનો હતો, પણ મારી આંખમાંથી આંસુ નીકળતાં હતાં. એમણે મારો ખભો થાબડીને કહ્યું કે 'તેં પેલા બહારવટિયાઓને મેળવી આપવાનું કહ્યું હતું, એ તો હવે રહી ગયું. પણ તું

હવે એ કોમની સેવા કરીશ તો મને બહુ ગમશે.' એમના આટલા શબ્દો મારે માટે બસ હતા. એમના એ શબ્દો પાછળ જે પ્રેમ હતો એ જોતાં મને થયું કે મારા માથા ઉપર તાજ પહેરાવવામાં આવ્યો. એને ખાતર હું જે કાંઈ કરું એ ઓછું છે. એમની સાથે પંડિત માલવીયજી પણ હતા. અમને એમણે આશ્વાસન આપ્યું કે, 'ચિંતા ન કરશો. મહાત્માજી છ વર્ષ જેલમાં નથી ગાળવાના.' શ્રી શંકરલાલ બેંકરને પણ એક વર્ષની સજા કરવામાં આવી હતી. થોડી વારમાં એ બંનેને સરકારી અમલદારો અમારી વચ્ચેથી ઉઠાવી ગયા."

ગાંધીજીના વચને "તું એ કોમની સેવા કરીશ તો મને બહુ ગમશે," મહારાજના કાર્યમાં એક નવો જ વેગ પૂર્યો. એમના દિલમાં કાંઈ કાંઈ કરી નાંખવાની હોંશ હતી. પણ એ કેમ કરીને કરી નાખવું એની ગમ પડતી નહોતી.

મહેમદાવાદમાં આવીને એમણે જોયું કે સરકારી શાળાના બહિષ્કાર પછી ગામમાં ઉત્સાહભેર શરૂ કરવામાં આવેલી રાષ્ટ્રીય શાળા નાણાંના અભાવે બંધ પડવાની તૈયારીમાં હતી. મહારાજને એ અસહ્ય લાગ્યું. એમને થયું કે જો શાળા ચલાવનાર કોઈ ન મળે તો એમણે ચલાવવી જોઈએ, પણ રાષ્ટ્રીય શાળાને બંધ ન પડવા દેવાય. અને ખરેખર બન્યું પણ એવું જ. ત્યાંની શાળા ચલાવવાનું કામ મહારાજના હાથમાં જ આવ્યું. એનું વર્ણન કરતાં મહારાજ કહે છે કે, "ભાઈ માણેકલાલ મોદી અને ગોપાળદાસ મારી મદદે આવ્યા, અને શાળા મેં મારા હાથમાં લીધી. મેં ગામની ધર્મશાળામાં જ રહેવાનું રાખ્યું. ત્યાંના બાવાનો

લોટ દળી આપું, ધર્મશાળાનું ચોગાન વાળું અને બાવો મને શેર ખીચડી આપે. આ મારા પોષણની વ્યવસ્થા. દિવસે હું શાળા ચલાવતો અને ગત્રે વાતો કહેતો. મારો સુણાવ શાળાનો અનુભવ મને અહીં ખપ લાગ્યો. શાળામાં અંગ્રેજી ચાર ધોરણ સુધીનુ શિક્ષણ અપાતું હતું. હું ઇતિહાસ, ભૂગોળ અને લેખાં લેતો. એ જમાનામાં મને શીખવવાની આપઉકલત સ્ફુરી હતી. એક વખત કોઈ વિદ્યાર્થીને એક શિક્ષકે માર્યો. એની મા ગાળો ભાંડતી નિશાળમાં આવી. મેં એને સમજાવી એટલે એ શરમાઈને પાછી ચાલી ગઈ. એ વખતે અમે છોકરાઓ પાસે કામ પણ કરાવતા. એક છોકરાનો બાપ એનો વિરોધ કરવા આવ્યો. એને સમજાવ્યો એટલે એ ખુશ થઈને પાછો ફર્યો. આમ અમારી શાળા ચાલતી હતી. શાળામાં સાત શિક્ષકો હતા. એમને ખાવા માટેનું અનાજ ગામલોકો જ આપી જતા હતા. એક દિવસ એવો પણ આવ્યો કે એમને માટે રાંધવાનું અનાજ જ ન મળે કોઈની પાસે માગવા જવુ નહિ એવો અમારો સંકલ્પ હતો. પણ તે જ દિવસે બપોર પહેલાં એક ભાઈએ આવીને પૂછ્યું કે તમે ખાવાનુ શુ કરો છો? મેં કહ્યુ કે લોકો સીધુ આપી જાય છે. એ ભાઈએ વીસ દિવસનું અનાજ મોકલી આપ્યું. પાછળથી શ્રી પ્રભુદાસ ઠક્કર નિયમિત અનાજ મોકલાવ્યા કરતા. પણ આવી સ્થિતિમાં શિક્ષકોનો ઉત્સાહ ઓસરતો જતો હતો એ મે જોઈ લીધુ હતું. એટલામાં મારે નાગ-પુર સત્યાગ્રહમાં જવાનું થયું અને શાળા ચલાવવાનું કામ વધુ મુશ્કેલ બન્યું."

આવી ગયા શ્રી વિઠ્ઠલભાઈ પટેલ પણ લડતમા મદદ કરવા મુબઈથી નાગપુર આવ્યા લડતનો મુદ્દો બહુ સાદો હતો સરકારનુ કહેવુ એ હતુ કે સિવિલ લાઈન્સમા ઝડો લઈને જવા માટે અગાઉથી રજા લેવી જોઈએ. કોંગ્રેસનુ કહેવુ એ હતુ કે જાહેર રસ્તા ઉપર કોઈની પણ રજા લીધા વિના ઝડો લઈને જવાનો પ્રજાનો પ્રાથમિક હક છે

નડિયાદથી શ્રી ગોકળદાસ બાપુની આગેવાની નીચે એક સ્પેશિયલ ગાડીમા બેઠા જિલ્લામાથી પહેલી ટુકડી સત્યાગ્રહ કરવા માટે ઊપડી એમા મહારાજ પણ હતા લોકોએ એ ટુકડીને અનહદ માન આપ્યુ મહારાજ કહે છે કે, "સ્ટેશને સ્ટેશને લોકો અમારી ટુકડી માટે દૂધ, પૂરી, ફળ વગેરે લઈ લઈને આવતા, હારતોરા પહેરાવતા અને એમની લાગણી પ્રદર્શિત કરતા નદરબાર સ્ટેશને આખી ટુકડીને જમાડવાની વ્યવસ્થા થઈ હતી ભુસાવળમા જાહેર સભા યોજવામા આવી હતી એ વખતે અમારામાથી કેટલાકે 'રાષ્ટ્રીય' હિંદીમા ઝડા ઉપર વ્યાખ્યાનો આપ્યા હતા. અમારી પાસે ના પાડવા છતાં એટલો નાસ્તો એકઠો થઈ ગયો હતો કે જનગામ સ્ટેશને ૩૦ ટોપલા નાસ્તો તો અમે ગરીબોને વહેંચી આપ્યો અમારી ગાડી નાગપુર સ્ટેશને પહોચી ત્યારે ત્યા તો હજારોની મેદની અમારુ સ્વાગત કરવા માટે સ્ટેશને ઊભી હતી"

બીજે દિવસે જ સત્યાગ્રહ શરૂ થવાનો હતો એવુ નક્કી કરવામા આવ્યુ હતું કે ત્રણ ત્રણની એક એવી પાચ ટુકડીઓ રોજ એક પછી એક ત્રિરગી ઝડા સાથે સિવિલ

લાઈન્સવાળા રસ્તા ઉપર જાય અને સરકારી હુકમનો ભંગ કરે. મહારાજ કહે છે કે:-"અમારી ટુકડીમાં પાળ-જવાળા ધર્મદાસ, પ્રભુદાસ ઠક્કર અને હું એમ ત્રણ જણ હતા. અમારી ટુકડી સત્યાગ્રહ માટે ઊપડી એ પહેલાં શ્રી ભક્તિબાએ અમારાં કપાળમાં કંકુથી ચાંલ્લા કર્યા. આ વિધિથી મારામાં કાંઈક ચમત્કારિક શક્તિ આવી હોય એવું મને ભાન થયું." શહેરના લોકો પણ આ ટુકડીઓને વિદાય આપવા માટે નાગપુરની પશ્ચિમ દિશાએ આવેલા સિવિલ લાઈન્સ પાસેના આ રસ્તા ઉપર મેંકડોની સંખ્યામાં એકત્ર થયા હતા. પોલીસ તથા મેજિ-સ્ટ્રેટ અગાઉથી ત્યાં હાજર જ હતા. એમણે ટુકડીના આગેવાનને એ રસ્તેથી ન જવાની નોટિસ આપી. પણ સત્યાગ્રહ કરવા આવેલી ટુકડીને મન એ નોટિસની કાંઈ કિંમત નહોતી. એ તો આગળ જ વધી. પોલીસે એ ટુકડીને અટકમાં લીધી એની સાથે 'વંદે માતરમ્' અને 'મહાત્મા ગાંધીકી જય'થી વાતાવરણ ગાજી ઊઠ્યું. એ જ પ્રમાણે તે દિવસની પાંચેય ટુકડીઓને ગિરફતાર કરવામાં આવી. બીજે દિવસે ત્યાં જ કેસ ચલાવવામાં આવ્યો અને સાત સાત માસની સજા કરવામાં આવી. ત્યાંથી સજા પામેલા કેદીઓને નાગપુરની મોટી જેલમા ખસેડવામા આવ્યા."

મહારાજ કહે છે કે, "પૂ. ગાંધીજી જેલમાં હતા એ વખતે આવો સત્યાગ્રહ કરીને અમે પણ જેલમાં આવ્યા એથી મારા ઉત્સાહનો પાર ન હતો. મારી જિંદગીમાં જેલનો આ પહેલો અનુભવ હતો. હવે અમારા ઉપર કંઈ કંઈ

# ૬. નાગપુર ઝંડા-સત્યાગ્રહ

ચોરીચારાના બનાવથી સરકાર સાથેની લડત માં મનગની રહેલા કાર્યકરોની મનની હોંશ મનમાં જ રહી ગઈ હતી. ગાંધીજીના આદેશ અનુસાર રચનાત્મક કાર્યમાં રસ ધરાવનારા જુદાં જુદાં થાણાં નાખીને બેસી ગયા હતા. શ્રી નરહરિભાઈ, શ્રી જુગતરામભાઈ અને શ્રી છગનલાલ જોષી સરભોણમાં થાણું નાખીને સૂરત જિલ્લામાં કાર્ય કરતા હતા એ મહારાજને સૂરતમાં બોલાવતા હતા, પણ મહેમદાવાદની શાળા એમનાથી છૂટે એવી નહોતી. અને 'તું હવે એ કોમની સેવા કરજે,' એ વિચાર પણ મનમાં સળવળતો હતો. એટલામાં અણધાર્યો નાગપુર સત્યાગ્રહ આવ્યો. નડિયાદથી સમાચાર આવ્યા કે સરદાર સાહેબ બોલાવે છે. એટલે મહારાજ ઊપડ્યા. એમને ખબર તો પડી જ ગઈ હતી કે નાગપુર સત્યાગ્રહ થવાનો છે. એટલે ત્યાં જઈને એમણે જ પ્રશ્ન પૂછ્યો કે, "મારે નાગપુર જવાનું કે નહિ?" સરદારસાહેબે સામો પ્રશ્ન કર્યો કે "તારી શી મરજી છે!"

મહારાજે કહ્યું, "મારી ઇચ્છા તો છે જ." સરદારે કહ્યું, "ત્યારે તને કોણ રોકનાર છે!" મહારાજ તો તૈયાર જ હતા.

આ ઈ. સ. ૧૯૨૩ની સાલની વાત છે. બનેલું એવું કે નાગપુર સિવિલ લાઈન્સ પાસેથી એક જાહેર રસ્તો જાય છે ત્યાંથી ત્રિરંગી ઝંડા સાથે એક સરઘસ નીકળેલું. ત્યાંના ગોરા અમલદારની આંખમાં એ ખૂંચ્યું. એણે મૅજિસ્ટ્રેટ પાસે ફરમાન કઢાવ્યું કે ત્રિરંગી ઝંડા સાથે સિવિલ લાઈન્સમાં સરઘસ નીકળે છે તેથી ત્યાંના ગોરા રહેવાસીઓને દખલ પહોંચે છે, માટે કોઈ એ ત્રિરંગી ઝંડા સાથે એ રસ્તેથી નીકળવું નહિ. આવું ફરમાન કોઈ પણ સ્વમાની પ્રજા શાની સાંખી રહે?

શ્રી જમનાલાલ બજાજ ત્યાંના આગેવાન શહેરી હતા. એમણે આ અન્યાયી હુકમ સામે સત્યાગ્રહ શરૂ કર્યો. સત્યાગ્રહ કરનારાને રહેવા માટે એક છાવણી ખોલવામાં આવી હતી તેના ઉપર સરકારે છાપો માર્યો, અને જમનાલાલજી, વિનોબાજી તથા બીજા સાથે હતા તે બધાની ધરપકડ કરી આ બનાવથી નાગપુર ઝંડા-સત્યાગ્રહે અખિલ ભારતીય સ્વરૂપ લીધું મહાસભાની કારોબારી સમિતિએ સરદાર વલ્લભભાઈને આ લડત દોરવવાનું કામ સોંપ્યું, અને તા. ૧૮મી જુલાઈએ દેશભરમાં રાષ્ટ્રધ્વજ-દિન ઊજવવાનું ફરમાન બહાર પાડ્યું સરદારે દેશભરમાંથી, ખાસ કરીને ગુજરાતમાંથી સત્યાગ્રહ માટે ટુકડીઓ બોલાવી. કાર્યકર્તાઓ આમ અણધારી છતા મનમાની લડત આવી તેથી ઉત્સાહમાં

જીતશે એવું માન્યું હતું અને મનથી હું એ બધા માટે તૈયાર હતો.

“અમને જેલના દરવાજામાં દાખલ કર્યા કે તરત અમારો બધો સામાન, પહેરવાનાં કપડાં સુધ્ધાં જેલ અમલદારોએ ઉતરાવી લીધાં. જેલ તરફથી અમને દરેકને નાડી વિનાનો એક જાંગિયો, પહેરણ, ટોપી અને રૂમાલ અટલું મળ્યું. અમને બધાને મળેલાં કપડાં એક માપનાં અને એક ધારનાં હતાં. શરીર પાતળું હોય કે જાડું, દરેક શરીર ઉપર એ વાઘા વિશેષ રૂપે શોભતા હતા. ત્યાંના પહેરણની બાંયો પણ વિચિત્ર. નહિ આખી કે નહિ અડધી—એ બે વચ્ચેનું પોણિયું માપ સરકારે પસંદ કર્યું હતું. રૂમાલ નાનો હતો, કેડે વીંટીએ તો એ પૂરો પહોંચે તેવો નહોતો. અમને લંગોટી સુધ્ધાં નહોતી આપવામાં આવી. નહાવા ધોવાની કે કપડાં બદલવાની અમે શી વ્યવસ્થા કરતા હોઈશું એની તો કલ્પના જ કરી લેવી.

“એક હાથમાં નાડી વિનાનો જાંગિયો પકડીને અને બીજા હાથમાં સૂવા માટેનો બિસ્ત્રો તથા ચણુ પાટ લઈને અમે જ્યારે અમારા નવા લેબાશમાં આગળ વધ્યા ત્યારે મારા મનની સ્થિતિ ઓર જ હતી. મને નહોતું જરાય દુઃખ, નહોતો જરાય શોક. હું એક નવી જ દુનિયામાં વિહરતો હતો. મારી સામે ઈશ્વરના દરબારનું ચિત્ર ખડું થતું હતું. પૃથ્વી ઉપર માણસ ગમે તેટલો શ્રીમંત હોય, ગમે તેટલો વિદ્વાન હોય કે ગમે તેટલો બળવાન હોય, પણ ઈશ્વરના દરબારમાં જ્યારે એને એના પાપપુણ્યનો હિસાબ

આપવા માટે ખડા થવું પડતું હશે ત્યારે આવું જ થતું હશેને ! ત્યાં ન ચાલે કશી લાગવગ, ન ચાલે ભેદભાવ કે ન દેખાય ઊંચનીચપણું, બધા જ સરખા. એમ અમને બધાને પણ અહીં એક જ અસ્ત્રે મૂંડયા હતા. અમારામાં બી. એ. હતા, એમ. એ. હતા, કાળા અક્ષરને કૂટી મારે એવાય હતા. શ્રીમંત વેપારી હતા, ગરીબ ખેડૂત હતા. બ્રાહ્મણ હતા, પાટીદાર હતા. પણ બહારના એ બધા ભેદભાવ અહીં ભૂંસાઈ ગયા હતા. અહીં તો અમે બધા રખડતા ભામટા ગણાઈને આવ્યા હતા. અમે બધા સરકારના ગુનેગાર હતા. જેલના કેદી હતા. હું જેમ જેમ વિચાર કરતો હતો, તેમ તેમ મને વધારે આનંદ થતો હતો.

"સાંઝ પડી પણ અમારે માટે કશું ખાવાનું ન આવ્યું. અમને જ્યાં રાખવામાં આવ્યા હતા ત્યાં કોઈ કેદીએ એની સવારની દાળ ઢાંકી રાખી હતી એમાંથી સુગંધ આવતી હતી એ અમારી ભૂખને ઉત્તેજિત કરતી હતી. પણ અમારે માટે તે દિવસે ભોજન આવવાનું જ નહોતું. બિસ્રામાં અમને બકરાંના વાળનો એક કામળો અને કાથીની ચટાઈ આપવામાં આવી હતી. રાત અમે આવી નવી પથારીમાં પસાર કરી. બીજે દિવસે સવારે અમને કાંજી મળવી જોઈએ પણ એય ન આવી. બપોરના ડુંગળીનું શાક અને જુવારના રોટલા આવ્યા. ભૂખ તો કકડીને લાગી હતી પણ ડુંગળીનું શાક અગાઉ કદી ખાધેલું નહિ અને એના તરફ એક જાતની ઘૃણાની લાગણી કેળવી હતી એટલે એ ખાતી

વખતે કમકમાટી આવી; પણ મન દઢ કરીને આવેલું ભોજન મેં આરોગ્યું. એ વખતે કુમાર સિદ્ધાર્થનું ચિત્ર મારી સામે ખડું થયું. આખી જિંદગી મોજશોખ અને સાહેબીમાં ગાળ્યા પછી ભિક્ષાન્ન ખાતી વખતે એના મનની સ્થિતિ કેવી થઈ હશે ! ”

નાગપુર જેલમાં પૂરા સ્થિર થાય એ પહેલાં મહારાજ અને એમના સાથીઓની ત્યાંથી ઉપાડીને અકોલાની જેલમાં બદલી કરવામાં આવી.

નવી જેલમાં બદલી કરવા પાછળ અમલદારોનો હેતુ નાગપુર જેલ ભરાવા ન દેવી એ હશે, પણ સત્યાગ્રહીઓને ત્રાસ આપીને સત્યાગ્રહ કરવાનું ભુલાવવાનો પણ હતો. એટલે નવી જેલમાં ખૂબ જાપ્તો અને સખ્તાઈ રાખવામાં આવ્યાં હતાં. કેદીઓ લાંબી બૅરેકમાં સૂતા હોય ત્યારે બૅરેકની અંદર પણ એમના ઉપર પીળી પાઘડીવાળા વૉર્ડરોનો પહેરો ગોઠવવામાં આવ્યો હતો. શૌચ જવાથી પાણી પીવા સુધીની ઝીણી ઝીણી બાબતમાં પણ ત્યાં અપમાનજનક અંકુશો હતા.

મહારાજ કહે છે કે, “ આ જેલની પદ્ધતિ જ એવી હતી કે નાની નાની બાબતમાં પણ એ માણસને કઠે. પહેલેથી મનની તૈયારી ન કરી હોય એવાને બહુ આકરું લાગે. અમારામાં કેટલાક નાના અને નબળા હતા. એ આ બધાથી અકળાતા હતા. શરૂઆતના બે દિવસ ભીંડી આમળવાનું આપવામાં આવ્યું. પછી અમારામાંથી બેને પસંદ કરીને ચક્કીમાં લઈ જવામાં આવ્યા અને બાકીનાને પથ્થર ફોડવા

લઈ જવા લાગ્યા. સદ્દભાગ્યે મને પણ ચક્કી માટે પસંદ કરવામાં આવ્યો હતો. અમને દરેકને એક એક અલગ ઓરડીમાં લઈ ગયા. ત્યાં ઘંટી મારી રાહ જોઈને બેઠી હતી. વૉર્ડરે મારાં કપડાં ઉતરાવ્યાં, કેડે રૂમાલ વીંટાળાવ્યો અને સવામણ જુવાર દળવાનું સોંપીને ઓરડી બહાર તાળું માર્યું. આમ મારું દળવાનું કામ શરૂ થયું. પહેલે દિવસે મેં ૨૫ શેર દળ્યું. બપોરે મને ખાવા માટે બહાર કાઢ્યો. થાક ખૂબ લાગ્યો હતો. સાંઝે મેં કામ ન કર્યું. પણ પહેલો દિવસ હોવાથી કોઈ કશું બોલ્યું નહિ. રાત્રે સૂતાં પહેલાં મારો જીવ બળવા લાગ્યો કે ગાંધીજીએ તો જરાય મન ચોર્યા વિના જેલમાં કામ કરવાનું કહ્યું છે, અને મેં તો પચ્ચીસ શેર જ દળ્યું. એ જ વખતે મનમાં નિશ્ચય કર્યો કે કાલથી આવી ગફલત નહિ કરવી. બીજે દિવસે નાહીને સંધ્યા કરી. પછી દળવા જનારને સવારમાં નાસ્તા માટે એક રોટલો આપે છે એ રોટલો આવ્યો. એ ખાઈને હું કામ પર ચડી ગયો. દળવાની ઓરડીમાં જઈને મેં ખરા હૃદયથી પ્રાર્થના કરી. 'બાહુભ્યામ્ યશોબલં કરતલ-કરપૃષ્ઠે' વગેરે મંત્રો બોલ્યો, અને પ્રભુ પાસે માગણી કરી કે આ દળણ દળાઈ જાય એવું મારામાં બળ આપો. પા કલાકની પ્રાર્થના પછી મેં ઘંટીનો ખીલડો પકડ્યો. મન સાથે નિશ્ચય થઈ ગયો કે બધુ કામ પૂરું થયા વિના કામ છોડવાનું નથી. હાથ થાકે કે તૂટે પણ કામ બંધ કરવાનું નથી. જમીન ઉપર પગ ગોઠવીને મેં દળવાનું શરૂ કર્યું. એ વખતે મારામાં કોણ જાણે ક્યાંથી એ નવુ બળ આવ્યું એની સમજ મને આજે પણ પડતી નથી. સવારે ૭ વાગ્યે

મેં કામ શરૂ કર્યું અને નવ પહેલાં ૧૧ મણ દાણું દળી નાખ્યું. પરસેવો તો શરીરમાંથી એટલો નીકળ્યો કે એના રેલા ઓરડીના ઉંબરે પહોંચ્યા. લોટ ઊડવાથી શરીર બાવા જેવું થઈ ગયું હતું. કામ પૂરું થયું ત્યારે મારા શરીર સામે જોઈને હું ખડખડાટ હસી પડ્યો. થોડી વારે ઓરડીનું બારણું ઉઘાડ્યું. જોવા આવેલો વૉર્ડર તો છક જ થઈ ગયો. જેમણે જેમણે સાંભળ્યું એ આશ્ચર્ય પામ્યા.

"બીજે દિવસે પણ એ જ પ્રમાણે મારું કામ પૂરું થઈ ગયું. વરધી પૂરી થઈ ગયા પછી કોઈ મારું નામ સરખું લેતું નહિ. હાથ તો પાકી ગયા હોય એવા થઈ ગયા હતા. મારા હાથ દબાય અને થાક ઊતરી જાય એટલા માટે હું હાથ દબાય એ રીતે પથ્થર ઉપર સૂઈને આળોટતો. એથી મને ઠીક આરામ રહેતો."

મહારાજ પોતે આટલું સખ્ત કામ કરતા હતા પણ એમની સાથે આવેલા નાના નાના જુવાનિયાઓની એમને ખૂબ ચિંતા થતી હતી. ચાર તો એમની પાછળ સરસવણીથી જ આવ્યા હતા.

## ૭. જેલમાં લડત અને સમાધાન

ગુજરાતની ટુકડીના આગેવાન શ્રી ગોકળદાસ બાપુ હતા. એ જ્ઞાતિએ વણિક અને ધંધે વકીલ હોવા છતાં એક બહાદુર લડવૈયા હતા. એમને પણ પથ્થર ફોડવાનું કામ સોંપાયું હતું. જેલનાં નાનાંમોટાં અપમાનોથી એ અકળાયા હતા, અને આ કામ પણ એમને ભારે લાગતું એટલે એમણે પથ્થર ફોડવાની ના પાડી. આથી એમને અંધારી ઓરડીમાં લઈ જવામાં આવ્યા.

બન્યુ હતું એવુ કે કામ ઉપરના મુકાદમે એમને કહ્યું કે તમારે કામ ન કરવું હોય તો ન કરતા, પણ સાહેબ જોવા આવે ત્યારે હથોડી પછાડવી, એટલે એમને લાગે કે બધા કેદીઓ કામ કરે છે. પણ બાપુએ એનું કહ્યુ માન્યું નહિ. એ કામ ઉપર જાય અને ત્યાં ચોપડી વાચ્યા કરે. એક વખત સુપરિન્ટેન્ડન્ટ મિ. ફાઉલર રોન ઉપર આવ્યા. બાપુ બેઠા બેઠા ચોપડી વાંચતા હતા. સાહેબ નજીક આવ્યા છતાં એમણે ચોપડી છોડી નહિ. સાહેબે પૂછ્યુ કે પથ્થર કેમ નથી ફોડતા? એમણે કહ્યું કે પથ્થર છે ક્યાં તે ફોડું?

સાહેબે કહ્યુ કે સામા દગલામાંથી લઈ આવો. બાપુએ વકીલી ભાષામાં કહ્યું કે મારા નામે પથ્થર ફોડવાનુ કામ લખ્યુ છે, પથ્થર લાવવાનુ નથી લખ્યુ. સુપરિન્ટેન્ડન્ટે તરત જ એમને અંધારી કોટડીમાં લઈ જવાનો હુકમ કર્યો. એમને ચૌદ દિવસની અંધારી કોટડીની સજા કરવામા આવી. એમને અંધારીમાં લઈ જઈને એક મણ દળવાનુ સોંપવામા આવ્યુ. બાપુએ એ કામ કરવા ઇન્કાર કર્યો અને સાથે ખાવાનુ પણ છોડ્યુ.

આ સમાચાર બીજા સાથીઓને મળ્યા ત્યારે એમણે શુ કરવુ એ વિશે સૌ વિચારમાં પડ્યા. એમણે જે મુદ્દા માટે લડત ઉપાડી હતી એની સાથે મહારાજ સંમત ન હતા. પણ વડીલ ઉપવાસ કરે અને સાથીઓ બેસી રહે એ પણ એમને ગમ્યુ નહિ. છેવટે મહારાજ અને એમના ચૌદ સાથીઓએ પણ ખાવાનું છોડવાનો નિર્ણય કર્યો. જેલર મિ. મગરેને આ સમાચાર મળ્યા એટલે એ એમને સમજાવવા ગયો કે "તમે શા માટે નથી ખાતા ?" મહારાજે જવાબ આપ્યો કે, "અમારા બાપુ નહિ ખાય ત્યા સુધી અમે પણ નહિ ખાઈ શકીએ." જેલરે કહ્યુ કે, "એમણે તો ગુનો કર્યો છે એની એમને સજા થઈ છે. તમે ક્યા ગુનો કર્યો છે ?" પણ એમાનુ કોઈ એમનુ બે થયુ નહિ. એટલે જેલર એ બધાને પૂરવાનો હુકમ કરીને ચાલ્યો ગયો. બધા ભૂખ્યા ને ભૂખ્યા બેરેકમા સૂઈ રહ્યા. જેલરે રાત્રે આવીને ફરી બધાને સમજાવવા પ્રયત્ન કર્યો, પણ એને એક જ જવાબ મળ્યો કે, "અમારા બાપુ ભૂખ્યા હોય ત્યાં સુધી અમારાથી નહિ ખવાય."

બીજે દિવસે સવારમા ધમધમાટી કરતો જેલર ફરી આવ્યો અને હુકમ કર્યો કે કાઢો એ બધાને બહાર. મહારાજે સાથીઓને સૂચના આપી કે, "કોઈ ડરશો નહિ, મક્કમ રહેજો" બધા મક્કમ હતા જ. જેલરે બધાને ગોળઘર આગળ લઈ જઈને ફટકા મારવાની ધમકી આપી. મહારાજે બધાને જણાવ્યુ કે, "પાછા ફરવુ હોય તો હજુ સમય છે. અગાઉથી જણાવી દેજો. હુ તો ફટકા ખાવાનો છુ." બધા ફટકાની ધમકી છતાં મક્કમ રહ્યા

થોડી વાર પછી એક ઊંચો, કાળો અને ડરામણા મોઢાવાળો કિસ્તીખાન નામનો વૉર્ડર બધાની નજીક આવીને સમજાવવા લાગ્યો કે, "તમે લડશો એમાં કાંઈ ફાયદો નહિ કાઢો. એના કરતાં કાયદો પાળીને જેલના દહાડા કાઢી નાખો" મહારાજે એને જવાબ આપ્યો કે, "અમારે તારા ઉપદેશની જરૂર નથી" એ વધારે કાંઈ બોલ્યો નહિ પણ જેલરે હુકમ કર્યો કે આ બધાને પથ્થર ફોડવા માટે લઈ જાઓ. મહારાજે સાથીઓને જણાવી દીધુ કે, "આપણી લડત જ પથરાની છે આપણે પથરા ફોડવા જઈએ તો તો ખાઈજ શા માટે ન લઈએ?" એ બાબતમા પણ બધા મક્કમ થઈ ગયા આથી એ બધાને ફિતૂરિયા જાહેર કરવામાં આવ્યા. અને બધા ઉપર કેસ ચાલશે અને વધારે સજા થશે એવું એ માનવા લાગ્યા.

થોડી વાર પછી જેલરે ફરી આવીને સમજાવવા માડ્યું કે, "તમે ખાલી પીલી ભૂખ્યા મરો છો. ગોકળદાસે તો ખાઈ લીધુ છે." મહારાજે કહ્યું કે, "તમે કહો તે ન

ચાલે. અમને એમની સાથે વાત કરાવી આપો તો જ અમને એની ખાતરી થાય. અમને એવી ખાતરી કરાવી આપો તો અમે ખાઈ લઈશું." જેલર કબૂલ થયો અને મહારાજને બાપુ પાસે લઈ ગયો. મહારાજે જેલરને થોડે દૂર રાખીને બાપુ સાથે વાતો કરી. મહારાજે બાપું સાથે કેટલીક વાતો કરી એટલે બાપુ ખાવા તૈયાર થયા. પછી મહારાજે જેલરને નજીક બોલાવ્યા અને કહ્યું કે, "જુઓ, તમને જેલર તરીકે નહિ પણ એક ભાઈ તરીકે કહું છું કે અમે સમાધાન કરવા તૈયાર છીએ, ખાવા પણ તૈયાર છીએ; પણ તમારે અમારામાંથી મારા સિવાય બીજા કોઈને સખત કામ આપવું નહિ, એટલો કોલ આપો. અમારા બાપુને તમે નિયમ પ્રમાણે ચૌદ દિવસ અંધારીમાં ભલે રાખો, પણ એમને દળવાનું ન આપો." જેલરે કહ્યું કે, "હું તો કોઈને સખત કામ આપવા નથી માગતો." આ રીતે મહારાજે સમાધાન કર્યું અને બધાએ ખાધું.

## ૮. કાષ્ઠપૂતળીવત્

મહારાજનો સ્વભાવ જ એવો છે કે એમના વર્તન અને પ્રેમથી એ ભલભલાને વશ કરી લે. આ જેલના અમલદારો પણ એમના ઉપર ખુશ થઈ ગયા હતા.

એક દિવસ મહારાજ ચક્કી ચલાવતા હતા એટલામાં સુપરિન્ટેન્ડેન્ટ રોન પર આવ્યા. પરસેવે રેબઝેબ થઈ ગયેલા મહારાજને જોઈને એમણે પૂછ્યું કે "કાંઈ કહેવાનું છે?" મહારાજે કહ્યું કે બપોરે હું નવરો રહું છું એ વખતે મને વધારાનું સાદડી ગૂંથવાનું કામ આપશો તો હું ખુશીથી કરીશ. એ વખતે તો એમણે વધારાનું કામ આપવાની ના પાડી અને આગળ ચાલ્યા. પણ બીજા દિવસથી મહારાજના હાથમાંથી ચક્કી ખૂંચવી લેવામાં આવી અને એમને પણ બધા સાથે પથ્થર ફોડવા મોકલી આપવામાં આવ્યા. પથ્થર ફોડવાની વરધી એવી હતી કે દરેક કેદીએ રોજ આઠ ઘન ફૂટ પથ્થર ફોડીને બે ફર્લાંગ દૂર ઢગલો કરી આવવો. પથ્થર ફોડતી વખતે પથ્થરની કરચો એવી ઊડતી કે એ વડે રોજ બે ચાર જણા ઘવાતા. આંખ ફૂટી ન જાય એ

માટે દરેક કેદીને આંખે બાંધવા માટે પતંગની જાળીના ચશ્મા (ડાબલા) આપવામાં આવ્યા હતા. આ ટુકડીના મુકાદમ તરીકે પેલા કિસ્તીખાતુને જ મૂકવામાં આવ્યો હતો. એ આખી જેલમાં બહુ કડક ગણાતો. પહેલે જ દિવસે મહારાજે સાત ઘન ફૂટ પથ્થર ફોડ્યા. વૉર્ડરે કહ્યું કે "વરધીમાં એક ઘન ફૂટ ઓછો થયો." મહારાજે કહ્યું કે "સાત શા માટે ૭ ઘનફૂટ જ લખને." નિયમ એવો હતો કે નવા આવનારે ત્રણ દિવસ સુધીમાં પૂરી વરધી કરતા થઈ જવું જોઈએ. મહારાજે બીજા દિવસથી જ આઠ ઘનફૂટનો ઢગલો કરવા માંડ્યો. ત્યાં ઘાણીનું કામ પણ કેદી પાસે કરાવવામાં આવતું હતું. એકાદ મહિના પછી મહારાજે જેલર પાસે એ ઘાણી કામની માગણી કરી પણ જેલરે એવું સખત કામ આપવાની ના પાડી. થોડા વખત પછી એમને વણાટ કામમાં મૂકવામાં આવ્યા. બાપુને દરજી કામમાં મૂકવામાં આવ્યા. બાપુને દરજી કામમાં મૂક્યા હતા એ એમને ફાવતું હતું.

મહારાજ વણાટની ૧૩ વારની વરધી રોજ પૂરી કરી દેતા. પણ એક દિવસ હવાને કારણે કાપડ થોડું ઘસ્યું. વરધી નોંધનારે પૂછ્યું : કેમ કાંઈ માંદા હતા? મહારાજે કહ્યું 'ના'. નોંધ કરનારે દુભાતે મને અધૂરી વરધીની નોંધ કરી, કેમકે અધૂરી વરધી રહે એની જેલર પાસે પેશી કરવાની હોય છે. તે જ દિવસે સાંજે મહારાજને જે બેરેકમાં પૂર્યા હતા ત્યાં ગન ઉપર નીકળેલો જેલર આવી પહોંચ્યો. એણે પૂછ્યું, "કેમ છો?" મહારાજે કહ્યું, "બહુ સારું છે પણ કાલે તો મારે તમારી પાસે પેશી ઉપર આવવાનું છે ને?" એમણે કહ્યું, "કેમ?" મહારાજે

કહ્યું, "હવાને કારણે મારી વણાટની વરધી આજે પૂરી નથી થઈ શકી." જેલરે હસતાં હસતાં કહ્યું, "આ જેલમાં તો હવે તમારે માટે પેશી રહી નથી"

મહારાજ કહે છે કે "જેલમાં હું કામ ખૂબ કરતો પણ ભૂખે એટલી જ કકડીને લાગતી. આખા દિવસમાં હું ૧૩ રોટલા ખાઈ જતો. એ તેર રોટલાના લોટનું વજન કરીએ તો આપણા સવા શેરથી વધારે ન થાય. અમે ઘંટી દળવા જતા ત્યારે કામે ચડતાં પહેલાં એક રોટલો નાસ્તા માટે મળતો પણ વીશી વહેંચનાર વૉર્ડરને મારા પ્રત્યે એવો ભાવ થયો હતો કે એ રોજ બે રોટલા મૂકી જતો. મારુ ખાધેલું ક્યાં પચી જતું એની તો ખબર જ પડતી નહિ."

જેલમાં એવો નિયમ હોય છે કે સોંપવામાં આવેલી કોઈ પણ ચીજ ખોવાય તો એ માટે સજા થાય. મહારાજને આપવામાં આવેલી થાળી એક વખત ગૂમ થઈ ગઈ. હવે શું કરવું? એ જે સાળ ઉપર કામ કરતા હતા એની નીચે એક જૂની કાટ ખાઈ ગયેલી થાળી પડી રહેતી. એ કોની છે એ મહારાજ જાણતા નહોતા. મહારાજે ભાજી લેવા માટે એને માંજીને સાફ કરી. એટલામા પેલો કિસ્તીખાન આવ્યો અને એણે બૂમ મારી કે આ સાળ નીચેથી મારી થાળી કોણે લીધી છે? જો કોઈ હાથમા આવશે તો મારી નાખીશ. મહારાજે કહ્યુ, "એ તો મેં લીધી છે." એણે કહ્યું, "તમે લીધી છે ને? ભલે લીધી. બીજા કોઈએ લીધી હોત તો પાંસરો દોર કરી દેત." મહારાજે એની થાળી પાછી આપી દીધી. બીજે દિવસે મહારાજનો ચંબુ

પણ ગૂમ થયો. એમણે થાળી ચંબુ વિના જ ચલાવવા માંડ્યું. એનું વર્ણન કરતાં એઓ કહે છે કે "હું રોટલો હાથમાં લઈને ખાઈ લેતો અને પાણી નળે જઈને પી લેતો. ભાજી તો મેં ખાવાની જ બંધ કરી દીધેલી કેમકે ભાજીમાં કીડા આવે છે એવી ફરિયાદો સાંભળી સાંભળીને જ મને એને માટે સૂગ જન્મી હતી." આ રીતે ત્રણ મહિના સુધી મહારાજે એકલા રોટલા ઉપર જ ચલાવ્યું.

મહારાજ કહે છે કે "અકોલા જેલમાં હું જ્યારે નવરો પડતો ત્યારે તિલક ગીતા અને સાતવળેકરનું શતપથ વાંચતો. મેં ત્યાં બીજા બ્રાહ્મણ ગ્રંથો પણ વાંચ્યા. એ જમાનામાં મારા મનમાં એક એવી ઇચ્છા જાગી કે રેલવેનાં પાટિયાં ઉકલે એટલું અંગ્રેજી શીખી લીધું હોય તો સારું. શ્રી ગોકળદાસ બાપુ પાસે અંગ્રેજીના ચાર અક્ષર શીખ્યો પણ ખરો, પણ એના રટણમાં મારા ગીતા વાચન-માં વિક્ષેપ પડ્યો. આખી રાત પેલા અક્ષરો મારી આંખ સામે આવીને તરવરવા લાગે. બીજે દિવસે મેં નક્કી કર્યું કે અંગ્રેજી નથી શીખવું."

એક દિવસે સવારમાં જેલરે વૉર્ડમાં જઈને સમાચાર આપ્યા કે "સરકારે બધા રાજદ્વારી કેદીઓને છોડી મૂક્યા છે." આ સમાચાર સાંભળીને કેટલાક હર્ષમાં આવી ગયા. સરકાર સાથે સમાધાન થયું હતું અને ત્રિરંગી ઝંડાનો વિજય થયો હતો એ જાણીને મહારાજને પણ આનંદ થયો. પણ આ અગાઉ એક બનાવ બનેલો તેનું વર્ણન આપણે મહારાજની જ ભાષામાં સાંભળીએ :

"અમારામાંનો એક ભાઈ છૂટતાં પહેલાં થોડા દિવસ-થી મનથી બહુ નબળો પડી ગયો હતો. એના પગે ગૂમડું

થયું હતું તેથી એને ઑપરેશન કરવામાં આવ્યું હતું. એના મનમાં કાંઈક એવી ફડક પેસી ગયેલી હતી કે હવે ઘરનાં-ઓનું મોઢું એ નહિ જોવા પામે. એના મનની આ નબળાઈ એને માફી માગીને છૂટવા જેટલી હદે લઈ ગઈ હતી. મને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે હું એને મળ્યો અને સમજાવ્યું કે તેં જેલના આટલા મહિના તો કાઢી નાખ્યા. જો મરી જ જવાનું હોય તો તો ગમે ત્યારે અને ગમે ત્યાં મરી જઈએ છીએ...મારવું કે જિવાડવું એ તો એક ઈશ્વરના જ હાથમાં છે. તું બધી ચિંતા છોડી દે.. તું માફી માગીશ એટલે આખું શરીર તો તારું બહાર જશે પણ તારાં નાક અને કાન આ ફાઉલર સાહેબની ડાબલીમાં રહી જશે એ ખબર છે ને? જિંદગીભર નીચા જોવું રહેશે. તારાં બાળકો પણ તને યાદ કરીને માથું નીચું ઘાલશે. મારી વાત એને ગળે ઊતરી અને એણે માફી માગવાનું માંડી વાળ્યું. અને બન્યું એવું કે એના આ નિર્ણય પછી બે ત્રણ દિવસમાં જ અમારો બધાનો છુટકારો થયો. એ ભાઈના આનંદનો પાર ન રહ્યો. એ આનંદમાં આવીને કહેવા લાગ્યા કે " તમે જ મને ઉગારી લીધો. નહિ તો મારું શું થાત?"

જેલમાથી છૂટતી વખતે મહારાજ કહે છે કે "ફરી મારા મગજમાં વિચારો આવવા લાગ્યા. મને થયું કે ભગવાન શ્રીકૃષ્ણે સુદામાજીને તળાવમાં એક ડૂબકી મારી એટલા વખતમાં જે અકળ લીલા બતાવી તેમા અને આ જેલમાં શો ફરક છે? હજુ કાલે સવારે જ અમે જેલમા આવ્યા. જેલની નવી દુનિયામાં અનેક પાઠો લીધા અને આજે તો ફરી પાછા અમારી જૂની દુનિયામાં પાછા આવ્યા.

કાગવાસનો કાળ ક્યાં આવ્યો ગયો એની કાંઈ ખબર જ ન પડી. જેમ જેમ હું વિચાર કરવા લાગ્યો તેમ તેમ મારા હૃદયમાં આનંદ ઊભરાવા લાગ્યો."

"મારી સામે વિનોબાજી અને એમના કેટલાક સાથીઓ તરવરવા લાગ્યા. જેલમાં એ બધા બહુ કામ કરતા. હું એમને જોતો ત્યારે મારા અંતરમાં છાની છાની આનંદની લાગણીઓ જાગતી. વિનોબાજીનું અગાધ જ્ઞાન અને નાના મોટા દરેક પ્રસંગે શોભે એવું એમનું વર્તન જોઈને મને એમ થતું કે એ તો કાષ્ઠપૂતળીની માફક અનાસક્ત જીવન જીવે છે. એ કામ કરતા તે પણ જાણે દુ:ખ અને શોકથી પર થઈને કરતા હોય એવું લાગતું. નાનામાં નાનો વૉર્ડર એમને ઊભા રહેવાનું કહે ત્યારે ઊભા રહે અને ચાલવાનું કહે ત્યારે ચાલે. મનના અહંને એમણે ઓગાળી નાખ્યું હતું. એમ છતાં પણ આત્મચિંતન તો ક્ષણે ક્ષણ ચાલ્યા કરે. મારા મનમાં થયું કે આ માણસે જેલ ભોગવી, વેઠી નહિ. હું પણ અનુભવતો હતો કે જ્યાં બીજા દુ:ખી થતા હતા ત્યાં હું આનંદ માણતો હતો, એટલે સુખ અને દુ:ખ એ તો માણસે ઊભી કરેલી કલ્પનામાંથી પેદા થાય છે. વિનોબાજીના જીવનમાંથી મને ત્યાં ઘણું જાણવાનું મળ્યું."

જેલમાંથી અડધી સજાએ છૂટીને આ ૧૮૦૦ ભાઈઓએ જે રસ્તા ઉપરથી ઝંડો લઈને નીકળવા માટે એમને પકડ્યા હતા, તે જ રસ્તા ઉપર ઝંડા સાથે એક મોટું સરઘસ કાઢ્યું. શહેરના લોકોએ પણ ખૂબ ઉત્સાહભેર એમાં ભાગ લીધો. પણ કોઈએ કોઈનું નામ લીધું નહિ.

નાગપુરમાં ત્રિરંગી ઝંડાનો જય જયકાર થયો.

# ૯. ચૂંટણી દરમ્યાનની વિરક્તિ

-

મહારાજ નાગપુરથી છૂટીને આવ્યા ત્યારે દેશનું વાતાવરણ બિલકુલ ફરી ગયું હતું. ગાંધીજી પકડાયા ત્યારે પ્રજામાં જે જોશ હતું તે નરમ પડી ગયું હતું. સ્વદેશી હિલચાલને લીધે શરૂઆતમાં પરદેશી કાપડનું વેચાણ બિલકુલ બંધ થઈ ગયું હતું. આજે એનો વેપાર ધમધોકાર ચાલતો હતો. દેશમાં જાણે કાંઈ બન્યું જ ન હોય એમ લોકો રોજિંદું સામાન્ય જીવન જીવતા થઈ ગયા હતા. રચનાત્મક કાર્યનું જે શરૂઆતનું મોજું ઉછાળ્યું હતું, રેંટિયા અને રાષ્ટ્રીય શિક્ષણમાં લોકોએ જે ઉત્સાહ બતાવ્યો હતો તે બધુ હવે મોળું પડતું જતું હતું. કેટલાક શ્રદ્ધાળુ કાર્યકર્તાઓ આવા મંદ વાતાવરણમાં પણ પોતાની શ્રદ્ધા કાયમ રાખીને પોતે ઉપાડેલા રચનાત્મક કાર્યમાં ચોંટાઈ રહ્યા હતા.

મહારાજે આવીને પહેલુ કામ મહેમદાવાદની રૂઢિચાળ બની ગયેલી રાષ્ટ્રીય શાળાને બંધ કરવાનુ કર્યું.

ઈ. સ. ૧૯૨૩મા કોંગ્રેસનુ અધિવેશન દિલ્હીમાં ભરાયુ. મહારાજ પણ ત્યાં ગયા હતા. પણ ત્યાંનો ફરી ગયેલો રંગ જોઈને એમને ત્યાંથી નાસી છૂટવાનું મન થયુ. મૌલાના મહમદઅલી તાજા જ જેલમાંથી છૂટીને આવ્યા હતા. ધારાસભામાં પ્રવેશ કરવો એવો સંદેશો લઈને એ કોંગ્રેસમાં આવ્યા હતા. હિંદી - રાજકારણમાં ગાંધીજીએ પ્રવેશ કર્યો ત્યાર પછીથી ધારાસભાના કાર્યક્રમમાં રસ ધરાવનાર ભાઈઓ શાંત બેઠા હતા અસહકારના પ્રવાહે ધારાસભાનુ નામ પણ ભુલાવી દીધુ હતું. પણ મૌલાના મહમદઅલીના સંદેશાએ ધારાસભાના મોવડીઓને ફરી આગળ આણ્યા ધારાસભા પ્રવેશનો ઠરાવ પસાર થયો. પણ એ વખતનું ત્યાંનું વાતાવરણ બહુ હલકું બની ગયુ હતું. એકબીજા પક્ષોની નિંદા, કૂથલી અને આરોપોનું બજાર તેજ હતુ. આ જ મહાસભામા ફેરવાદીઓ અને નાફેરવાદીઓ એવા બે ભાગલા પડ્યા. ધારાસભા પ્રવેશમાં માનવાવાળા ફેરવાદીઓ કહેવાયા અને ધારાસભા પ્રવેશનો વિરોધ કરનારાઓ નાફેરવાદીઓ કહેવાયા. ફેરવાદી પક્ષમા શ્રી. મોતીલાલ નેહરુ, દેશબંધુ દાસ, મૌલાના મહમદઅલી વગેરે મુખ્ય હતા. આ નાફેરવાદીઓમા શ્રી રાજગોપાલાચાર્ય, શ્રી વલ્લભભાઈ વગેરે મુખ્ય હતા

દિલ્હી મહાસભા પછી ચૂંટણીની ધમાલ ચાલી. ગુજરાતમાં ફેરવાદી અને નાફેરવાદી એવા બે પક્ષો પડ્યા હતા. એ વખતની ચૂંટણીમા અઢળક ખર્ચો થતા હતા, જૂઠાણા ફેલાવાતાં હતા અને પ્રજમાનસ રચનાત્મક

કાર્યોમાંથી વિમુખ થતું જતું હતું એથી મહારાજને એમાં મિલકુલ રસ ન હતો એમણે ચૂંટણી કાર્યોમાં કોઈને પણ મદદ કરવાની સ્પષ્ટતા ના સંભળાવી દીધી એમને કોઈક ગામડામાં બેસીને શાંતિથી કાંઈક રચનાત્મક કાર્ય કરવાનું મન થયું

અમદાવાદ તાલુકાના શ્રી પ્રભુદાસ ઠક્કર મહારાજ સાથે નાગપુર સત્યાગ્રહમાં તો હતા જ પરંતુ એ, એમના બા અને બહેન એમ આખું કુટુંબ ધાર્મિક ભાવનાવાળું અને મહાત્માઓમાં શ્રદ્ધાવાળું હતું એમના ઘરમાં રેંટિયા ચાલતા, હરિજનો પ્રત્યેનો સમભાવ હતો અને પ્રભુદાસ ઠક્કર તો રોજ હરિજનોને ગામના કૂવેથી પાણી ભરી આપતા એથી આકર્ષાઈને મહારાજે એમને ત્યાં છાપરા ગામમાં રહેવાનું નક્કી કર્યું ત્યાં એ સભામાં ગીતા વાંચન કરતા, તુલસી રામાયણ સમજાવતા અને રેંટિયો કાંતતા

એમનું રામાયણ સાંભળીને છાપરાના એક બારૈયા જુવાનિયાને વાંચવાનું શીખવાનું મન થયું કાન્તિ એને ભણાવવાનું શરૂ કર્યું પણ એમની ભણાવવાની પદ્ધતિ નવી જ હતી છોકરા પાસે સ્લેટ પેન તો, હતાં જ નહિ મહારાજે એની શરૂઆત આ રીતે કરી આપી ના જ

મહારાજ—તું મને ફરી મળે તો ઓળખે એમ ખરો કે ?

છોકરા—હોવે છે જ

મહારાજ—ઘણા માણસો ભેગા મળ્યા હોય એમાંથી પણ ઓળખી કાઢે ?

છોકરા—હા

મહારાજ—શાથી ?

છોકરો—તમને જોયા છે તેથી.

મહારાજ—ત્યારે તું જુએ છે એ યાદ રાખે છે ખરું ને ? હું બતાવું તે યાદ રાખીશ ?

છોકરો—હા.

આમ કહીને મહારાજે જમીન ઉપર 'ક' ચીતરી આપ્યો અને કહ્યું કે આનું નામ 'ક' છે. આમ મહારાજે એને પહેલો પાઠ આપ્યો. બીજે દિવસે છોકરાએ જ્યાં ત્યાં 'ક' ચીતરી માર્યો અને એની સાથેના બીજા ગોવાળિયાઓને પણ એણે એ શીખવી દીધો.

દીવે દીવો થાય એવી આ પ્રૌઢશિક્ષણની પદ્ધતિ હતી. ઘેરઘેર ભણાવવા જવાનું હતું જ નહિ પણ એક શીખેલો બીજા અનેકને શીખવતો જાય.

થોડા દિવસમાં તો એ છોકરો શબ્દો ઉકેલતો થઈ ગયો અને છેવટે રામાયણ વાંચવા લાગ્યો. એ છોકરાની અસર એ[illegible]ાનાભાઈ ઉપર પણ થઈ, એના આખા કુટુંબ ઉપર [illegible], અને આખા કુટુંબે માંસ ખાવાનું પણ છોડી દી[illegible]. આ

[illegible] વગેરે રાજ ઝાપરા ગામમાં બેઠા હતા, કાંતતા હતા અ[illegible] હતા, પણ એમના જીવનની અસર તો આજુબા[illegible] મહારાજ ઉપર પડ્યા જ કરતી હતી. એમના સ્વભાવ [illegible] એ નવરા બેસી શકે એવું તો હતું જ નહિ એટલે નાનાં મોટાં કાંઈક ને કાંઈક સ્થાનિક કાર્યો તો થયા જ કરતાં હતાં.

## ૧૦. વાલવોડની ચારણી

એક વખત મહારાજને વાલનોડ જવાનુ થયુ હતુ ત્યાંના મુખી તથા બીજા એક વૃદ્ધ વડીલ સાથે રાત્રે ત્યાના ઉતારામા અતા અતાં વાતો ચાલતી હતી વાત વાતમાં પેલા વડીલ બોલ્યા કે "અમાર ત્યા આવાડ માતાની મનાઈ છે એટલે ઈંટેરી મકાન તો અમારાથી બનાવાય જ નહિ" આ વાત સાભળીને મહારાજને આશ્ચર્ય થયુ સાથે સાથે આ ગામમાં આટલા બધા સારી સ્થિતિના લોકો હોવા છતા ઇંટેરી મકાન કેમ નથી ચણાતા? એ જાતના એમના મનના પ્રશ્નનુ સમાધાન પણ થયુ હમણા હમણા ત્યા ઈંટેરી મકાનો થવા લાગ્યાં છે પણ હજુ દીવાલ ઉપરનો છેલ્લો થર માટીનો ચડાવવાનો રિવાજ કેટલાક લોકો પાળે છે પેલા વૃદ્ધે એમ પણ કહ્યુ કે એમને ત્યાં એક ચારણ બાઈ પૂજે છે એને માતા આવે છે અને વર્ષમા એકવાર એક પાડો મારીને એ એનુ બધુ લોહી પી જાય છે. મહારાજે કહ્યુ કે "એવુ હોય નહિ." ત્યારે વૃદ્ધ વડીલે કહ્યુ કે "એનુ હશે તો વખત આવ્યે હુ

તમને જોવા બોલાવીશ " મહારાજને આ સાભળી આશ્ચર્ય થયુ

આ વાત બન્યા પછી બે માસે વાલવોડથી એક રાવણિયાએ આવીને ત્યાના મુખીની ચિઠ્ઠી મહારાજને આપી એમા લખ્યુ હતુ કે બેઠા હો ત્યાથી ઊઠીને આવજો બીજે દિવસે બોરસદમા કાકાસાહેબ કાલેલકરના પ્રમુખપણા હેઠળ ગુજરાત રાજકીય પરિષદ ભરાવાની હતી એની સાથે સાથે હરિજન પરિષદ અને બારૈયા પરિષદ પણ યોજવામા આવી હતી હરિજન પરિષદના પ્રમુખ તરીકે મામા સાહેબ ફડકે જવાના હતા અને બારૈયા પરિષદના પ્રમુખ તરીકે મહારાજને જવાનુ હતુ પણ ચિઠ્ઠી આવે ા જઈને મહારાજે વાલવોડ થઈને બોરસદ જવાનુ નક્કી કર્યું ત્યા પહોચ્યા ત્યારે મહારાજે જાણ્યુ કે ત્યા બાવા ઊતરવાની છે અને પાડાનો વધ થવાનો છે, અને પેલી આરણુમાઈ કેટલુ લોહી પીએ છે એ જોવા જ એમને બોલાવ્યા હતા

આ જાણીને મહારાજને દુ ખ થયુ પણ આવવાનુ થયુ જ છે તો આ પાડાનો વધ અટકાવવો એવુ એમણે મનથી વિચાર્યું ત્યાનો રિવાજ એવો હતો કે પેલી આરણુ બાઈ ધૂણવા લાગે એ વખતે પાડાને શણગારીને એની સામે લાવવામા આવે અને કોઈ પાટણવાડિયો તરવારનો ઝટકો મારીને પાડાનું ડોકુ વાઢી નાખે મહારાજ પાટણ વાડિયાઓને મળ્યા અને સમજાવ્યુ કે માતા કદી નિર્દોષ પ્રાણીનો ભોગ લઈ રાજી ન થાય અને એમણે આવા પાપના કામમા સાથ ન આપવો જોઈએ પાટણવાડિયા

કોમને મહારાજમાં ખૂબ વિશ્વાસ, એટલે એમના પચે તો ઠગવ કર્યો કે જે પાડાને ઝટકો મારશે તેને નાત બહાર મૂકવામાં આવશે અને રૂપિયા પણનો દંડ કરવામાં આવશે. એક બ્રાહ્મણ જે ત્યાં ગોર તરીકે કામ કરતા હતા એમને પણ મહારાજે સમજાવ્યા એટલે એમણે પણ એ ક્રિયામાં ભાગ ન લેવાનું સ્વીકાર્યું. મહારાજના કહેવાથી મુખીએ ઢોલ વગાડનારને ઢોલ વગાડવા જવાની વરધી પણ નહોતી પહોંચાડી.

વખત થયો એટલે પેલી ચારણ બાઈ આવી. એ પાતળી, ગૌર વર્ણની. વૃદ્ધ છતાં તેજસ્વી આંખોવાળી બાઈ હતી એણે મુખી તરફ ફરીને કહ્યું, "કેમ મુખી, મારે ત્યાં ઢોલ નથી મોકલ્યો ?" મુખીએ કહ્યું, "હું માજી, હમણાં મોકલું છું." મહારાજે જોયુ કે મુખી ડરી ગયા છે એટલે એ ગામના જૈન આગેવાનોને મળ્યા. એ બધા એકઠા મળીને આ પાડાનો વધ શી રીતે અટકે એની ચર્ચાઓ જ કરતા હતા.

આ ચર્ચાઓ ચાલતી હતી એટલામાં તો એમની નજીકથી જ ઢોલ વગાડતુ સરઘસ આવ્યુ એમાં ચિચિયારી પાડતા છોકરાઓ શણગારેલો પાડો, ઉઘાડી તરવારવાળા જુવાનો, નવા પોષાક ધારણ કરેલા ચારણો અને છેક છેવાડે મધુર અવાજે ગીતો ગાતી ચારણ બાઈઓ હતી. એ વખતનો દેખાવ તથા આખુ વાતાવરણ કોઈને પણ ઉશ્કેરી મૂકે તથા ભયની લાગણી પેદા કરે એવુ હતુ. થોડી વારમા તો એ બધુ બહુ નજીક આવી ગયુ. પેલા ગોર બ્રાહ્મણ પાડાને જોઈને માથે હાથ મૂકતા હતા

અને શાપ વરસાવતા હતા પણ ટોળુ આગળ જ વધ્યે જતુ હતુ વાણિયાઓ ગભરાઈને ઊભા હતા ત્યાથી ઓસરી ઉપર ચડી ગયા મહારાજ કહે છે કે "હુ આ બધુ જોઈને દિગ્મૂઢ થઈ ગયો હતો મારા મનમા શકા ઊઠતી હતી કે શુ આ બધા મારુ કહ્યુ માનશે ખરા ? એ ટોળુ મારી નજીક થઈને આગળ વધ્યુ મે પણ મારા મનમા નિર્ણય કરી લીધો અને લાબી ફ્લાગે હુ ટોળા પાછળ ચાલવા લાગ્યો" કેટલાક પાગણુનાડિયાઓને થયુ કે કાઈક નવાજૂની થશે એ ને એ મહારાજની પાછળ પાછળ જવા લાગ્યા

ગામથી થોડે દૂર નદી કિનારે માતાનુ સ્થાનક હતુ ત્યા જઈને આખુ ટોળુ પાથરેલી મોટો ઉપર બેસી ગયુ બહેનોમાથી કેટલીક ધૂણવા લાગી બીજી ગાતી હતી પાડાને એ બધા વચ્ચે ઊભો રાખ્યો હતો મહારાજ ઓકાએક આ બધા વચ્ચેથી માર્ગ કરીને પાડા પાસે પહોચી ગયા કેટલાક બડીઓ મહારાજને ઓળખતા હતા એક જણે એમનો સત્કાર કર્યો મહારાજે એમને જ કહેવા માડ્યુ, 'આ નિર્દોષ પાડાને ન મારો તો ?' એમણે કહ્યુ કે એ વાત અમારા હાથની નથી માતાની મરજી એવી હોય તો અમ તો એમા પણ રાજી જ છીએ

મહારાજ ત્યાથી આગળ વધીને ધૂણતી ધૂણતી બહેનોના ટોળામા પેઠા, અને પેલી આગેવાન વૃદ્ધ બાઈ સામે જઈને કહેવા લાગ્યા, "માતાજી, તમે આ નિર્દોષ પાડાને શુ કામ મારો છો ?" એણે લાલ આખો કાઢીને મહારાજ સામુ જોયુ અને કહ્યુ કે તુ કોણ અહી આ પેઠો છે ? ના અહીથી,

નહિ તો ભરખી જાઇશ." મહારાજે કહ્યું કે માળ, મને ભરખી ખાઓ એની કશી હરકત નથી. હું તો ઇરાદા પૂર્વક તમારી પાસે આવ્યો છું. પણ બિચારો આ પાડો તો ઇચ્છા વિના આવ્યો છે."

મહારાજ આટલું બોલતા હોય છે એટલામાં પેલી વૃદ્ધ બાઈએ સાન કરી હોવાથી નજીકની કેટલીક બહેનો મહારાજની ચારેય બાજુ ફરી વળી અને મહારાજને લચૂરિયાં તથા બચકાં ભરવા લાગી. મહારાજનું પહેરણ કાઢી નાખ્યું અને મહારાજ કહે છે કે "મને પોતાને શું થાય છે એનું કાંઈ ભાન ન રહ્યું. મારા શરીરમાંથી લોહી નીકળ્યું એ જોઈને ચાર ચારણો મારા હાથ પગ પકડીને મને ઊંચકીને દોડતા નાઠા; અને એકાદ ખેતર દૂર લઈ જઈને મને નીચે મૂકી દીધો. થોડી વારમાં જ હું ઊભો થઈને પેલા ટોળાવાળી દિશામાં ફરી ચાલ્યો એટલામાં એક જણે મારી આગળ આવીને કહ્યું કે "પાડાને વાઢી નાખ્યો છે. કોઈ ખત્રી ન નીકળ્યો એટલે ચારણે ઘા કર્યો."

આ બનાવથી પાટણવાડિયાઓની લાગણી ઉશ્કેરાઈ અને એ તોફાન કરવા તૈયાર થયા, પણ મહારાજે એમને સમજાવીને વાર્યા. તે દિવસથી પાટણવાડિયા કોમે ઠરાવ કર્યો કે 'લગન વખતે ચારણનો ભાગ ન કાઢવો.' એ ઠરાવ ગામે ગામ પહોંચાડવામાં આવ્યો. વાણિયા પાટીદાર તથા બીજી કોમોએ પણ ચારણોનો બહિષ્કાર કર્યો.

મહારાજનું મન બહુ ક્ષુબ્ધ થઈ ગયું હતું એટલે એ ત્યાં વધારે ન રોકાતાં બોરસદ ચાલી નીકળ્યા.

આગલે દિવસે બોરસદમાં ત્રણેય પરિષદના પ્રમુખોનું સરઘસ કાઢવાનું હતું. એ વખતે મહારાજની ઠીકઠીક ખોળાખોળી ચાલી પણ એ વખતે મહારાજ તો વાલવોડ હતા. બીજે દિવસે પરિષદ શરૂ થાય એ પહેલાં મહારાજ આવી પહોંચ્યા એથી બધાને ખૂબ આનંદ થયો. પણ એમની ચીથરેહાલ સ્થિતિ જોઈને અને વાલવોડની હકીકત જાણીને સરદાર સાહેબને પણ દુઃખ થયું.

## ૧૧. હૈડિયા વેરાની લડતમાં

અંગ્રેજ સરકારના રાજ્યમા સૂરજ આથમતો નથી એમ કહેવાય છે પણ સાત સાત વર્ષથી બોરસદ તાલુકામા બાબર દેવાની ટોળી લુટફાટ કરતી હતી. હજારો લોકો એના ત્રાસના ભોગ બન્યા હતા. સરકારી પોલીસ એ ટોળીને પકડવા માટે કોણ જાણે કેવો પ્રયત્ન કરતી હતી કે એ ટોળીનો એક પણ માણસ એના હાથમા આવતો નહોતો. છેવટે પોલીસની અપકીર્તિ ઢાકવા માટે સરકારે 'ટાઇમ્સ'ના ખબરપત્રીને બોરસદ મોકલ્યો. એણે રિપોર્ટ કર્યો એમા જણાવ્યુ કે બાબર દેવા અને એની ટોળકીને લૂટફાટ કરવામા સ્થાનિક લોકો મદદ કરે છે, અને સતાડે છે, તેથી એ પકડાતો નથી. સરકારને તો બહાનુ જોઈતુ હતુ. થોડા જ વખતમા ચારસો માણસોની એક પલટણ બોરસદ મોકલવામા આવી અને તેના ખર્ચ પેટે બોરસદ તાલુકાના ૯૦ ગામ ઉપર તથા આણંદ તાલુકાના રેલવે લાઇન ઉપરના ૧૪ ગામો ઉપર સરકારે રૂપિયા ૨ લાખ અને ૪૦

હજારનો પ્યુનિટિવ ટેક્સ નાખ્યો. ગામના પોલીસ પટેલ અને ભંગી સિવાય અઢાર વર્ષથી ઉપરની ઉંમરના દરેક જણના માથે, સરકારી શિક્ષક કે સાધુ બાવાવાને માથે પણ સરેરાશ અઢી રૂપિયાનો વેરો ચોંટ્યો, એટલે લોકોએ એને હૈડિયાવેરો કહ્યો.

પાછળથી તપાસ કરતાં જણાયું કે બાબર દેવાને સંઘરનારાં બહુ બહુ તો ૪૦–૫૦ કુટુંબો હશે અને તે પણ એના ભય અગર લાલચને વશ થઈ ને મદદ કરનારાં. આવા ચાલીસ પચાસના ગુના બદલ, અને પાછળથી જણાયું એ પ્રમાણે તો એના સરકારી પોલીસનો પણ સાથ અને સહકાર હતો, છતાં દંડ આખી પ્રજાએ ભરવાનો એવો બ્રિટિશ સરકારનો ન્યાય હતો !

બોરસદ તાલુકાના કાર્યકર્તાઓ મારફત એ અન્યાયની વાત સરદાર વલ્લભભાઈ પાસે પહોંચી. સરદાર સાહેબે પંડ્યાજી, રાવજીભાઈ મણિભાઈ, મહારાજ વગેરેને આ અંગે ચોક્કસ હકીકત મેળવી લાવવા માટે ગામડાંઓમાં મોકલ્યા. ૭ દિવસમાં સરદાર સાહેબ પણ બોરસદ જઈ પહોંચ્યા. તપાસમાંથી જણાયું કે ખડાણા ગામમાં જણ દીઠ ૩ા રૂપિયા વેરો અને ગાજેલમાં તથા નેગણમાં જણ દીઠ ૭ રૂપિયા વેરો નાખવામાં આવ્યો હતો. મહારાજ વગેરે હકીકતો મેળવીને આવ્યા પછી સરદાર સાહેબે એમની ઝીણવટભરી તપાસ કરી. મહારાજ કહે છે કે "મને તો એમણે પ્રશ્નો પૂછી પૂછીને ગૂંચવ્યો. એ વખતે સરદાર સાહેબ સાથે મારે એટલો ગાઢો પરિચય નહોતો

થયો. મને એ બહુ કડક દેખાયા. એમની અવિશ્વાસભરી પ્રશ્નોની પરંપરાથી મનમાં થયું કે આવા માણસ સાથે કદી કામ ન પાડવું. મારી દરેક વાતને જૂઠી પાડવા માગતા હોય એમ જ એ પ્રશ્નો પૂછતા હતા. મેં આ વિષે પંડયાજી પાસે ફરિયાદ પણ કરી હતી. પણ તે જ સાંજે બોરસદની જાહેર સભામાં એમણે જે ભાષણ કર્યું એ સાંભળીને હું આશ્ચર્યમુગ્ધ થઈ ગયો. અમારી ચકાસણી કરીને એમણે જે હકીકત મેળવી હતી એ હકીકતને આધારે એ સરકારને આહ્વાન આપતા હતા. એમણે જાહેર કર્યું કે મેં મારા વિશ્વાસપાત્ર સાથીઓને ગામડે ગામડે મોકલીને તપાસ કરાવી છે. હું ખાતરીપૂર્વક કહું છું કે, ગામડાંની નિર્દોષ પ્રજા ઉપર આ તો આપખુદીનું રાજ્ય છે. પ્રજા લૂંટાય છે તેને એ લૂંટમાંથી બચાવવાની વાત તો બાજુએ રહી પણ ઊલટું ચોર કોટવાળને દંડે એમ સરકારે નિર્દોષ પ્રજા ઉપર દંડ નાખ્યો છે. આ તો નબળો માટી બૈરી ઉપર શૂરો જેવી વાત છે. એમણે એ સભામાં પ્રજા પક્ષ એવી સુંદર રીતે રજૂ કર્યો કે હું તો એમના ઉપર મુગ્ધ જ થઈ ગયો. મેં જોયું કે મને પ્રશ્નો પૂછી પૂછીને પજવ્યો હતો એની પાછળનો એમનો હેતુ હકીકતોની ચોકસાઈ કરીને પોતાનો કેસ વધારે મજબૂત બનાવવાનો જ હતો. ઘણાખરા લોકોને ઉપરથી જોતાં સરદાર વલ્લભભાઈ બહુ કડક લાગે છે. મારો પણ પ્રથમ અનુભવ એવો જ થયો, પણ વધારે પરિચય પછી મને જણાયું કે એ કડક મુખાકૃતિ કે વાણી પાછળ બહુ કોમળ હૃદય પડ્યું છે."

અડવાડિયામાં આખા બોરસદ તાલુકાની પ્રજાની એક મોટી સભા બોલાવવામાં આવી એ જમાના પ્રમાણે એ સભા બહુ જંગી કહેવાય. સભા એટલી મોટી હતી કે વ્યાખ્યાતાનો અવાજ છેક છેડા સુધી મહામુશ્કેલીથી પહોંચતો હતો. એ સભામાં ગુજરાતના આગળ પડતા કાર્યકરો અને આગેવાનોને પણ આમંત્રણ આપવામાં આવ્યાં હતાં. એ સભામાં હૈડિયા વેરા સામે લડત ઉપાડવાનો ઠરાવ પસાર થયો અને તાલુકાના જુદા જુદા વિભાગમાં છાવણીઓ નાખવાનું નક્કી થયું. આણંદ, સુણાવ, પીરસદ, વહેરા, આંકલાવ, કઠાણિયા, અલારસા, બોચાસણ તથા વાસદ એમ નવ છાવણીઓમાં જિલ્લાના અનુભવી કાર્યકરો પોતાનાં થાણાં નાખીને બેસી ગયા. બોરસદ મુખ્ય મથક રાખવામાં આવ્યું હતું. ત્યાં દરબાર સાહેબ અને મોહનલાલ પંડ્યા રહેતા દરેક ગામમાં કાંઈ પણ નવાજૂની થાય તો એની જેરજેર હકીકત થાણાના કાર્યકર્તા મારફત સાંજ પહેલાં મુખ્ય મથકે પહોંચી જતી. મહારાજના ભાગે કાંઠા ગાળો આવ્યો હતો. આ પહેલાં કામ કરવા માટે મહારાજ કદી મહી નદીના કોતરમાં વસેલાં આ કાંઠાનાં ગામોમાં ગયા નહોતા. આ હૈડિયા વેરાની લડતે એમને કાંઈક નવા જ અનુભવો કરાવ્યા.

આ અગાઉ પેટલાદથી દોઢેક ગાઉ ઉપર આવેલા જોગણ ગામમાં મહારાજ એક વખત ગયા હતા. જોગણ નાનું સરખું ગરીબ ગામ છે. એની વસ્તી મુખ્યત્વે પાટણવાડિયાઓની છે પણ એ ગામની પ્રથમાવટી મેલી હતી. મહારાજ ત્યાં ગયા હતા તે જ દિવસે કોઈએ ૧૫૦ રૂપિયામાં

એક ખૂન કરાવેલું એની તપાસ માટે આવેલા એ વિભાગના ફોજદાર તથા પોલીસોનો ત્યાંના ચોરામાં પડાવ હતો.

ફોજદારના મોઢામાંથી કાનના કીડા ખરે એવી ગાળો નીકળતી હતી, મારફટ ચાલતી હતી અને આખા ગામનું ધ્યાન ત્યાં કેન્દ્રિત થયેલું હતું. એ ગામની ગરીબાઈ, નાનાં અને ગંદાં ઘોલકાં જેવાં ઘરો તથા ચોરાનું દૃશ્ય જોઈને મહારાજને દિલમાં ગ્લાનિ થઈ આવી. ઈ. સ. ૧૯૨૨ માં જેલ જતાં પહેલાં ઉચ્ચારેલું 'તું એ કોમની સેવા કરજે' એ ગાંધીજીનું વાક્ય એમને ફરી યાદ આવ્યું. એમને થયું કે આમને શી રીતે મદદ કરું? મહારાજ કહે છે કે, "એ વખતે મારા મનમાં અનેક વિચારો આવી ગયા. એમની ગરીબાઈ કાઢવી જોઈએ, એમની ગંદકી કાઢવી જોઈએ, એમની કુટેવો છોડાવવી જોઈએ અને જો આ બધું કરવું હોય તો મારે એમની વચ્ચે જ રહેવું જોઈએ. મનમાં એમ પણ થયું કે બીજી દોડાદોડ કરતાં આવી સેવા આ જ છે." મહારાજને એમને માટે દિલમાં બહુ સમભાવ જાગ્યો. એ એમને પોતાના સ્વજનો હોય એવા દેખાવા લાગ્યા. એમને થતું હતું કે 'આ લોકો ચોરી કેમ ન કરે? આપણા ધનિકોએ એમને ચૂસવામાં શું બાકી રાખ્યું છે? એ દારૂ પીને તોફાન કેમ ન કરે? એમને જ્ઞાન કે સારા સંસ્કાર આપવા માટે આપણા બાળકો પાછળ જે ખર્ચ કે મહેનત થાય છે એમાંનું એમની પાછળ શું થયું હોય છે? એમની દૃષ્ટિ વિશાળ ન હોય, એમને દેશ, દુનિયા કે સ્વરાજ્યની કલ્પના ન હોય એમાં શી નવાઈ? એમની પાસે જઈને કોઈએ કદી એવી વાતો

કરી છે!" મહારાજ જેમ જેમ વિચાર કરતા ગયા તેમ તેમ એમને આ ચોરી, લૂંટ અને ખૂન કરનારા નિર્દોષ બાળકો જેવા દેખાવા લાગ્યા!

મહારાજ એ ગામમાં બે કે ત્રણ કલાક રહ્યા પણ એ ત્રણ કલાક માટે એમની સામે એક નવી જ દુનિયા ખડી થઈ ગઈ. મહારાજ કહે છે કે, "મને થયું કે મારે આ કામમાં જ દટાઈ જવું જોઈએ. શહેરનું કામ કરનારા ઘણા હોય છે. પણ આમનો સાથી કોઈ નથી. મારે એમના સાથી થવું જોઈએ. એ જોગણ ગામમાં જ મને પાટણવાડિયા અને બારૈયા કોમમાં કામ કરવાની દીક્ષા મળી, એમ કહું તોપણ ખોટું નહિ."

વહેલામાં વહેલા એ ગામમાં આવીને બેસી જવું એવો વિચાર લઈને મહારાજ ત્યાંથી નીકળ્યા હતા પણ એ ત્યાં આવીને સ્થિર બેસી જાય એ પહેલાં એમની સામે બોરસદના હૈડિયા વેરાની લડત આવીને ઊભી.

આમ એમને સ્થિર બેસવાનું ન મળ્યું પણ એ કામ વચ્ચે જ રહેવાનું મળે એ માટે એમણે એમના કાર્યક્ષેત્ર તરીકે કાંઠા ગાળાને જ પસંદ કર્યો.

## ૧૨. ગામમાંથી બ્રાહ્મણ ભૂખ્યો જાય?

બોરસદની સભા પૂરી થયા પછી મહારાજ રાસ ગયા. ત્યાંના આગેવાન ખેડૂત ભાઈ આશાભાઈને એ મળ્યા અને જણાવ્યું કે હૈડિયા વેરાની લડત અંગે એમને આ કાંઠા ગાળાના ગામોમાં ફરવું છે. મહારાજ આ અગાઉ કદી રાસથી આગળનાં ગામોમાં ગયા નહોતા. આથી આશાભાઈએ કાંઠાનાં ૧૮ ગામોની યાદી બનાવી આપી. એ લઈને એ તો ઊપડ્યા. બધાં જ ગામો નવાં હતાં એટલે એ નામ ભૂલી જતા. આથી વારંવાર યાદી કાઢી કાઢીને એ નામો જોઈ લેતા. પહેલુ ગામ આવ્યુ અમિયાદ. એ ગામના ફળિયે ફળિયે જઈને મહારાજે હૈડિયા વેરો શું છે અને શા માટે નહિ ભરવો એ સમજાવ્યુ. મહારાજની વાતોમાં લોકોને રસ પડતો. એમની વાતો સાંભળ્યા પછી બધા જ હૈડિયા વેરો ન ભરવામાં સંમત થઈ જતા. બપોરે એમને ભૂખ લાગી ત્યારે એ એક સાફ સુઘડ અને સારી સ્થિતિવાળા ઘરે ગયા અને જણાવ્યુ કે "આજે હું તમારે ત્યાં જમીશ." ઘર માલિકે કહ્યું, "બહુ સારું." તરત એમણે પાણીનો ઘડો ઘસી મંગાવ્યો. મહારાજે ફક્ત એક શેર ખીચડી લીધી અને

નાકીને આંગળીઓમાં જ ત્રણુ ઈંટો ગોઠવીને ખીચડી પકાવી ખાધી. ત્યાંનું કામ પત્યું એટલે એ આગળ ચાલ્યા. ત્યાંથી એ દહેવાણુ પહોંચ્યા. દહેવાણના ઠાકોરે હૈડિયા વેરો નહિ ભરવાનું વચન આપ્યું ત્યારે મહારાજને બહુ આનંદ થયો. પણ જ્યારે આ વાત છાપામાં છપાઈ ત્યારે એ જરા ગભરાયા હતા.

ગાજણાના ઠાકોર સાહેબને મહારાજની વાત ગળે ન ઊતરી કેમ કે તેમના મનમાં ગાંધીજી વિષે જ ઊંધા ખ્યાલો ભરાયેલા હતા. તે એવું માનતા હતા કે ગાંધીજીએ ધર્મ ભ્રષ્ટ કરી નાખ્યો છે. તેથી ગાંધીજી ઉપર અકળાઈને તે મહારાજને ધર્મનો ઉપદેશ દેવા લાગ્યા. મહારાજે સામો સંવાદ કર્યો કે, "ધર્મની શિખામણુ આપવાનો અધિકાર કોનો? તમે તમારો ક્ષત્રિય ધર્મ પાળો છો? તો પછી ગામમાં લૂંટ થાય છે છતાં તમે નિરાંતે સૂઈ કેમ શકો છો? અને ધર્મ વિષે તમે વધારે જાણો કે હું બ્રાહ્મણ?" આવી વાતો સાંભળવી કોને ગમે? ઠાકોર સાહેબે પણ આવેશમાં આવીને જણાવ્યું કે, "જો તમારે આવું અવળું બોલવું હોય તો ચાલ્યા જાઓ આ ગામમાંથી બહાર." મહારાજે કહ્યું કે, "હું શું આડું અવળું બોલું છું? અને ગામમાંથી હું શા માટે નીકળી જાઉં? જોઉં છું કે મને કોણ કાઢનાર છે?"

આમ ઠાકોર સાહેબ સાથે બોલાચાલી થયા પછી મહારાજ ગામની ભાગોળે એક ધર્મશાળા હતી ત્યાં જઈને બેઠા. મહારાજ સાથે એક પાટીદાર સદ્દગૃહસ્થ પણ હતા. સાંઝ પડી ગઈ હતી. એટલામાં એ જ ગામના પર્વતસિંહ નામના એક ભાઈ મહારાજ પાસે આવ્યા અને પૂછપરછ કરવા લાગ્યા કે, "ક્યાંથી આવ્યા છો? અને શું કામકાજ

છે?" મહારાજે એમને ત્યાં આવવાનું કારણ સમજાવ્યું અને એ ભાઈના હાથમાં એક રૂપિયો મૂકીને કહ્યું કે આ ભાઈને માટે થોડી સુખડી શેકાવી લાવશો? પેલા ભાઈએ રૂપિયો મહારાજના હાથમાં પાછો મૂક્યો અને કહ્યું કે "શું બોલો છો! બ્રાહ્મણનો દીકરો અમારા ગામમાંથી ભૂખ્યો જશે? તમે બન્ને ચાલો. મારે ઘેર ખાઈ પીને રાત્રે આરામ કરો. કાલે સવારે તમારે જવું હોય તો જજો." એનો આગ્રહ અને ભાવ જોઈને મહારાજ પેલા ભાઈ સાથે તેમને ત્યાં ગયા. મહારાજે ચાલતાં ચાલતાં કહ્યું કે, "અમને લઈ જવામા બહુ નુકસાન નહિ કરો નકામા ઠાકોર તમને પજવશે," એમ કહીને એમણે ઠાકોર સાથે બનેલો કિસ્સો કહી સંભળાવ્યો. પણ પેલા ભાઈએ જવાબ આપ્યો કે, "હો જે થવાનું હોય તે થાય. શું હું બ્રાહ્મણને મારે આંગણેથી ભૂખ્યો કાઢું?" ઘેર લઈ જઈને એણે બન્ને મહેમાનોને પ્રેમપૂર્વક કુલેર બનાવીને જમાડ્યા મહારાજે એમને હૈડિયા વેરાની વાત સમજાવી એટલે એ એમાં પણ સમ્મત થયા, એટલું જ નહિ પણ એમણે તો એવું કહ્યું કે, "આ વાત તમે બધાની રૂબરૂ કહો તો બહુ સારું. તમે કહેતા હો તો હું બધાને ભેગા કરું." મહારાજને આથી વધારે બીજું શું ગમે? એમણે કહ્યું કે "જરૂર તમે ભેગા કરો તો હું બધાને સમજાવીશ" તે જ રાત્રે પેલા ઉત્સાહી ભાઈએ ઘેરઘેર ફરીને ઠાકોરના મકાન નજીક જ સ્વામીનારાયણના મંદિરના ચોગાનમાં બધાને ભેગા કર્યા મહારાજે એ સભામાં હૈડિયાવેરો કેમ આવ્યો અને આપણે શા માટે એ નથી ભરવાનો એનો આખો ઇતિહાસ વર્ણવી બતાવ્યો.

એ જ સભામાં એમણે સાચો રાજધર્મ કેવો હોય એ સમજાવવા માટે રાજા રામચંદ્રની વાત કહી સંભળાવી. આ બધાની લોકો ઉપર બહુ સચોટ અસર થઈ. મહારાજની આ વાતો સાંભળીને ઠાકોર સાહેબનો નાનો દીકરો એમના તરફ સારી પેઠે આકર્ષાયો. થોડા દિવસ પછી એ ખોરસદ જઈને મહારાજ પાસેથી કાંતવા માટે રેંટિયો પણ લઈ આવેલો.

પણ ઠાકોર સાહેબને આ બહુ ગમ્યું નહિ. બીજે દિવસે એમણે પેલા પર્વતસિંહને બોલાવ્યા અને પૂછ્યું કે તમે પેલા બ્રાહ્મણને કેમ બોલાવ્યા હતા? એમણે જવાબ આપ્યો કે બ્રાહ્મણના દીકરાને ભૂખ્યો આપણા ગામમાંથી ભૂખ્યો જવા દઉં એમાં આપણું સારું દેખાય? "પણ તમે તો આખું ગામ ભેગું કરીને સભા ગોઠવી અને ભાષણો સાંભળ્યાં હતાં ને?" ઠાકોર સાહેબે સવાલ કર્યો. એના જવાબમાં પર્વતસિંહે કહ્યું કે કોઈક ઘરની મેડી ઉપર બેસીને સાંભળ્યું હશે તો કોઈક જાહેરમાં બેસીને સાંભળ્યું હશે. એમાં થઈ શું ગયું! ઠાકોર સાહેબે એ વખતે તો પર્વતસિંહને વધારે કાંઈ કહ્યું નહિ. પણ, માણસનો ડંખીલો સ્વભાવ કાંઈ ઝટ એનો ડંખ છોડી શકે છે? મોકો આવ્યો ત્યારે પર્વતસિંહને બ્રાહ્મણને જમાડવા બદલ ૨૦૦–૩૦૦ના ખાડામાં ઊતરી જવું પડ્યું.

ધીમે ધીમે મહારાજ બધાં ગામોમાં ફરી વળ્યા અને પાછળથી તો એ એવી ચકરડી લગાવતા કે મેળ દહાડામાં ૧૮ ગામ ફરી વળતા. મહીના ગામોમાં હૈડિયાવેરો ન ભરવાનો સંદેશો પહોંચી ગયો.

# ૧૩. 'સ્વયંસેવક' એટલે શું?

જેવી રીતે હેડિયા વેરો ન ભરવાનો સંદેશો મહારાજે કાંઠા વિભાગમાં પહોંચાડ્યો તેવી જ રીતે તાલુકાનાં બીજાં ગામોમાં તે તે વિભાગના કાર્યકરોએ પણ એ સંદેશો પહોંચાડી દીધો હતો. પણ બીજા વિભાગોમાં અને મહારાજના વિભાગમાં એક ફરક હતો. બીજાં મથકો ઉપર સ્વયંસેવકોનું થાણું રહેતું અને કોઈ ગામ નરમ પડે કે તરત સ્વયંસેવકોની ટુકડી ત્યાં પહોંચી જ હોય. મહારાજને ત્યાં સ્વયંસેવકની ટુકડી ગણો કે સ્વયંસેવકના આગેવાન ગણો એ બધું એ એકલા જ હતા. એમની કાર્યપદ્ધતિ જ એવી હતી કે એમને બીજા સ્વયંસેવકની કે એ અંગેની બીજી વ્યવસ્થાની જરૂર જ ન પડે. મહારાજે જે અટાર ગામમાં એ કામ કરતા હતા ત્યાંના લોકો સાથે એવો સીધો સંબંધ બાંધ્યો હતો કે જરૂર પડે ત્યારે એ ગામલોકો જ સ્વયં-સેવકનું કામ કરવા લાગી જાય. એમ છતાં એમને ફાવી જાય એવા એક સાથી મળી ગયા. એમનું નામ બોડકા મહારાજ. એમનું મૂળ નામ તો ગણપતિશંકર પણ એમનું

ટૂંકુ શરીર, સાદુ જીવન અને બોડું માથું જોઈને લોકોએ એમનું નામ બોડકા મહારાજ પાડી દીધું બોડકા મહારાજનો નિયમ એવો કે, એ રોજ બે ત્રણ ગામોમાં ફરે, લોકોને મળે, સ્મિત કરે અને બહુ ઓછી વાતો કરે એમનું ખર્ચ તો કાંઈ મળે જ નહિ ફરતા ફરતા જ્યાં ખાવાની સગવડ પડે ત્યાં ખાઈ લે અને લોકોમાં ઉત્સાહ પ્રેર્યા કરે

એક વખત ગામથી મહારાજ ઉપર સંદેશો આવ્યો કે આવતી કાલે ડી ડી સી જાતે આવીને બદલપુરમાં વેરો નહિ ભરનારાઓને ત્યાં જપ્તી કરવાના છે. મહારાજ રાતોરાત બદલપુર પહોંચી ગયા બોડકા મહારાજ એ ગામમાં જ હતા મહારાજની સૂચનાથી ખેતરે ખેતરે ફરીને એમણે રાતોરાત ગામને ભેગું કર્યું કા | ગામના લોકો વર્ષનો મોટો ભાગ ખેતરોમાં છાપરા બાંધીને ત્યાં જ રહેતા હોય છે મહારાજ સગવડ બનાવતા હતા એમને વડીનાવ વિલંબ કર્યા વિના બધા એકઠા થઈ ગયા એમની સમક્ષ મહારાજે વાત મૂકી કે "આવતી કાલે સાહેબ આવવાનો છે આપ વેરો ભરવાનો નથી. બીજા વિભાગમાં તો સ્વયંસેવકો છે પણ મારી પાસે સ્વયંસેવક નથી એટલે મારે તમારી મદદની જરૂર પડશે" એક જણે પૂછ્યું ' પણ બાપજી, એ વળી સવાલ શું છે ? તમારે એનું શું કામ પડ્યું છે ?" મહારાજે સમજાવ્યું કે ' કાલે સાહેબ આવીને વગેરેની જપ્તી કરે એ પહેલાં સ્વયંસેવક હોય તો બધુ નડે । પરંતુ દીઠે કે કોઈએ ઘર ઉઘાડું રાખવું નહિ. આ ખેડે ઢોર બાંધ્યાં હોય તો એ પણ જપ્તીમાં લઈ જાય. સ્વયંસેવક હોય તો બધા સાથે પહોંચાડી દે કે સાહેબ

આવ્યો છે. ઢોરને ઘરમાં બાંધી દો, નહિ તો ખેતરમાં લઈ જાઓ આમ આટા ફેરા ખાઈને સ્વયંસેવક નાના મોટા બધા સંદેશા પહોંચાડે. ગતવખત જોયા વિના કે કશીયે લાલચ વિના લોકોનું હિત કરવા મથે, કોઈ મૂંઝવણમાં પડ્યો હોય તેને સાચી સલાહ આપે, અને પોતાનાથી થાય એટલી મદદ કરે એનું નામ સ્વયંસેવક. આ આપણા ખેડૂતો મહારાજ છે જ ને ! પણ અમે એ જ જણ કેટલી દોડાદોડી કરી શકીએ ? માટે ફાળે ૧૮ ગામ આવ્યાં છે. એ બધાને સંદેશા પહોંચાડવા પડે"

એક આગેવાન બોલી ઊઠ્યા, "એટલું જ કામ છે ને ? મહારાજ કાલે સવારે એક પણ ઘર ઉઘાડું નહિ રહે. ઢોરનાં ગળાંની સાંકળ અને દોરડાં છોડીને છૂટાં જ મૂકી દઈશું તમે નચિંત થાઓ કૂતરું પણ કાલે ગામમાં નહિ રહે." ગામ આગેવાનના આટલા વચન પછી મહારાજને ચિંતા કરવાનું કોઈ કારણ ન રહ્યું. એમણે એકબીજા સાથે વાતો કરીને ઘેર ઘેર સંદેશો પહોંચી જાય એવી વ્યવસ્થા કરી નાખી

મહારાજ અડધી રાત્રે ત્યાંથી ઉમલાવ ઊપડ્યા ત્યાંના લોકો મહારાજ ઉપર ખૂબ ભાવ રાખતા હતા એમણે પણ મહારાજના કહ્યા પ્રમાણે બધી વ્યવસ્થા કરી નાખી ત્યાંના ભાઈઓ એટલા મક્કમ હતા કે ઉત્તર વિભાગના કમિશનર મિ૦ પ્રાટ સાહેબ જાતે એક વખત એ ગામમાં આવ્યા હતા અને લોકોને ધમકી આપી હતી પણ તેમના ઉપર એની કશી જ અસર નહોતી થઈ આ જ પ્રમાણે એમણે ચારેય ગામની અંદર પહેલેથી તૈયારી કરી લીધી

એક વખત મહારાજ રાસથી કઠાણા જતા હતા. વચ્ચે દિવેલ ગામ આવે છે. ત્યાંના લોકોએ મહારાજને જોયા એટલે એ સામા ફરી વળ્યા. એકે કહ્યું કે, "મહારાજ આ કઠાણાના પોલીસ લોકોને ધમકાવીને પૂળા લઈ જાય છે એનું કાંઈ ન થાય?" મહારાજે સામો સવાલ કર્યો કે "તમે આપો છો શા માટે!" પણ મહારાજ પાસે બીજેથી પણ આ જાતની ફરિયાદો આવી હતી એટલે એમણે ખેડૂતોને ડરીને કશું ન આપવાની ભલામણ કરી અને પોલીસોના આ જાતના વર્તન વિષે છાપામાં હેવાલ મોકલાવ્યો. આની અસર એ થઈ કે પોલીસ ઇન્સ્પેક્ટર આ બાબતની તપાસ કરવા આવ્યા અને એમણે કઠાણાના કેટલાક ખેડૂતો પાસે અમિયાદ મુકામે લખાવી લીધું કે એમણે રાજીખુશીથી પોલીસને પૂળા આપ્યા હતા. મહારાજ પાસે તો રજેરજની બાતમી પહોંચી જતી હતી એટલે આ વાત પણ તરત એમના જાણવામાં આવી. એમને એ પણ ખબર મળી હતી કે પોલીસ ઇન્સ્પેક્ટર કેટલી બાબતમાં પૈસા ચૂકવીને ટાટું પાડી નાખવા માગે છે.

એ જ અરસામાં મહારાજે કઠાણામાં એક જાહેર સભા ગોઠવી હતી. તેમાં એમણે પોલીસો તરફથી થતી રંજાડની વાત પણ છેડી. એ વખતે પોલીસ ઇન્સ્પેક્ટર ત્યાં હતા એટલે એમને ઉદ્દેશીને એમણે કહ્યું કે "કોઈને લાપોટ મારીને બે રૂપિયા કઢાવીએ અને રૂપિયા રાજીખુશીથી આપ્યા છે એમ કહેવાતું હશે? અને હવે સાહેબ પૈસા ચૂકવવા આવ્યા હોય તોય એનો શો અર્થ છે? આ કાંઈ એકલા પૈસાનો સવાલ નથી. ઇજ્જતનો પણ સવાલ છે.

પોલીસ પૂળા માગવા આવ્યો હશે ત્યારે ખેડૂતે કાંઈ એમને એમ નહિ આપી દીધા હોય ખેતરમા ગાય મોઢું મારી જાય છે તો તેનેય બે લાકડી મારે છે એ ખેડૂત પોલીસને રાજીખુશીથી શા કામ પૂળા આપી દે ? પૂળા લઈ જતા પહેલા પોલીસે જે ધમકીઓ આપી એનુ શુ ?" આમ કહીને મહારાજે ખેડૂતોને એમ ને એમ પૈસા આપે તોય ન લેવાની સલાહ આપી અને ખેડૂતોએ પૈસા ન લીધા.

જાહેર સભામા સાહેબની આવી વાતો ચર્ચાઈ એથી લોકામા એક જાતનો ઉત્સાહ વધ્યો. પાછળથી પૈસા ખેડાથી આવ્યા. સાથે સૂચના હતી કે પૈસા આપીને પહોચ લેવી, પણ સલાહ પ્રમાણે ખેડૂતોએ પૈસા લીધા નહિ એટલે એ પાછા ગયા.

આ બાબત પછી મહારાજ પાસે આવી નાની મોટી ઘણી ફરિયાદો આવવા લાગી એક દિવસ મહારાજ કોસલની ભાગોળમાથી જતા હતા ત્યા એક કુંભારે આવીને ફરિયાદ કરી કે નજીકના થાણાના પોલીસે એને થાણાનુ પાણી ભરી જવાનુ કહ્યુ પણ એણે ના પાડી એટલે પોલીસોએ એને માર્યો એને માર માર્યો હતો તેની નિશાનીઓ પણ એણે મહારાજને દેખાડી એટલે મહારાજ ગામ જવાનુ માંડી વાળીને સીધા ઊપડ્યા કઠાણના ફોજદાર પાસે ત્યા જઈને એમણે પહેલુ જ વાક્ય એ સંભળાવ્યુ કે "બધે તમારુ જ રાજ થઈ ગયુ છે કે શુ ?" પછી બધી હકીકત કહી સભળાવી ફોજદારે પોલીસને હુકમ કર્યો કે જાઓ કુંભારને બોલાવી લાવો મહારાજે કહ્યુ કે "એણે શો ગુન્હો કર્યો છે તે એ અહીં આવે ?

ગરીબ કુંભાર એનો ચારો બંધ કરીને અહીં આવે એના કરતાં તમે જ ત્યાં જઈને તપાસ કરો તો સારું નહિ ? પૂરી હકીકત કે મુદ્દામાલ પણ ત્યાંથી મળી શકે ' છેવટે એમણે ત્યાં તપાસ કરવા જવાનું વચન આપ્યું એટલે મહારાજ ત્યાંથી ચાલી નીકળ્યા અને પાછા કુંભારની પાસે પહોંચ્યા અને તેને બધી હકીકતથી વાકેફ કર્યો સાથે સાથે જણાવ્યું કે તેને બોલાવે તો તેણે કામ છોડીને ત્યાં જવું નહિ અને ફોજદાર આવીને પૂછે તો બનેલી બધી હકીકત કહેવી મહારાજ ત્યાંથી બહાર નીકળ્યા એટલે એમને ખબર પડી કે જમાદાર ગામમાં આવી ગયા છે અને ફોજદાર આવવાના છે એટલે એ ત્યાંથી જવાને બદલે ગામની ધર્મશાળામાં જઈને એક વડ નીચે બેઠા

થોડી વારમાં ફોજદાર આવ્યા જમાદારે કુંભારને બોલાવ્યો અને ધમકાવવા માંડ્યો મહારાજને આ વાતની ખબર પડી એટલે એ પણ ત્યાં ગયા એમણે કુંભારને કહ્યું કે ' તું અહીં શા માટે આવ્યો ?' મહારાજને આવેલા જોઈને ફોજદારે નજીકના થાણાના પોલીસોને બોલાવ્યા અને પોલીસો આવ્યા એટલે એમણે પૂછપરછ શરૂ કરી મહારાજે કુંભારનું શરીર ઉઘાડું કરીને બતાવ્યું એ જોઈને પોલીસો આંખો કાઢીને મહારાજ સામે જોઈ રહ્યા એક પોલીસ તો એવું પણ બબડ્યો કે આ ધોળી ટોપી વાળા જ બધી વાત કેમ પહોંચાડે છે હવે એને જોઈ લઈશું મહારાજના સાંભળવામાં આ વાક્ય આવી ગયું એટલે એમણે કહ્યું કે, ' પછી શું જોઈ લેવાનું હતું અત્યારે જ જોઈ લેને ! તમને તો ગામની ચોકી કરવા રાખ્યા છે કે આવા

ગરીબ લોકોને પજવવા માટે ? આ બાજુના ગરાશિયાના બાટલાનું પાંગેત છોડીને રોજ મારવા તમે જ લઈ ગયા હતાને ? આ કુંભારે પાણી ભરવા ના પાડી એટલા માટે એને માર માર્યો ! તમારું જ રાજ્ય થઈ ગયું લાગે છે !"

છેવટે ફોજદારે પોલીસ પાસેથી થોડા રૂપિયા કુંભારને અપાવ્યા અને વાતને ત્યાં જ દબાવી. આમ હૈડિયા વેરાની લડત ચલાવતાં ચલાવતાં મહારાજ સામાન્ય લોકોને વેઠવી પડતી અનેક જાતની પોલીસની તેમ જ બીજી હાલાકીથી વાકેફ થયા અને જ્યાં પહોંચી શકાય ત્યાં એમની વહારે પણ ધાયા. પણ આવી નાની મોટી ઘણી અથડામણોને કારણે એ કેટલાક પોલીસની આંખમાં ખૂંચવા લાગ્યા. એમની ગરીબો પ્રત્યેની રહેમદિલી જોઈને તેમ જ ટાઢ કે તડકો જોયા વિના નિઃસ્વાર્થપણે લોકહિતનાં કાર્યો કરતા જોઈને કેટલાકના દિલમાં એમને માટે આદર અને પ્રેમ પણ જન્મ્યાં.

એક દિવસ એક પોલીસે જ આવીને એમને ખબર આપી કે "આવતી કાલે વહેલી સવારે વત્રા ગામમાં જપ્તી માટે જવાના છીએ." બીજે દિવસે મહારાજ વત્રા ગયા પણ એ ત્યાં પહોંચે એ પહેલાં પોલીસ ગોઠવાઈ ગઈ હતી. ગામલોકોએ એમની ભેંસોને ગાળા છોડીને છૂટી મૂકી દીધી હતી. પોલીસોએ ગામના એક શેઠને ત્યાં જપ્તી શરૂ કરી હતી. મહારાજ થોડા મોડા પડયા હતા એટલે એમણે ગામની ભાગોળે છોકરાઓ રમત રમતા હતા એમની પાસે મહાત્મા ગાંધીજીની જયનો પોકાર કરાવ્યો અને કહ્યું કે

"ચાલો બહારવટિયા આવ્યા છે એમનાથી બીશો નહિ, ડરશો નહિ" આમ ૪૦–૫૦ છોકરાઓના એક ટોળાને લઈને શેઠના ઘર પાસે પહોંચ્યા અને બૂમ મારી કે "લૂંટાવા દો મિલકત બાબર દેવાના પિત્રાઈ આવ્યા છે" શેઠે જપ્તી થવા દીધી પણ એક પાઈ સરખી ભરી નહિ ગામના બાકીના લોકોએ ઘરના બારણે તાળાં મારી દીધાં હતા ફોજદાર ધૂંવાંફૂવાં થઈ ગયા હતા ખટનાલ ગામમાં પણ ફોજદાર સાહેબને એવો જ અનુભવ થયો. એ ગુસ્સે થતા હતા પણ લોકો જ મક્કમ હોય ત્યાં શું કરે? આમ જપ્તીઓ થતી હતી છતાં હેડિયા વેરામાં એક પણ પાઈ ભરાતી નહોતી ખટનાલ ગામની જપ્તીનો માલ ચોરામાં જ પડ્યો રહ્યો, કેમ કે એ ઉપાડવામાં ગામના ગવણિયાંઓએ પણ મદદ ન કરી. આ બધા સમાચારોથી લોકો વધારે રંગમાં આવતા જતા હતા

પ્રજાને ખાતરી થઈ ગઈ હતી કે આ તો સરકારની ચોરી છે અને ઉપરથી શિરજોરી છે, એટલે વેરો ન ભરવાની બાબતમાં બહુ મક્કમતા આવી ગઈ હતી સરકારે જપ્તીઓ અને ત્રાસ ફેલાવવા માટે રિટાયર્ડ થયેલા પાવ રધા તલાટીઓની તથા કુશળ જપ્તી અમલદારોની ખાસ નિમણૂક કરી હતી પણ લોકો અડગ જ રહ્યા છેવટે હોમ મેમ્બર જાતે બોરસદ તપાસ કરવા આવ્યા એમણે એક જાહેર સભા ભરીને કેટલાક પ્રશ્નો પૂછવાનું વિચાર્યું હતું પરંતુ સરદાર વલ્લભભાઈનો હુકમ હતો કે શ્રી રામભાઈ વકીલ સિવાય બીજા કોઈએ કશી વાતો કરવી નહિ થોડા

અમલદારો અને કેટલાક લોકોની વચ્ચે શ્રી રામભાઈ વકીલે એમની વિશિષ્ટ શૈલીમાં હોમ મેમ્બર પાસે પ્રશ્નનો આખો કેસ રજૂ કર્યો એટલું જ નહિ પણ અમલદારો તરફ આંગળીઓ ચીંધી ચીંધીને એમણે ખાતરી કરાવી કે બહારવટિયાઓને પોષનાર અને તેમની પાસે લૂંટફાટ કરાવનાર તો આ પોલીસ અમલદારો જ છે.

બન્યું હતું એવુ કે બાબર દેવાના સાથી અલિયાને પોલીસે પકડ્યો હતો. એના ઉપર ઘણા આરોપો હતા છતાં એણે કહ્યુ કે જો એને છોડી દેવામાં આવે તો એ બાબર દેવાને પકડાવી આપે. આથી કલેક્ટર તથા પોલીસ સુપરિન્ટેન્ડન્ટ બન્નેએ એની આ શરત કબૂલ રાખી. ખંભાત, ગાયકવાડી તથા બ્રિટિશ અમલદારો ઉપર ખાનગી હુકમો વછૂટ્યા કે અલિયો બાબર દેવાને પકડાવી આપવાનો છે માટે એને પકડતા નહિ. બીજા રાજ્યોની પોલીસ પણ બાબર દેવાને અને એની ટુકડીને પકડવાના પ્રયત્નો કરતી હતી. આ હુકમ એમને ન ગમે એ સ્વાભાવિક હતું પણ અલિયા મારફત બાબર દેવાને પકડવાની આવી પેરવી ચાલતી હતી એ જ અરસામાં પેલા ખાનગી હુકમની નકલ સરદાર વલ્લભભાઈના હાથમા આવી. એમણે એ યંગ ઇન્ડિયામાં પ્રસિદ્ધ પણ કરાવી હતી. હવે અલિયાએ શુ કર્યું એ પણ જોવા જેવુ છે. એણે અમલદારોને કહ્યું કે બાબર દેવા વહેમાય નહિ એટલા માટે એને લૂંટફાટ કરવાની છૂટ મળવી જોઈએ. અમલદારોએ એને લૂંટફાટ કરવાની છૂટ આપી, બંદૂક પૂરી પાડી અને સાદા

वेशमां ऐनी मददमां पोलीसो आप्या अलियानी आ टोळी पण लूंट करवा नीकळी पडी प्रजाने बचाववाने माटेना मगरूरना जेवा ऊंधा खेल हता तेनो आ आबाद नमूनो छे

अलियो फूटी गयो छे ऐ समाचार बाबर देवाने वेळासर मळी गया हता एटले ए अलियाथी चेततो ज फरतो हतो अलियाने पण खबर पडी के बाबर देवाने ऐनी फेरवीनी खबर पडी गई छे पण हवे तो ऐने कायदेसर लूंटफाट करवानो परवानो मळी गयो हतो पछी ऐ शानो पाछो पडे ? साथेना पोलीसोने पण आ तो पगारे आवी नवी आवक मळी गई हती ए शानी खोटी लागे ? आ टुकडीऐ नानी मोटी घणी लूटो करी ऐने आपवामां आवेली बंदूक वडे ज ऐणे ऐक मुसलमाननुं खून कर्युं, ऐकनुं नाक काप्युं ऐने वहेम हतो के ए ऐने पकडाववा फरता हता अमलदारो मानता हता के अलियो ऐमना हाथमां ज छे पोलीसो गमे त्यारे पकडीने ऐने हवाले करशे पण अलियाऐ पोलीसोने साधी लीधा हता अमलदारो ऐने पकडे ऐ पहेलां तो ऐक रात्रे बधा पोलीसोने सूता राखीने चारेय बंदूको लईने अलियो नासी छूटयो पोलीसो घेर बेठा

पण आवी दाखला दलीलो साथेनी हकीकतो सांभळीने होम मेम्बर अवाक बनी गया ऐ त्यां तो कशुं बोल्या नहि पण मुंबई जईने ऐमणे हुकम छोडयो के खेडा जिल्लाना ११४ गाम उपर २ लाख अने ४० हजार

રૂપિયાનો મ્યુનિસિપલ ટેક્સ નાખ્યો છે તે રદ કરવો અને જપ્તીનો માલ પાછો સોંપીને પહોંચો લેવી.

આમ દોઢ મહિનાની મક્કમ લડત પછી હૈડિયા વેરો નાબૂદ થયો.

આટલી ટૂંક મુદતમાં હૈડિયા વેરો રદ થયો એથી પ્રજામાં ખૂબ ઉત્સાહ આવ્યો. મહારાજને થયું કે કાંઠા વિભાગમાં જો આનો ઉત્સવ ઊજવવામાં આવે તો પ્રજા-જાગૃતિ વધશે. આથી એમણે એમનો વિચાર લોકો સમક્ષ મૂકયો. લોકો તો ઉત્સાહમાં હતા જ. તેમાંય મહારાજ તરફથી ઉત્સવ કરવાનું સૂચન આવ્યું એટલે તરત એમણે એનો સ્વીકાર કર્યો. જોત જોતામાં કઠાણા મુકામે ઉત્સવની સભા થવાની છે અને એમાં સરદાર વલ્લભભાઈ તથા પૂ. કસ્તૂરબા પધારવાનાં છે એ જાતનો સંદેશો કાંઠાના ગામે ગામ પહોંચી ગયો.

કાંઠાની આખી લડત કશા ખર્ચ વિના કે કશા ઢોળ દેખાવ વિના લડાઈ હતી. સ્વયંસેવકોમાં મહારાજ અને બોડકા મહારાજ બે જણ હતા. બોરસદથી શ્રી દરબાર સાહેબ આ લડત અંગે લોકો માટે પત્રિકા કાઢતા હતા. પણ મહારાજ એની એક નકલ મંગાવતા અને ગામડે ગામડે ફરીને એ વાંચી સંભળાવતા. મોટે ભાગે તો બધી વાતો એ મોઢેથી જ કહેતા. ખરચ અંગે મહારાજ કહેતા હતા કે "લડત શરૂ થઈ ત્યારે બોરસદથી મેં એક રૂપિયો લીધો હતો અને લડત પૂરી થઈ ત્યારે એ પાછો આપ્યો. મારે એની કાંઈ જરૂર જ ન પડી."

'લડત જેવી સાદાઈથી લડાઈ એવો એનો ઉત્સવ પણ સાદો હોવો જોઈએ અને લડત જેવી પવિત્ર અને મક્કમ હતી એવા આ ઉત્સવના ભાવો પણ ઉન્નત હોવા જોઈએ એવી મહારાજની માન્યતા હતી. અને ખરેખર મહારાજની ઇચ્છા અનુસાર ગામડાના અભણ ગણાતા લોકોએ એવું જ કરી બતાવ્યું.

એ ઉત્સવ વખતે સાત આઠ ગામની ભજનમંડળીઓ એકઠી થઈ અને ઉત્સવની બધી વ્યવસ્થાનું કામ એમણે ઉપાડી લીધું. ગામના તળાવમાં પાણી સુકાઈ ગયું હતું એટલે મંડપ તળાવમાં જ બાંધવો એવું નક્કી થયું. તળાવના રોડાનો જ એક ઊંચો મંચ બનાવવામાં આવ્યો. ગાડા જોડી જોડીને ઠેઠ ખંભાતથી ઉછીના વાંસ વહી લાવ્યા, ગામડે ફરી ફરીને મોદો ઉધરાવી લાવ્યા, ૧૪–૧૫ હજાર માણસો સુખેથી બેસી શકે એવો સુંદર અને વિશાળ મંડપ બનાવ્યો. એને આસોપાલવ, આંબા અને લીંબડાના પાનના તોરણોથી શણગારવામાં આવ્યો. એક પાઈના પણ ખર્ચ વિના ઉત્તમ વ્યવસ્થા કરવામાં આવી. બહારના મહેમાનોના ભોજનખર્ચની વ્યવસ્થા કડાણાના જ એક સદ્‌ગૃહસ્થે ઉપાડી લીધી હતી.

આ ઉત્સવ પ્રસંગે સરદાર સાહેબ અને બા બન્ને આવવાનાં હતાં પણ એકાએક ખબર આવ્યા કે ગાંધીજીને જેલમાં એપેન્ડિસાઈટિસનું દર્દ થયું છે અને ગંભીર સ્થિતિ જોઈને મુંબાઈ સરકારે એના ઓપરેશન માટે ગાંધીજીને યરોડા જેલમાંથી હોસ્પિટલમાં ખસેડ્યા છે એટલે

બાને એમની પાસે જવું પડયું. સરદાર સાહેબ અને મહાદેવભાઈ કઠાણાની સભામાં આવ્યા હતા.

કાંઠાના લોકોનો ઉત્સાહ, વ્યવસ્થા તથા જંગી મેદની જોઈને એમને બહુ હર્ષ થયો. એમણે બધાને અભિનંદન આપ્યા. એક જ મંચ ઉપરથી બધાને અવાજ પહોંચે એવું હતું જ નહિ એટલે એ જ વખતે ચારે મંચો ઊભા કરીને ચાર જણાએ ચાર સ્થળેથી ભાષણો કર્યાં. લોકોનો ઉત્સાહ માતો નહોતો. ઠેર ઠેર ભજન–સપ્તાહો ગોઠવાયા, ઉજાણીઓ થઈ અને તાલુકાની પ્રજાને ચારેકોરથી ધન્યવાદ મળ્યા. પ્રજામાં એક જાતનો આત્મવિશ્વાસ વધ્યો કે આપણે પણ કાંઈક કરી શકીએ છીએ, મોટામાં મોટી સરકારને પણ નમાવી શકીએ છીએ. કાંઠા વિભાગની પ્રજા મહારાજને દેવની માફક પૂજવા લાગી ગઈ હતી.

# ૧૪. દારૂનિષેધ

કાંઠા વિભાગમાં ફરતાં ફરતાં મહારાજે જોયું કે ઠાકોર કોમ ભલે શૂરવીર હોય પણ દારૂએ એ કોમને પાયમાલ કરી નાખી હતી. માણસ દારૂ પીતો થાય એટલે એનામાં ધીરે ધીરે બીજાં ઘણાં અપલક્ષણો દાખલ થાય છે. દારૂ પીને એ લૂંટ કરે છે, દારૂ પીને ખૂન કરે છે, દારૂ પીને મારામારી કરે છે અને દારૂ પીને વ્યભિચાર કરે છે. એના પરિણામે કોર્ટ કચેરી, શાહુકારની પકડ, અપમાન અને ગરીબાઈ. દારૂ પીનારને એની મા-બહેન કે બાળકોનું પણ ભાન નથી રહેતું. એનું આખું કુટુંબ અપમાનકારી અને ખોટે રવાડે ચડેલું બની જાય છે. દારૂડિયાનો ચેપ ગામના જુવાનોમાં ફેલાય છે એટલું જ નહિ પણ એથી ગામમાં ગુંડાતત્ત્વોનો પણ ફેલાવો થાય છે.

મહારાજને થયું કે આ પ્રજામાં આટલી જાગૃતિ આવી છે તો એનો લાભ લઈને એ કોમને આ બદીમાંથી બચાવવી જોઈએ. દારૂનિષેધનું કામ એમણે ૧૯૨૦ માં પણ

કરેલું. એ વખતે જેમ એ પરદેશી કાપડ ઉપર પિકેટિંગ કરવા જતા એમ દારૂના પીઠા ઉપર પણ પિકેટિંગ કરવા જતા. મહારાજનો સ્વભાવ જ એવો છે.કે જે કામ ઉપાડે એ પૂરી શક્તિ વાપરીને કરે. એમાં તદાકાર થઈ જાય. એટલે એમના પિકેટિંગની અસર ભલભલા ઉપર પડતી. એમનું કામ જોનારા તો એમના ઉપર ફિદા થઈ જતા. પરંતુ એ પોતે કહે છે કે "મેં શહેરોમાં દારૂની દુકાને ચોકી કરેલી પણ મને એ કામમા બહુ રસ ન પડ્યો. નાગપુર સત્યાગ્રહ પહેલાં નડિયાદમાં અમે પરદેશી કાપડ ઉપર પણ ચોકી ગોઠવી હતી. એ વખતે હું એવી હૃદયસ્પર્શી અપીલ કરતો કે કેટલીક વખત ઘરાક ખરીદેલુ કાપડ દુકાનદારને ત્યાં પાછું આપતો અને કેટલીક વખત તો મારા અતિ આગ્રહને લીધે ઘરાકો તેમ જ દુકાનદારો ખૂબ અકળાઈ પણ જતા. એક મુસલમાન વેપારી તો એક વખત મારવા પણ તૈયાર થઈ ગયો હતો. ઘરાકને સમ જાવવાની મારી રીત જોઈને એક કાપડિયાએ મને એને ત્યાં વાણોતર તરીકે રાખવાની લાલચ પણ બતાવી હતી. સવારથી સાંજ સુધી હુ તો લીધુ કામ છોડુ નહિ એટલે મારી ચોકી બહુ કડક પડતી. આજે વિચાર કરતાં જણાય છે કે એ વખતે હું જે રીતે ચોકી કરતો હતો એમાં એક પ્રકારનું ઝનૂન અને દોષ હતો. એનું પરિણામ પણ કાંઈ ચિરસ્થાયી ન નીવડતુ. નાગપુર સત્યાગ્રહમાં જતાં પહેલા અમે નડિયાદની બજારમાં પરદેશી કાપડ લગભગ વેચાતુ બંધ કરી દીધું હતુ પણ ત્યાથી પાછા આવ્યા ત્યારે જોયું કે એ તો છડેચોક અને ધમધોકાર વેચાવા લાગી ગયુ છે."

•

ચોકીના કામમાં એક સૈનિકના નાતે મહારાજ કેટલીક વખત જોડાઈ જતા પણ એ કામમાં એમનું મન *ચહેરાતું નહિ. ચોકી કરતાં સાચા જ્ઞાનનો ફેલાવો અને* પ્રેમભરી સમજૂતીને જ એ અસલી ઉપાય ગણાવે છે. તેથી જ પાછળથી એમણે ચોકી કરવાનું છોડી દીધેલું અને ગામડે ગામડે ફરીને સમજાવવાનું કામ ઉપાડેલું. દારૂનાં અનિષ્ટો સમજાવીને એમણે કોમના પંચો પાસે દારૂનિષેધના ઠરાવો પણ કરાવેલા. આ કામમાં એમને એક જાતનો રસ પડતો. પણ એ કહે છે કે "પંચોના ઠરાવોથી એક જાતનું અનુકૂળ વાતાવરણ તૈયાર થાય છે પણ એમ કાયમનો ઉકેલ તો સાચી સમજ અને વ્યક્તિગત સંપર્ક જ છે."

એક વખત મહારાજ દારૂની બદી છોડાવવા માટે એક રખડિયાર ટોળીના આગેવાન પાસે પહોંચી ગયા. આગેવાનના ગળે મહારાજની વાત ઊતરી લાગી: એણે કહ્યું કે "એમ હોય તો ત્યારે આપણે બધાનો દારૂ છોડાવીએ; પણ તમે એક વાર ગાંધી આત્મારામનાં દર્શન કરાવોને! આજે તો જાણે મેં પીધો છે, થોડોક ગાળવાનો છે, પરમ દિવસે પી લઈશું, પેલે દિવસે આવજો; આપણે બારેય ગામને ભેગા કરીશું."

ચોથે દિવસે ડોસાએ આજુબાજુના બાર મુવાડાના લોકોને એકઠા કર્યા. ગામની બહેનો પણ એ સભામાં આવી હતી. મહારાજે એમને ખૂબ શિખામણ આપી અને દારૂ પાછળ કેટલા નાણાં ખર્ચાય છે એનો ખ્યાલ આપવા માટે એક સુંદર ઉપમા આપી. "દારૂ પાછળ આપણે દર વર્ષે

૮૦ કરોડ રૂપિયા ખર્ચીએ છીએ. ૮૦ કરોડ રૂપિયા એટલે શું એ સમજો છો ? ૮૦ કરોડ રૂપિયાનો ઢગલો કરે તો એના છાંયામાં ૮૦ ઊંટ ઊભા રહી જાય." આપણા આખા દેશના ડોસા ડોસી, છોકરા છોકરી, બ્રાહ્મણ વાણિયા, બાવા જોગી એકેએક માણસ ઉપર રા રૂપિયાનો ફાળો નાખે ત્યારે ૮૦ કરોડ રૂપિયા થાય. એટલાં નાણાં આપણે ગણ્યાગાંઠ્યા લોકો દારૂ પીને ખર્ચી નાખીએ છીએ. આ સાંભળીને બધા દિગ જ થઈ ગયા. છેવટે ભેગા મળેલા સૌએ દારૂ ન પીવાનો ઠરાવ કર્યો. એ વખતે પેલા ડોસા ઊભા થયા. અને બોલ્યા "અલ્યા, આ મહારાજે કહ્યું એ કબૂલ છે ?" બધા કહે "હા." ડોસાએ એક જણ તરફ આંગળી ચીંધીને કહ્યું, "પણ ફલાણાએ ધુગામાં માટલું સંતાડ્યું છે એનું શું ?" બીજા તરફ વળીને "અને તે પેલી ઘોઈ તળે દાટી રાખ્યું છે એ ભૂલી ગયો ?" જો ખોટે ખોટું હા એ હા કરશો...ને તો મારી નાખીશ હા"...પણ બધાએ ખખડાવીને જવાબ આપ્યો કે "હવે દારૂને અડશું નહિ." એ સભામાં પોલીસો પણ આવ્યા હતા. મહારાજે ડોસાને કહ્યું કે "તમે આ બધા માટલાનો ફોડ પાડચો પણ સામે પોલીસના માણસો બેઠા હતા એની ખબર હતી ?" ડોસાએ જવાબ આપ્યો કે એ હાહરી શુ કરવાની હતી ! પાલીઓ પી પીને એમનાં તો ગળાં બળી ગયાં છે !

એ જ રાત્રે ભજનમંડળી રાતના બે વાગ્યા સુધી ચાલી. ભજન થઈ રહ્યા પછી એક જણે પૂછ્યું 'મહારાજ, ભજન કરીએ તો પાપ માફ થઈ જાય ખરાં ?' મહારાજે

જવાબ આપ્યો હા, થાય જ તો. પેલાએ સામો પ્રશ્ન કર્યો પણ મહારાજ અમે તો અઢારેય કરમ કરવાવાળા. એ બધાં માફ થાય? એમ કહીને એણે તાજેતરમાં જ એમણે કરેલી લૂંટની વાત કહી સંભળાવી. મહારાજે કહ્યું કે મનમાં પસ્તાવો થાય અને ફરી કદી પાપ ન કરવાની મનથી ગાંઠ વાળીએ તો બધું માફ થાય. આમ ગામડે ગામડે ફરીને મહારાજ લોકોના દિલમાં દીવા પ્રગટાવતા હતા.

પણ આમ ગામડાંઓમાં ફરતી વખતે એ ક્યાં અને શું ખાતાપીતા એ પણ જાણવા જેવું છે. બપોરના બાર વાગ્યા પછી જે ગામમાં જઈ ચડે ત્યાં કોઈ સારું ઘર નજરે ચડે તો ત્યાંથી એકાદ શેર ખીચડી મેળવીને રાંધી ખાય. પછી વહેલી પડે બીજા દિવસની બપોર. પણ કેટલીક વખત તો આમ એક શેર ખીચડી માગવામાં પણ એ સંકોચ અનુભવતા અને રાતની રાત ભૂખ્યા પેટે કાઢી નાંખતા.

શરૂ શરૂમાં ગામડે ફરતી વખતે એ દોરી લોટો સાથે લઈને ફરતા અને ગામની ભાગોળને કૂવે નાહી ધોઈને જ એ ગામમાં પ્રવેશ કરતા. બે ત્રણ વખત દોરી ખોવાઈ ત્યાર પછી એમણે દોરી સાથે રાખવાનું બંધ કર્યું. પણ સાથે સાથે એવો નિયમ કર્યો કે આજે બપોરે જમ્યા પછી પાણી પીધું તે કાલ બપોરે ખાધા પછી પાણી પીવાનું. આથી ધીમે ધીમે એમને કબજિયાત લાગુ પડી. શરૂઆતમાં બે ત્રણ દિવસે શૌચ જવાનું થાય અને પાછળથી તો ૭ ૭ સાત સાત દિવસ સુધી પણ ઝાડો ન ઊતરે એવી સ્થિતિ ઊભી થઈ. એમ છતાં એમનું રોજનું

ગામ પરગામ ફરવાનું તો વિના વિક્ષેપે ચાલ્યા જ કરતું. સારું યંત્ર હોય તો અમુક વખત તેલ પૂર્યા વિના પણ કામ આપી દે પણ લાંબે ગાળે તો એ ખોટવાઈ જ પડેને!

મહારાજનું શરીર તંદુરસ્ત હતું, મજબૂત હતું, ખડતલ હતું, હજુ એ માઈલો સુધી ચાલી શકે છે, કલાકો સુધી કામ કરી શકે છે, સહેજે પાંચ સાત દિવસના ઉપવાસ કરી શકે છે, એક સામટા બે ચાર રાતના ઉજાગરા ખેંચી શકે છે અને આવી પડે ત્યારે કોઈ પણ કામમાં પાછા પડે એવું નથી. કોઈ પણ સ્વયંસેવકનું શરીર આવું હોવું જોઈએ એમ મહારાજ માને છે, પરંતુ એમને થયેલા અનુભવ ઉપરથી એ એવા તારણ ઉપર આવ્યા છે કે શરીરને બહુ હુલાવવું ફુલાવવું નહિ, સ્વાદના ચટકા કરાવવા નહિ, ઇન્દ્રિયો વકરે એવા મોજવિલાસ કરાવવા નહિ પણ સાથે સાથે એ સારું રહીને પૂરતું કામ આપી શકે એટલો પોષક ખોરાક પાણી તેમ જ જરૂરી આરામ પણ એને આપવો જોઈએ. નહિ તો તેલ વિના યંત્રની જે દશા થાય તે જ દશા સારામાં સારા શરીરની પણ થાય છે.

કોઈ પણ લડતમાં હાર થાય તો હતોત્સાહ થયેલી પ્રજામાં ફરી ઉત્સાહ આવે એવા પ્રયત્નો થવા જોઈએ. એ જ રીતે લડતમાં વિજય મળે તો વિજયના કેફને લીધે પ્રજા આનંદ ઉત્સવમાં મત્ત બનીને એક પ્રકારના પ્રમાદમાં પડી જાય છે, એમાંથી પણ એને બચાવવી જોઈએ. એટલું જ નહિ પણ મહારાજ તો એવું માને છે કે વિજયને લીધે પ્રજામાં આવેલા ઉત્સાહને કોઈ શક્તિવર્ધક કાર્યમાં વાળી લેવો જોઈએ.

આ હિસાબે જ એમણે ઈ. સ ૧૯૨૩મા હૈડિયા વેરાની લડત પૂરી થઈ ત્યાર બાદ પણ કાંઠા વિભાગમાં ફરવાનું ચાલુ જ રાખ્યુ લોકોમાં એમણે એવો રંગ લગાડ્યો હતોકે લોકો એમને છોડવા તૈયાર ન હતા અને મહારાજને પણ ત્યાં રહેવામાં એક પ્રકારનો રસ આવતો હતો.

એક વખત ત્યાના ઠાકરડાની સભામા એમણે મહેમદાવાદ પાછા ફરવાની વાત છેડી. એ વખતે બધા કહેવા લાગ્યા કે તમારે અહીંથી જવાનું કેવુ? એમનો ભાવ જોઈને મહારાજે યોગ્ય પળે ટકોર કરી કે "હું અહીં રહીને શુ કરુ? તમે ચોરી વગેરે ગુના કરો છો, દારૂ પીને તોફાનો કરો છો અને પોલીસ તમને પજવે છે એ મારાથી જોવાય નહિ" આ વચનની અસર એવી થઈ કે કાણુ ગામના આગેવાનોનું એક પચ નિમાયુ અને એ પચે ઝઘડા ઘેર મેળે પતાવવાનું તથા દારૂ છોડાવવાનુ કામ ઉપાડી લીધુ ધીમે ધીમે ચોરી ન કરવાનો પ્રચાર પણ આ પચ મારફત થવા લાગ્યો અને ગામે ગામ આવાં પંચો સ્થપાવા લાગ્યાં. આ પચોએ સાંગેલ, ખટનાલ અને કઠાણા ગામના દારૂના પીઠાં બંધ કરાવ્યા કઠાણાના ભાઈઓએ તો પીઠાનો બધો દારૂ ખરીદી લઈને ગામની ભાગોળે એની હોળી કરી અને આખા ગામે દારૂ ન પીવાનો એ હોળી સમક્ષ ઠરાવ કર્યો.

આ આંદોલનથી દારૂ કાયમનો ગયો એમ ન કહી શકાય પણ એ વખતે વાતાવરણ બહુ શુદ્ધ થઈ ગયું અને કેટલાકના વ્યક્તિગત જીવનમાં તો કાયમના ફેરફારો પણ થઈ ગયા

મહારાજ કહે છે કે બારડોલીની લડત પછી એ ત્યાં કામ કરવા ગયા ત્યારે પણ એમને એવો જ અનુભવ થયો હતો. ત્યાંની પ્રજાને પણ દારૂ તાડીની લતે જેર કરી નાખી હતી એટલે ત્યાંના દારૂનિષેધના કામમાં પણ એમણે સાથ આપ્યો. ત્યાંની ભલી ભોળી ગનીપરજ કોમના અનુભવો પણ એમને એટલા જ ઉત્સાહપ્રેરક જણાયા હતા. દારૂનું વ્યસન કાઢવા જતાં એ દબાયેલી કચડાયેલી કોમમાં પણ એક નવો જુસ્સો ઉત્પન્ન થયો હતો. શ્રી જુગતરામભાઈ તથા ચૂનીભાઈ અને એમની આશ્રમની મંડળીએ લડત પછી ત્યાં ખાદી અને શિક્ષણના મંડાણ કર્યાં અને એમાંથી જ આજે આપણે ત્યાંની પ્રજાની સિકલ બદલાઈ ગયેલી જોઈએ છીએ. આજે એ કોમમાંથી ભણેલાગણેલા ઉજળિયાતોને પણ બાજુએ મૂકે એવા ભાવનાશીલ અને સેવાવ્રતધારી યુવકો પાકયા છે.

મહારાજ ચોક્કસપણે માને છે કે કાર્યકર્તાઓએ અને પ્રજાએ સત્યાગ્રહ આંદોલન વખતે આપેલા ભોગોનાં ફળો ઉતારવાં હોય, વિજયબળના ઉત્સાહનો લાભ ઉઠાવવો હોય કે ભવિષ્યના તબક્કા માટે વધારે તૈયારી કરવી હોય તો વચ્ચે વચ્ચે આવતા શાંતિના ગાળાઓમાં ઠેરઠેર રચનાત્મક કાર્યનાં થાણાં નખાવાં જોઈએ. લડત દરમ્યાન બહાર આવેલા નવા લોહીને પરિપક્વ અને અનુભવી કાર્યકરોમાં રૂપાંતર કરવા માટે એમને દોરવણી તથા કામ મળી રહે એવાં કાર્યક્ષેત્રો ખોલવાં જોઈએ.

## ૧૫. ચોરોનાં દિલ શી રીતે જીત્યાં ?

બોરસદ સત્યાગ્રહ પછી મહારાજ ગામડાંઓમાં ફરતા હતા એ અરસામાં જ એક વખત એમને કઠાણામાં સંદેશો મળ્યો કે નજીકના કણભા ગામમાંથી લુવાણાના ઘીના બે ડબ્બા ચોરાયા છે અને એની તપાસ કરવા માટે ફોજદાર ત્યાં ગયા છે. મહારાજને જોગણના ચોરાનું દૃશ્ય યાદ આવી ગયું. એમણે મન સાથે નક્કી કર્યું કે ત્યાં જઈને ચોરને શોધી કાઢું અને એને ચોરીની લતમાંથી છોડાવું. દિવસે ફોજદાર ત્યાં ગયેલા હોવાથી એ રાત કઠાણામાં જ રોકાઈ ગયા અને બીજે દિવસે કણભા જવા નીકળ્યા. રસ્તામાં ફોજદાર એમને સામા મળ્યા. એમણે સંભળાવ્યું કે તમે જ્યારે ત્યારે આ લોકોનું ઉપરાણું લે લે કરો છો પણ આ કોમ એનો સ્વભાવ છોડે કે ? આ કણભા ગામના લુવાણાના ઘીના બે ડબ્બા ચોરાયા છે. એમને તો માર્યે જ પાંસરા પડે. મહારાજે કાંઈ જવાબ ન આપ્યો પણ આ વચનોએ એમના દિલ ઉપર ભારે અસર કરી.

કણભા જઈને એ ગામના મંદિરમાં ઊતર્યા. ચોરી

કરનારનું નામઠામ મેળવીને એ એના ખેતરમાં પહોંચ્યા. પેલા ભાઈએ મહારાજને પ્રેમપૂર્વક બોલાવીને ખાટલી પાથરી આપી. અને વાત નીકળી ત્યારે શાહ સોદાગરની માફક કહેવા લાગ્યો કે "મહારાજ આ ગાંડું લોકો-નમારું માન રાખતા નથી. તમે આટઆટલી તરખટ કરો છો છતાં ચોરી છોડે છે ?" આમ કહીને એ ચોરને ગાળો ભાંડવા લાગ્યો અને મહારાજને હાથ જ મૂકવા ન દીધો.

મહારાજ ખિન્ન વદને મંદિરમાં પાછા ફર્યા. મંદિરનો પૂજારી રાંધવા માટે ખીચડી લઈ આવ્યો પણ મહારાજે તો નિશ્ચય કરી નાખ્યો હતો કે ચોર મળે નહિ ત્યાં સુધી ખાવું નહિ. આ નિશ્ચય સાંભળીને ત્યાં ઊભા હતા એ સૌને દુ:ખ થયું. વાત ગામમાં પહોંચી એટલે ટોળે ટોળે લોકો મંદિરમાં ઊભરાવા લાગ્યા. કેટલાકે મહારાજ સાથે પોતે પણ ઉપવાસ શરૂ કર્યા પણ મહારાજે એમને સમજાવીને પાછળથી ખવડાવ્યું બપોર પછી મહારાજે તો પાણી પણ છોડ્યું. એમના મનમાં એક જ વિચાર ઘોળાયા કરતો હતો કે કઈ રીતે ચોરને શોધી કાઢું અને એને એ લતમાથી ઉગારું. મહારાજના ઉપવાસથી આખું ગામ ઉપર નીચે થઈ ગયું પણ મહારાજે એમના ઉપવાસ તો ચાલુ જ રાખ્યા

બીજે દિવસે રાત્રે મહારાજ મંદિરમા સૂતા હતા એ વખતે કોઈએ એમના પગનો અંગૂઠો ખેંચ્યો. એ સફાળા થઈ ગયા અને બાજુમા બેઠેલાઓને ખબર પણ ન પડે એ રીતે અંગૂઠો ખેંચનારે નિશાની કરી એ પ્રમાણે ભાગોળ સુધી એની પાછળ ગયા. કશી વાતચીત ન થઈ પણ પેલાએ હાથથી જ સમસ્યા કરી કે પેલા ખેતરમાં જાવ.

અંધારું ઘોર હતું. મહારાજના પગમાં જોડા તો હોતા જ નથી એટલે એ ખેતરમાં ચાલવા લાગ્યા એની સાથે એમના પગમાં દારૂડીના કાંટા પેસી ગયા. એટલામાં ખેતરની બીજી બાજુએથી એક ડબ્બાનો અવાજ ખખડ્યો. મહારાજ અવાજ આવ્યો એ દિશા તરફ ચાલવા લાગ્યા. અને ઠેઠ ત્યાં પહોંચ્યા ત્યાં તો ત્યાં બે ડબ્બા પડ્યા હતા. અવાજ કરનારો નાસી ગયો હતો. રાતોરાત મહારાજે એ ડબ્બા લુવાણાને ત્યાં પહોંચાડ્યા. લુવાણાએ કહ્યું કે આમાંનો એક ઘી ભરેલો ડબ્બો મારો છે પણ બીજામાં ઘી અને તેલનું મિશ્રણ છે. એ ડબ્બો મારો નથી. ગામલોકોએ આ વાત જાણી એટલે રાજી થયા. એમને એમ કે હવે મહારાજના ઉપવાસ છૂટશે. પણ મહારાજે કહ્યું કે એમને તો ચોરી કરનારો જોઈએ છે. એકલા ડાબલાને શું કરે ! મહારાજના ઉપવાસ ચાલુ રહ્યા.

બપોરે મહારાજ મંદિરમાં બેઠા હતા એ વખતે પેલા ડાબલાં ચોરનારનો છોકરો આવ્યો અને મહારાજને એના ઘેર તેડી ગયો. મહારાજ સાથે બીજાઓ પણ ગયા હતા. પણ મહારાજે એ બધાને ઘર બહાર બેસાડ્યા. પણ પેલા ચોરે બધાને અંદર લઈ આવવા કહ્યું અને બધાની રૂબરૂમાં એની ચોરી કબૂલ કરી. મહારાજે પૂછ્યું કે ખેતરમાં પહેલી વાર મળ્યો ત્યારે જૂઠું કેમ બોલ્યો હતો ? એટલે કહ્યું કે મેં નહોતું ધાર્યું કે તમે આટલી હદે જશો. મહારાજે પૂછ્યું આ ઘી તેલનો મિશ્ર ડબ્બો તું ક્યાંથી લાવ્યો ? ચોરે કહ્યું કે ફોજદાર અહીં આવ્યા ત્યારે મારે એમને રૂપિયા રૂા. લાંચના આપવા પડ્યા હતા. ઘીનો ડબ્બો વેચ્યો એના

ઝ૦) ઉપન્યા નતા એટલે બાકી પાચ રહ્યા એમાથી તેલ લાવ્યો અને ઘી તેલનુ મેળવણુ કરીને બીજો ડબ્બો ભર્યો છેવટે એણે લુવાણાને દસ રૂપિયા આપવાની તથા હવે પછી ચોરી ન કરવાની મહારાજને કબૂનાત આપી મહારાજે એને પૂછ્યુ પણ તે ચોરી શા માટે કરી ? પેલા ચોરે કહ્યુ કે સાજના અમે બેસા બેઠા વાતો કરતા હતા એટલામા લવાણાને એની દુકાન બધ કરીને દહેવાણ એની નાતમા જમવા જતો જોયો અમારા મનમા થયુ કે આપણા આખા ગામને એ ચૂસી ખાય છે ચાલોને એની દુકાનમા જ આજે ચોરી કરીએ. એમ ગમ્મત કરતા કરતા ચોરી કરવા નીકળી પડ્યા અમારા હાથમા આ બે ડબ્બા આવ્યા

મહારાજ — પણ એથી તારા હાથમા શુ આવ્યુ ? લાંચના રૂપિયા તારે ફોજદારને આપવા પડ્યા ગામમાં બીજો કોઈ ગુનો બનશે ત્યારે પણ હવે ફોજદાર તને જ બોલાવશે અને લુવાણો લૂટી ખાય છે એટલે આપણે પણ એને લૂટવા નીકળવુ એવુ હોય કે ? એ આપણને લૂટી ન શકે એવુ કરવુ જોઈએ.

ચોર — પણ એ શી રીતે બને ? એ તો કલમને જોરે જ મારે છે એને શી રીતે રોકાય ?

મહારાજ — એનો ઉપાય પણ છે આપણે ગામના વેપારીના દેવાદાર ન બનવુ, કરકસરથી રહેવુ અને આપણા છોકરાને બે આકડા ભણાવવા એટલે આપણી માફક રોય બાપડા ન રહે આમ બધાને શિખામણના બે બોલ કહીને મહારાજ ત્યાથી છૂટા પડ્યા

ગામલોકો રાજી થયા અને મહારાજનો ઉપવાસ છોડાવવાની પેરવીમાં પડયા. ગામના આગેવાન હાજીભાઈ મહારાજને ફરાળ કરાવવા માટે ખજૂર લેવા લુવાણાની દુકાને ગયા. એ લુવાણો એટલી હલકી વૃત્તિનો હતો કે ગામલોકો પણ એનાથી કંટાળી ગયા હતા. એના ડબ્બા ચોરાયા ત્યારે ગામલોકોએ એવું કહેલું કે તું પોલીસકેસ ના કરતો, આપણે મહારાજ આવશે એટલે એમની સલાહ લઈને કંઈક રસ્તો કાઢીશું એણે જવાબ આપ્યો કે હા, તમારા મહારાજ ડબા લાવી આપવાના હતા! આવું કહીને એણે ગામલોક વિરુદ્ધ જઈને ફરિયાદ નોંધાવી હતી. હાજીભાઈએ ખજૂર માગી ત્યારે લવાણાએ ખજૂર તો આપી પણ એક શેર ખજૂરનો દોઢ આનો માગ્યો. આથી હાજીભાઈને મનમાં રોષ આવ્યો એમણે અકળાઈને પાવલી ફેંકી અને ગણગણ્યું કે નહિ નહિ મહારાજ માટેના ખજૂરનો દોઢ આનો ન હોય, એના તો ચાર આના હોય પણ હવે તું પૈસા દસ રૂપિયા લેજે મહારાજે આ હકીકત સાંભળી ત્યારે એમને બહુ દુઃખ થયું. ઉપવાસ છોડવામાં એમનો જે આનંદ હતો એ ઓસરી ગયો માણસને એનો લોભ કેટલું ભાન ભુલાવે છે?

પાછળથી ફોજદારે મહારાજ પાસે ચોરનું નામ માગ્યું. મહારાજે કહ્યું કે મેં એને અભયવચન આપ્યું છે એટલે નામ તો નહિ આપી શકાય. ફોજદારે લવાણા પાસેથી મુદ્દામાલના ડબ્બા મેળવી લીધા હતા એને આધારે એણે કહ્યું કે જો તમે નામ નહિ આપો તો તમારા ઉપર કેસ ચાલશે મહારાજે કહ્યું કે એ તો તમારી મરજીની વાત છે

એજ અરસામાં ગાંધીજી અને સરદાર સાહેબ જુહુથી અમદાવાદ આવ્યા. એ વખતે મહારાજ એમને મળવા ગયા. એ વખતે એમણે આ કિસ્સો એમને સંભળાવ્યો અને ફોજદારના આવા વલણ તરફ શું કરવુ એવો સવાલ પૂછ્યો. ગાંધીજીએ કહ્યુ કે તમે અભયવચન આપ્યું છે એટલે એનું નામ તો ન જ અપાય. તમારે જેલમાં જવા માટેની તૈયારી રાખવી. સરદાર સાહેબ તરફ વળીને ગાંધીજીએ કહ્યું કે "આ કેવો કાયદો!" સરદારે કહ્યું કે એ તો ઘરમાં ખા ચોરી કરે અને આપ નામ ન આપો તો આપનેય કેદમાં લઈ જાય એવો. બાપુજી અને સરદાર સાહેબ બન્ને ખડખડાટ હસી પડ્યા.

પાછળથી પોલીસ સુપરિન્ટેન્ડન્ટે એ કેસ પોલીસને નોંધવા ન દીધો.

એ અરસામાં ત્યાના ફોજદાર લાંચો બહુ ખાતા હતા. એમને ભય હતો કે મહારાજના હાથમાં જો એ વિષેના પુરાવા પહોંચશે તો મામલો ઠેઠ સુધી પહોંચશે. આથી એ મનનાં મહારાજ વિષે અણગમો સેવતા હતા. બન્યું પણ એવુ કે એક દિવસ એમનો વકીલનો લાંચનો કિસ્સો મહારાજના હાથમા આવ્યો. ફોજદાર નજીકમાંજ રહેતા હતા. એમણે ફળથી ભરેલી એક થાળી મહારાજને ત્યાં મોકલાવી. મહારાજે એ ન લીધી એથી એ જાતે મહારાજ પાસે ગયા અને કહ્યુ કે આ કાઈ લાંચનો માલ નથી. મહારાજે કહ્યુ કે એ બધો પૈસો જ એવો! થાળી પાછી ગઈ પણ ધીમે ધીમે એ ફોજદાર સાહેબ પણ મહારાજ પ્રત્યે ભાવ રાખતા થઈ ગયા.

આમ ઉપવાસો કરીને તથા પ્રત્યક્ષ પરિચયમાં આવીને મહારાજે અનેકનાં જીવન પલટી નાખ્યા છે.

## ૧૬. કાંઠામાં બિયાવું વહેંચ્યું

ઈ. સ. ૧૯૨૫નું ચોમાસું આવું આવું થઈ રહ્યું હતું. આગલે વર્ષે કાતરા પડ્યા હોવાથી લોકો પાસે કઠોળનું બિયારું નામે રહ્યું નહોતું. આ હકીકત મહારાજે જાણી કે તરત એ બોરસદ ગયા. ત્યાં સમિતિમાં કાંઠાના લોકોની મુશ્કેલી રજૂ કરી. બધાએ ભેગા મળીને કઠોળની દુકાન કાઢવાનો ઠરાવ કર્યો અને બજેટ સાથેની ભલામણ પ્રાંતિક સમિતિમાં મોકલી આપવાનું ઠરાવ્યું.

પણ મહારાજ બેસી રહી શકે એમ હતું જ નહિ. એમને થયું કે આ બધી વિધિમાંથી પાર ઊતરવામાં વખત લાગશે. એટલે બીજી ત્રીજી વાત કરવા રોકાયા વિના એ બોરસદથી રાસ ગયા અને ત્યાંથી આશાભાઈને સાથે લઈને ફ્રેંડેલ પહોંચ્યા. ત્યાંના વેપારીને ત્યાંથી ૫૦ મણ વાલ ખરીદ્યા અને નાણાં ૮–૧૦ દિવસમાં ચૂકવી આપીશું એવું વચન આપ્યું. પણ માલ ઠેકાણે પાડે એ પહેલાં તો મેઘો મંડાયો. હવે ગાડુંબાડું ચાલે નહિ અને ખેડુતોને તો ઓરવાની તક

જાય એવું થયું. એમણે રાસથી ગધેડા મંગાવ્યા અને વાલની ગુણો ભરી ભરીને કાંઠામાં મોકલી. કણભા, કાળુ, કઠાણા દરેક ગામમાં બબ્બે ગુણો ઠલવાવી. સ્થાનિક વ્યવસ્થા કરનારને સૂચના આપી કે જણ દીઠ બશેરથી વધારે બિયાવું આપવું નહિ. પાછા ફરતી વખતે નાણાં ઉઘરાવી લીધા.

આ રીતે એમણે તેર ગામમાં થઈને વરસતે વરસાદે ૧૦૦ મણ વાલ વેચ્યા. જો આ રીતે બિયાવું ન પહોંચાડ્યું હોત તો ખેડૂતોને હજારોનું નુકસાન થાત. ગામડાના વાણિયા અને લવાણાઓએ મહારાજ ઉપર પસ્તાળ પાડી કેમ કે આને લીધે એમને લોકો પાસેથી ગરજના ભાવ ખાવા હતા એ ન ખાવા મળ્યા.

ગામડાના ખેડૂતો કઈ રીતે લૂંટાય છે એનો મહારાજને બરાબર ખ્યાલ હોવાથી તાકડે મદદ પહોંચાડવા માટે કેવા પગલાં લેવાં જોઈએ એની એમને તરત સૂઝ પડી જાય છે.

ગાડાં ભરીને અનાજ પકવનાર ખેડૂતોની પણ આવી હાલત થઈ જાય છે એથી મહારાજને બહુ દુઃખ થાય છે. અનાજના ઢગલા જોઈને એ એવો હરખમાં આવી જાય છે કે છૂટે હાથે દાણા વહેંચે છે. વાણિયાદુણિયા પણ એને લેણા પેટે ઢાલવી જાય છે અને જે થોડુ બચ્યુ હોય એમાથી એને આખું વરસ કાઢવાનુ હોય છે. નવા વર્ષ માટે બિયાવા જેટલી પણ એની પાસે જોગવાઈ નથી હોતી, માલ વેચવાનો હોય ત્યારે ખેડૂત પાણીના મૂલે વેચી દે છે અને બિયાવા માટે એજ માલ એને દોઢા બમણા અને ત્રણ ત્રણ ગણા

નાણાં ચૂકવીને ખરીદવો પડે છે. મહારાજ એવું માને છે કે દરેક ખેડૂતે બી માટેનું સારામાં સારું અનાજ પહેલેથી સંઘરતા થઈ જવું જોઈએ.

રાહતકાર્યમાં એમના જેવી ઝડપ આપણા ગુજરાતમાં બીજા કોઈની નથી. ખરી પળે ઉપયોગી થઈ શકે એ રીતે એ ધરતીના કોઈ પણ ખૂણેથી આવીને ઊભાં થઈ જાય છે એ જ એમની ખૂબી છે.

## ૧૭. ઇચ્છાબાના ઘરે

બીજી અંગે ખેડૂતોની મુશ્કેલી જોયા પછી મહારાજને થયું કે નવું 'અનાજ આવે ત્યાં સુધી એકાદ દુકાન કાઢી હોય તો ખેડૂતો વેપારીઓની ચૂસમાંથી ઊગરી જાય. આથી કઠાણામાં શ્રી ઇચ્છાબાનું એક ખાલી ઘર મહારાજે ભાડે રખાવ્યું. અને એમાં એક નાનકડી દુકાન શરૂ થઈ. મહારાજ બેઠા બેઠા કાંત્યા કરે અને લોકો શરૂ શરૂમાં ઓછું કામ હતું ત્યારે તો એમની મેળે ત્રાજવેથી માલ જોખી લે. રૂપિયાભાર ઓછું લે પણ વધારે ન લે અને પૈસા નજીક પડેલી કુલડીમાં નાખી જાય. આ દુકાનથી ખેડૂતોને બહુ રાહત મળી.

સાવ શરૂઆતમાં તો ઇચ્છાબા ઘર ભાડે આપવા તૈયાર નહોતાં કેમ કે એ હતાં છોશમાં માનવાવાળાં બ્રાહ્મણ. અને મહારાજ તો ઢેડ ભંગી બધાને અડે. એટલે મહારાજ આવીને વસ્યા પછી થોડા દિવસ સુધી તો એ મહારાજની ચેષ્ટા જોયા કરતાં. પણ ધીમે ધીમે એમની લાગણીઓ કુણી થતી જતી હતી. ત્યાં કાયમ રહેવાનુ થયુ એટલે મહારાજે

રાસથી ચણા, કોદરા, ઘઉં વગેરે મંગાવીને હાથે રાંધવાનું શરૂ કર્યું હતું. ઈચ્છાબા .એમની નાની મોટી દરેક હિલચાલ ઉપર લક્ષ રાખતાં હતાં અને એમનો મહારાજ પ્રત્યેનો સદ્‌ભાવ વધતો જતો હતો.

એક દિવસ સમાચાર આવ્યા કે નજીકના બનેજડા ગામમાં ચોરી થઈ છે. મહારાજે ઝટપટ કોદરી દાળ બનાવી. કોદરી બરાબર છડાઈ ન હતી એટલે એ કાચી રહી હતી. મહારાજે થોડી કોદરી ફાકી લીધી અને દાળ પી લીધી. વધેલો ખોરાક કૂતરા માટેની બહારની છાટમાં નાંખ્યો અને ઘર ઇચ્છાબાને ભળાવીને મહારાજ બનેજડાને રસ્તે પડ્યા. ઇચ્છાબાને થયું કે આ કાચી કોદરીમાં એમણે શું ખાધું હશે? મહારાજ સાથેનો પરિચય વધતો ગયો એમ એ એમને સાચા સ્વરૂપે ઓળખવા લાગ્યાં અને એમના મહારાજ વિષેના જૂના ખ્યાલો બદલાઈ ગયા.

બનેજડામાં થોડા વખત પહેલાં સરદાર સાહેબની સભા યોજાઈ હતી. ગામ લોકો સાથે મહારાજને ઠીક ગાઢો સંબંધ બંધાયો હતો મહારાજે ત્યાં જઈને જાહેર કર્યું જેણે ચોરી કરી હોય એ એમને મળી જાય. પણ ચોર કાંઈ એમ આવી ગયો નહિ. એ વખતે મહારાજને સાત દિવસના અન્ન કે પાણી વિનાના ઉપવાસ થયા. ગામના લોકો અકળાતા હતા પણ થાય શું? ચોર હાજર થતો નહોતો, લોકો ચોરને ગાળો ભાંડતા હતા અને હાથમાં આવે તો એને આદાપાક આપવાના ઘાટ પણ ઘડતા હતા. એ સાંભળીને મહારાજ એમને સમજાવતા કે જો એ જ રસ્તો લેવો હોત તો એ ઉપવાસ જ શા માટે કરત? એવું કહીને

એ અહિંસાની અનેક વાતો સમજાવતા. ચોરી કરનારો મહારાજ રહેતા હતા એ મંદિરમાં રોજ આવતો, મહારાજ સાથે વાતો પણ કરતો, પણ એ કબૂલ ન કરે ત્યાં સુધી ચોરી એણે જ કરી છે એની ખબર પણ શી રીતે પડે? આઠમે દિવસે મહારાજ પાસે બીજું કોઈ ન હતું એવો લાગ સાધીને એ કહેવા લાગ્યો, "બાપજી, મારા ઉપર કૃપા કરો. ચોરી મેં કરી છે." મહારાજે મુદ્દા માલ માગ્યો એટલે એ એક વહેરેલું બલૈયુ લઈ આવ્યો અને જણાવ્યું કે એક દાગીનો વેચીને તો એ દાણા લઈ આવ્યો છે. મહારાજે એને ખૂબ શિખામણ આપી. ગામલોકોએ જાણ્યું કે મહારાજના ઉપવાસ છૂટયા એટલે એ આનંદમાં આવી ગયા અને ગામમાં મહારાજને પાલખીમાં બેસાડીને ફેરવવાનો વિચાર કર્યો. મહારાજે એની ના પાડી પણ ગાંધીજીની છબી લઈને સરઘસ કાઢવાની સલાહ આપી. સરઘસ ફરી આવ્યા પછી ગામલોકોએ બ્રાહ્મણો જમાડયા. આઠ દિવસના ઉપવાસ થયા હતા છતાં મહારાજ પણ જમવા બેઠા અને બે લાડુ ખાઈ ગયા. સારું થયુ કે એમને કશુ નડયું નહિ.

ઉપવાસની વાત ઇચ્છાબાએ જાણી હતી ત્યારથી એમને બહુ દુઃખ થયુ હતુ. ઉપવાસ છૂટયા છે એ સમાચાર જાણીને એ બહુ રાજી થઈ ગયાં. મહારાજ કણાણા પાછા પહોંચ્યા ત્યારે એમણે શું જોયુ? મહારાજનો ઓરડો વાળી ચોળીને ઇચ્છાબાએ ધોળી નાખ્યો હતો. ઘરની બીજી ચીજ વસ્તુઓ કાઢી નાખી હતી અને ઓસરીમાં જ ગાદી-તકીઓ ગોઠવી રાખ્યાં હતાં. મહારાજ ઘરમાં જઈને બહાર આવ્યા અને સવાલ કર્યો કે ઇચ્છાબા, અનાજ વગેરેનો

મારલીઓ ક્યાં છે? ઇચ્છાબાએ જવાબ આપ્યો, તમારે એનું શું કામ છે? તમને ક્યાં રાંધતાં આવડે છે? તમારે હવેથી મારે ત્યાં જ ખાવાનું છે..ત્યાર પછી મહારાજ જ્યાં-સુધી ત્યાં રહ્યા ત્યાં સુધી ઇચ્છાબાને ત્યાં જ જમ્યા. અને જ્યારે જ્યારે કકાણા જવાનું થાય ત્યારે એમનો ઉતારો ઇચ્છાબાને ત્યાં જ હોય બીજું ત્રીજું કરે તો મહારાજ ખાય નહિ એટલે ઇચ્છાબા ખીચડી અને રોટલા કરે પણ ઘી દૂધ સારી પેઠે પીરસે અને લાંબે ગાળે મળે ત્યારે માતાની પેઠે એમને માથે હાથ ફેરવે. મહારાજ પણ જેલમાંથી છૂટ્યા પછી પણ એમને મળી આવે ત્યારે એમને ચેન પડે. આવો મહારાજને ઇચ્છાબા સાથે મા દીકરા જેવો સંબંધ બંધાઈ ગયો હતો.

એ જ અરસામાં મહારાજને ફરી એક વાર ઉપવાસ કરવાના આવ્યા હતા. વટાદરાના શેઠની તલની ગુણ એક કકાણાનો ભાઈ ઉઠાવી ગયો હતો. મહારાજને ૯ દિવસના ઉપવાસ થયા પણ ચોરનો પત્તો ન લાગ્યો. એમાં પોલીસનો પણ હાથ હતો કેમ કે એને એવું લાગ્યા કરતું હતું કે આ માણસ જ્યાં ત્યાં આપણી વચ્ચે આવે છે માટે ચોરી પકડાવા જ ન દેવી.

એક ભાઈ જાણતો હતો કે ચોરી કોણે કરી છે પણ એણે જોયું કે પોલીસની બીકથી ચોર ગુનો કબૂલ કરી શકવાનો નથી અને મહારાજના ઉપવાસ તો ખેંચાયે જ જતા હતા. એ એનાથી સહન ન થયું એટલે નવમે દિવસે ગત્રે એ મહારાજ પાસે પહોંચ્યો અને કહ્યું કે 'મહા-

રાજ ચોરી મે કરી છે.' મહારાજે મુદ્દામાલ માગ્યો ત્યારે એણે કહ્યું કે આ વરસાદની મોસમમા તલનો જથ્થો ભોયમા દાટયો હતો એ કહોવાઈ ગયો છે એની કિંમત પેટે લ્યો આ ૩૦ રૂપિયા, આમ મહારાજના ઉપવાસ એણે જૂઠું બોલીને છોડાવ્યા પણ દોઢેક મહિના બાદ મહારાજને જ્યારે સાચી હકીકતની ખબર પડી ત્યારે એમને બહુ દુ ખ થયુ.

આ ઉપવાસ પૂરા થયા તે જ ગરે ઇચ્છાબા મહારાજને મદિરમાથી એમને ઘેર લઈ જવા આવ્યા. બીજે દિવસે મહારાજ એમને ત્યા ગયા ગરેડાનો ઉકાળો પીધો અને ત્યાથી ત્રણ માઈલ દૂર બદલપુરમા શ્રી અબાલાલ બાજીભાઈએ એક ખાદી કેન્દ્ર શરૂ કર્યું હતુ ત્યા જઈને પાશેરેક રૂ પીંજીને પૂણી બનાવી. બાર વાગ્યા પહેલા ઘેર આવીને નાહ્યા અને જમ્યા થોડી વાર પછી કાતવા બેસતા હતા એટલામાં ટાઢ શરૂ થઈ અને એમને સખત તાવ આવ્યો ચાર દિવસ સુધી તાવ ઊતર્યો નહિ ત્યાથી નીકળ્યા ત્યારે મહિનાઓની બીમારી ભોગવી હોય એવુ એમનુ શરીર થઈ ગયુ હતુ પણ એ તો પાછા કામે વળગી ગયા

મહારાજનો સ્વભાવ જ એવો કે જ્યા બીજા કોઈ કામ કરનારા ન હોય ત્યા કામ કરવુ બદલપુરમા પૂજાભાઈ, અબાલાલભાઈ વગેરે કામ કરવા આવી પહોચ્યા એટલે એ કણાણા તરફ જ રહેવા લાગ્યા

મહારાજ જ્યા જતા ત્યા નવા નવા પ્રેમસબધો ઊભા કરતા હતા એમની ત્યાગભાવના, સેવાપરાયણતા તથા અનુભવજ્ઞાન જોઈને જે કોઈ એમના પરિચયમા આવતા એ પલટાવા લાગતા

જેમ કડાણામાં એમને ઇચ્છાબા જેવાં માતા મળી ગયાં તેમ રાસમાં ભક્તહૃદય અને જબ્બર હિમ્મતવાળા આશાભાઈ જેવા એકનિષ્ઠ સેવક મળી ગયા. ગાંધીજીની હાકલ પડે ત્યારે લડતમાં અને લડત ન હોય ત્યારે રાસ ગામની સેવામાં, આ એમનો કાર્યક્રમ હતો. કુટુંબની પરવા કર્યા વિના જ્યારે જ્યારે મહારાજે સાથ માંગ્યો હોય ત્યારે આશાભાઈ તૈયાર જ સમજવા. આજે તો એમનું કાર્યક્ષેત્ર આખો કાંઠા વિભાગ બની ગયું છે. એમના કાર્યથી સરદાર વલ્લભભાઈ જેવા પણ ખુશ થઈ ગયા છે. પણ મહારાજની સલાહ વિના એક પણ ડગલું આગળ ન ભરવું એ આશાભાઈની ટેક છે. મહારાજ એમની પાછળ ન ખેંચાય તો જાય ક્યાં ?

આવા તો એમણે બીજા અનેક સંબંધો બાંધ્યા છે અને અનેકને દોરવણી આપી છે.

## ૧૮. હાજરીનું શલ્ય સાલ્યું

એક દિવસ મહારાજ વત્રાથી બનેજડા જતા હતા, રસ્તામાં વટાદરા ગામ આવ્યું. ત્યાંના મુખીએ આગ્રહ કરીને મહારાજને એક રાત ત્યાં રોકયા. ગામના ચોરામાં મુકામ આપ્યો.

આ ગામ ગાયકવાડી હદનું હતુ. રોજ રાત્રે ત્યાંના ગુનેગારોની ચોરામાં હાજરી પુરાતી હતી. પણ એમને વટાદરની હાજરી વખતે જે દૃશ્ય જોવા મળ્યુ એથી એમનુ દિલ સળગી ઊઠ્યું. હાજરી પુરાવવા માટે માત્ર પુરુષો જ નહિ પણ બહેનો અને બાળકો પણ એકઠાં મળ્યાં હતાં વખત થયો એટલે રાત્રે આખું ચોગાન હાજરી પુરાવનારાઓથી ભરાઈ ગયુ. મુખી નામ બોલતા જાય એમ આવેલા ભાઈબહેનો હાજરી પુરાવતા જાય વચ્ચે વચ્ચે અવાજમાં ફરક પડે એટલે મુખી મોઢું દેખાડી જવાનો હુકમ કરે. બહેનો પણ ખડખડાટ હસીને આ રીતે મોઢું બતાવે. એ વખતનુ દૃશ્ય જોઈને મહારાજના દિલમા ભારે ઉકળાટ વ્યાપ્યો. હાજર સાહેબના એક એક અવાજે

મહારાજના હૃદય ઉપર એક એક હથોડો ટોકાતો હોય એવું દુઃખ પેદા કર્યું. મહારાજે જોયું કે માણસ જેવા માણસને પશુથી પણ હલકો અને નફટ બનાવવાની આ રીત છે. અને આવા હાજરી પુરાવનારા લોકોની સંખ્યા કાંઈ ઓછી નહોતી. એકલા વટાદરા ગામમાં જ ૫૫૨ નામ હતાં. મુખી એની સાહેબી બતાવતા હોય એમ મહારાજ સામે જોઈને વારે વારે હસતા હતા પણ મહારાજનું મોઢું સિવાઈ ગયું હતું. એમના દિલમાં ભારે મંથન ચાલી રહ્યું હતું કે આ હાજરીનું શલ્ય શી રીતે નીકળે !

બધાની હાજરી પુરાઈ રહી એટલે મુખીએ મહારાજ તરફ ફરીને કહ્યું કે આ હરામખોરોને લીધે અમે કામમાંથી ઊંચા જ આવતા નથી. મહારાજ બીજું તો કાંઈ ન બોલ્યા પણ એ બધા ભાઈઓ સાથે થોડી વાત કરવાની ઇચ્છા જાહેર કરી. એટલામાં એક અવાજ આવ્યો કે અમે જઈએને ત્યારે !

મુખીએ બરાડીને બૂમ પાડી : "ગધાડીના, જાણતો નથી આ મહારાજ આવ્યા છે ?" એમને પગે પડો. આ સાંભળીને મહારાજને તો ભાલા ભોંકાયા પણ એ કડવો ઘૂંટડો એ ગળે ઉતારી ગયા.

હાજરી પુરાવવા આવેલા ભાઈઓ તરફ ફરીને મહારાજે પૂછ્યું કે આ બહેનોને હાજરી પુરાવવી પડે છે એથી તમને દુઃખ નથી થતું ?

એક જણ બોલી ઊઠ્યો. બાપજી, એ તો સારું છે. આ રાંડો રિસાઈને એમને પિયર નાસી જતી હતી. હવે

મીઠું પૂગાય એ બીકે કોઈ ખસતી નથી. આ જવાબ સાંભળીને મહારાજને તો વાગ્યા ઉપર મીઠું ભભરાવ્યા જેવું થયું. પણ પેલો પૂરું બોલી રહે એ પહેલાં એકાદ સમજુ ભાઈએ એને ધમકાવ્યો અને મહારાજ તરફ ફરીને કહ્યું બાપજી દુઃખ કેમ ન થાય ? એ તો મૂર્ખો છે. રાંધવા સીંધવાનું, ઢોર દોહવાનું કે એવાં જ ઘરનાં બીજાં કામો છોડીને અહીં સરકારી ચોરામાં બૈરાં માણસને હાજરી પુરાવવા આવવું પડે એ કોને સારું લાગે ? પણ થાય શું ?

આ જવાબથી મહારાજને જરા આશ્વાસન મળ્યું. એમણે ત્યાં કશો લાંબો જવાબ તો ન આપ્યો પણ પેલા સમજુ જણાતા ભાઈ તરફ ફરીને એમણે કહ્યું કે આજે રાત્રે હું તમારા જ વાસમાં સૂવા આવીશ. બધા ઊભા થઈ થઈ ને ચાલવા લાગ્યા પછી મુખીએ મહારાજને કહ્યું કે એ કોળીવાડામાં શું કામ સૂવા જાઓ છો ? ત્યાં કશું ઠેકાણું નહિ પડે. એમને કાંઈક શિખામણ આપવી હોય તો ત્યાં જાઓ પણ સૂવા માટે પાછા અહીં જ આવજો. મહારાજે મક્કમતાથી જણાવ્યું ના હું ત્યાં જ સૂઈશ, મને ફાવશે. મુખીને બહુ નવાઈ લાગી.

એ રાત મહારાજે પાટણવાડિયાઓના વાસમાં કાઢી. મહારાજ ત્યાં ગયા પછી ખાઈ પરવારીને બધા ટોળે વળ્યા. મહારાજે બહેનોને પણ બોલાવી હતી એમણે ઘણી વાતો કરી અને દિલનો ઊભરો ઠાલવ્યો મહારાજે કહ્યું કે "આવી હાજરી પુરાવતાં તમને શરમ નથી આવતી ! લઈ જાય તો બધા જેલમાં જાઓ પણ આમ ઘેટાં બકરાં માફક હાજરી

ન પુરાવાય." પછી તો હાજરી ન પુરાવવાના શા શા પરિણામ આવે છે તથા હાજરી કઈ રીતે દાખલ થાય છે, એ બધી ચર્ચાઓ ચાલી. પણ આ બધી વાતોને અંતે ત્યાં ભેગા થયેલાઓના મનમાં એટલુ તો ઠર્યું જ કે ગુનો કરીને હાજરીમાં નામ આવવા દેવું એ હલકું છે અને હાજરી તો કોઈ પણ ભોગે કઢાવવી જ જોઈએ.

હાજરી મહારાજના દિલમાં શૂળની માફક ખટકવા લાગી. એમણે વધારે તપાસ કરી તો જણાયું કે બાદરણ અને પેટલાદ તાલુકાના સાઠેક ગામના પાટણવાડિયા ભાઈઓ તેમ જ બહેનોને હાજરી પુરાવવી પડે છે. પાંચ છ હજાર ભાઈઓ ક્રિમિનલ ટ્રાઈબ્ઝ ઍક્ટના ભોગ બન્યા હતા. એક ગુનાથી એમની હાજરી શરૂ થતી. અને હાજરીમાં મીંડું પડયે એ ક્રમશઃ વધ્યા કરતી. ગામના મુખી, તલાટી કે બીજા એવા અમલદાર સાથે જરા અણબનાવ થયો એટલે હાજરી ચોંટી જ સમજો. બધા વેરાયા પછી પણ મહારાજ તો મોડી રાત સુધી એ જ વિચારતા રહ્યા કે આ હાજરી નીકળે શી રીતે?

બીજે દિવસે મહારાજે વટાદરા છોડ્યું પણ એ હાજરીના વિચારે એમને ન છોડયા. પણ બન્યું એવુ કે આ બનાવ પછી બે ત્રણ દિવસમાં જ ખેડા જિલ્લાના બુઝર્ગ આગેવાન શ્રી અબ્બાસ તૈયબજી તરફથી મહારાજને સંદેશો મળ્યો કે વડોદરાના પોલીસ કમિશનર સાહેબ એમને યાદ કરે છે. આ અગાઉ વડોદરા પોલીસ કમિશનર સાહેબને મહારાજ કદી મળ્યા ન હતા એથી એમને આશ્ચર્ય

થયુ, પણ પાછળથી એમને જાણવા મળ્યુ કે સિદ્ધપુર મુકામે અભ્યાસ સાહેબ અને મહારવિભાઈ એમને મળ્યા હતા ત્યારે મહારાજ અને એમના કામ વિશે કમિશનર સાહેબને કહ્યુ હતુ અને એથી એમણે એમને મળવાની ઇચ્છા પ્રગટ કરી હતી

પોલીસ કમિશનરે મહારાજને પાટણવાડિયા કોમ વિષે તથા એમના કામ વિષે અનેક પ્રશ્નો પૂછ્યા એ કોમની સુધારણા અગે શુ શુ થઈ શકે એની વાત ચાલતી હતી ત્યારે મહારાજે એમના મનમા ચાલી રહ્યો હતો એ હાજરીનો પ્રશ્ન પણ રજૂ કર્યો

સાહેબે કહ્યુ કે તમે કહો છો એ વાત સાચી છે, હાજરી સાથે અનેક અનિષ્ટો આવે છે પણ એને એકાએક કાઢી નાખવાથી પણ ફાયદો ન થાય. પણ હુ તમને એમની કોમના કેટલાક આગેવાનોના નામ આપુ તમે એમની સાથે ઓળખાણ કરો અને એમના તરફથી જ હાજરી કઢાવવાની માગણી આવવા દો તમે વચ્ચે રહીને જે કાઈ શરતો મૂકવી ઘટે તે શરતો મૂકો અને પછી નામો કઢાવો, તો એ હાજરી કઢાવવાનો પણ કાઈક અર્થ સરશે અને એ લોકોમા તમારી પ્રતિષ્ઠા પણ વધશે, આથી ભવિષ્યનું કામ સહેલુ બનશે આ જણાવી એ રીતે કામ કરવા તૈયાર હો તો હુ પાચેક ગામની હાજરી કાઢવાનો પ્રયોગ કરવા તૈયાર છુ

મહારાજને કમિશનર સાહેબની વાત સાચી લાગી પાટણવાડિયા કોમ માટેની એમના દિલની લાગણી પણ રે

જોઈ શક્યા અને એમણે જણાવેલ લિસ્ટ પ્રમાણેના આગેવાનોને મળ્યા પછી પોતે ફરી મળવા આવશે એવું કહીને મહારાજ છૂટા પડ્યા. કમિશનર સાહેબ સાથેની પહેલી મુલાકાતથી જ મહારાજમાં નવો ઉત્સાહ આવ્યો અને પાટણવાડિયા કોમમાંથી હાજરીનું કલંક કાઢી નખાવવાની આશા એમને બંધાઈ.

કમિશનર સાહેબના કહેવા પ્રમાણે મહારાજ તો આણંદ અને પેટલાદ તાલુકાના ગામે ગામ ફરવા લાગ્યા એ પાટણવાડિયાઓના વાસમાં જ ઊતરે, કોઈ જગ્યાએ રાત ગાળે, કોઈ જગ્યાએ દિવસ ગાળે, તો કોઈ કોઈ વાર દિવસમાં બે ત્રણ ગામ ફરે અને ઠેર ઠેર સમજાવે કે હાજરી બહુ બૂરી ચીજ છે, એથી માણસ ગુલામ બની જાય છે, પાંચ જણને પહોંચે એવો માણસ હાજરીથી રાંક જેવો બની જાય છે. અને બહેનોને હાજરી પુરાવવી પડે એના જેવું બીજું કલંક કયું? આમ એ હાજરી માટે અણગમો પેદા કરે અને સાથે સાથે હાજરી આપણાં કરતૂકથી જ આવે છે માટે આપણાં કરતૂક પણ સુધારવાં જોઈએ ચોરી, દારૂ, તોફાન જેવા ગુનાઓમાંથી બચવું જોઈએ અને આપણી સારી શાખ બેસાડવી જોઈએ આવી વાતો સાંભળવાનું ઘણાને ગમતું, ઘણાના દિલ ઉપર એની અસર પણ થતી. પણ એમને એમ થતું કે ચોટેલી હાજરી છૂટે જ શી રીતે? કોઈને હાજરી કઢાવવાનો ઉત્સાહ થઈ આવે પણ ચોરી નહિ કરવાનો કબજો શી રીતે રાખી શકાય, કે .વેચારે પાછા પાડે.

આ રીતે મહારાજે પાટણવાડિયા કોમમાં એક વાતાવરણ ઊભું કર્યું. કમિશનર સાહેબે જણાવ્યું હતું એ બધા આગેવાનોને એ મળી ચૂક્યા. એમાંના ઘણાખરાને તો એ પહેલેથી ઓળખતા પણ હતા. પણ આ વાતચીતો પછી એમને પણ ખાતરી થઈ કે પોલીસ કમિશનર સાહેબ કહેતા હતા એ વાત સાચી છે. હાજરી-કઢાવવી સહેલી નથી અને એક સપાટે બધી હાજરી નીકળી જાય તો એથી બહુ ફાયદો પણ ન થાય. પણ આવા અનુભવથી મહારાજ જરાય નિરાશ ન થયા. એમણે તો ગામડે ગામડે ફરીને એમના વિચારો ફેંકવા જ માંડ્યા.

## ૧૯. આખરે વટાદરાની હાજરી નીકળી ગઈ

શરૂઆતમાં મહારાજે ધર્મજ, વાસણા, વાલવોડ અને વટાદરાની હાજરી કઢાવવાનો વિચાર કર્યો. કેમકે જો એ ચાર ગામમાં શુભ શરૂઆત થાય તો એની અસર લાંબે સુધી પહોંચે એવું હતું. હાજરી કઢાવવાની ઉતાવળ મહારાજને હતી પણ લોકોને ક્યાં હતી? ગામના આગેવાનો કબૂલાત આપે કે અમે હવે ચોરી નહિ કરીએ તો જ મહારાજ હાજરી કઢાવવાની હિંમત કરી શકે. અંતે વટાદરા એકલુ ચોરી નહિ કરવા માટે કબૂલ થયુ અને વટાદરાનાં નામ હાજરીમાંથી નીકળી ગયાં. દોઢેક મહિનાની દોડાદોડી બાદ બધી જ બહેનોનાં નામ હાજરીમાંથી કમી થયાં. આ વખત દરમ્યાન મહારાજને અનેક વખત પોલીસ કમિશનરને મળવાનું થયુ એથી એમને એમનો પરિચય પણ વધતો ગયો. બહેનોની હાજરી નીકળી ગયા પછી મહારાજને માથા ઉપરનો બોજો ઊતરી ગયો હોય. એવું હલકું હલકું લાગવા માંડ્યુ અને એ વધારે ઉત્સાહથી ગામે ગામ ફરવા લાગ્યા.

એક દિવસ વટાદરાના એક ભાઈએ આવીને મહારાજને કહ્યું કે તમે હાજરી તો કઢાવી ગયા પણ પાછળથી મુખીએ

અમારી દરેકની પાસેથી એક એક રૂપિયો લેવા માંડ્યો છે અને એ રીતે રૂપિયા દોઢસો વસૂલ કર્યા છે અને હજુ બીજા ઉઘરાવે છે. મહારાજે પૂછ્યુ શા માટે? પેલાએ જવાબ આપ્યો હાજરી નીકળી ગઈ બદલસ્તો. એ સાંભળીને મહારાજને બહુ દુઃખ થયુ. તરત જ એ તો આવેલા ભાઈ સાથે પહોંચ્યા વટાદરા અને મુખીને સંભળાવ્યું કે આવી લાંચ ખાવાની હોય? ગરીબ લોકોના હરામના પૈસા તો ફૂટી નીકળશે. તમે બધાના રૂપિયા પાછા આપી દો. પણ મુખી તો દુનિયાના ખાધેલા હતા. એ કાંઈ એમ ગાંઠ્યા જાય એવા હતા? મહારાજે કહ્યું કે તમે આજ સુધી જે ખાધુ હશે એ તો પચ્યું પણ રૂપિયા તો આકરા પડી જશે માટે સમજી જાઓ. પણ પટેલાઈનુ અભિમાન કાંઈ એમ સહેલાઈથી ગળે એવું નથી હોતુ.

મહારાજ ખેડૂતોના રૂપિયા પાછા અપાવવા આવ્યા છે એ જાણીને મુખીનો એક સામાવળિયો મહારાજને મળ્યો અને કહ્યું મહારાજ, એને તો ઘેર જ બેસાડવા જેવો છે બહુ લાંચિયો છે, આજે એનો પાપનો ઘડો ફૂટવાનો થયો છે મહારાજ આ આવેલ ભાઈને પણ પૂરા ઓળખતા હતા એટલે એમણે એને કહ્યુ કે એ પાપી હશે તો એના પાપ એને ખાશે, પણ એના કરતાં બીજા કોણ કોણ સારા છે એ તો બતાવો! એમા તમારે વચ્ચે આવવાની કાંઈ જરૂર નથી.

બે ચાર કલાક પછી મુખી એમની મેળે ઢીલા પડ્યા. એમને થયુ કે આમ ખેંચી રાખવામાં બહુ સાર નહિ નીકળે. મહારાજ એમને ફરી મળ્યા અને સમજાવ્યું કે

ગામલોકો સાથે દુશ્મનાવટ બાંધવામાં લહાણુ નહિ કરો. આવા રૂપિયા લઈને તાજા નહિ થઈ જવાય. નકામાં નામ બદનામ થઈ જશે. મુખી એ રૂપિયા ધર્માદામાં નાખવા કબૂલ થયા પણ મહારાજે કહ્યું કે જેના રૂપિયા જાય એનો શો ગુનો? એમને તો એ પાછા મળવા જ જોઈએ. મહારાજે તો એમ પણ કહ્યું કે જેમ ચોરામાં બોલાવીને રૂપિયા લીધા હતા એમ એક એકને બોલાવીને બધા રૂપિયા પાછા સોંપી દો. મુખીએ કહ્યું કે નાક તો ગયું હવે હોઠ તો રહેવા દો. છેવટે રૂપિયા મહારાજે લઈ લીધા, મુખીને જવા દીધા અને જેમના જેમના રૂપિયા લીધા હતા એ બધાને મહારાજે બોલાવી બોલાવીને તે રૂપિયા પાછા આપ્યા.

આ બનાવની અસર આખા ગામ ઉપર પડી પણ મુખીનો કાંઈ હૃદયપલટો નહોતો થયો. એણે તો સકંજામાં સપડાવાથી આ પગલું ભર્યું હતું. પણ એમનો દ્વેષ તો વધ્યો હતો. મહારાજનું તો એનાથી નામ લઈ શકાય એમ નહોતું પણ ગામની પંચાયત પાસે એણે એવો ઠરાવ કરાવ્યો કે આ ગામમાંથી હાજરી નીકળી ગઈ છે એથી હવે ગામ સહીસલામત નથી. દારૂની લતે ચડેલા લોકો અંકુશ જવાથી બેફામ બન્યા છે અને કંઈનું કંઈ ઊંધું મારશે એવો અમને ભય છે. તો અમારી માગણી એવી છે કે પાટણવાડિયાઓની કાઢી નાખવામાં આવેલી હાજરી ફરી ચાલુ કરવી જોઈએ. પંચાયતની ઉપરની મતલબની અરજી જતાંની સાથે પાટણવાડિયાઓની હાજરી ફરી ચાલુ થઈ ગઈ.

હાજરી ફરી શરૂ થઈ છે એ જાણ્યું કે તરત મહારાજ પાછા વટાદરા ગયા અને ગામના લોકોને મળીને એ વિષે

ખાતરી કરી લીધી. એમને આવેલા જોઈને મુખીએ લોકોને ઉદ્દેશીને કટાક્ષ કર્યો કે જુઓ, આ તમારા મહારાજ, એમણે તમારી હાજરી કેવી કઢાવી કે, એ પાછી આવીને ચોટી! મહારાજે એના જવાબમાં એક હરફ પણ ઉચ્ચાર્યો નહિ. એ તો સીધા ત્યાંથી વડોદરા ચાલી નીકળ્યા. અને પોલીસ કમિશનરને મળ્યા. પોલીસ કમિશનરે એમને સૂબા સાહેબને મળી લેવાનું કહ્યું. મહારાજ એમને મળવા ગયા. મહારાજની વાત સાંભળીને સૂબાએ એમને અનેક પ્રશ્નો પૂછ્યા કે તમે કેટલુ ભણેલા છો? શું કામ કરો છો? આવા કામમાં તમારે શું કામ માથું મારવું જોઈએ? જાઓ બધુ કાયદેસર થશે. દારૂડિયા લોકોને હાજરી તો પુરાવવી જ પડે તો. આમ મહારાજ પાછા પડયા પણ એ ફરી પોલીસ કમિશનરને મળ્યા અને એમનો અનુભવ કહી સંભળાવ્યો. એમણે પોલીસ નાયબ સૂબાને બોલાવીને મહારાજની ઓળખાણ આપી અને બધી હકીકત સૂબાસાહેબ પાસે રજૂ કરવાની સૂચના આપી. નાયબ સૂબાએ મહારાજને સાથે લીધા. પણ મહારાજ ઘોડાગાડીમાં બેસતા નહિ એટલે એમણે કહ્યુ કે આપ ગાડીમાં આવો અને હુ ચાલીને સૂબાસાહેબની ઑફિસે આવી પહોંચુ છુ.

રસ્તે રસ્તે થઈને દોટ કાઢતા મહારાજ સૂબાસાહેબની ઑફિસે પહોચ્યા. પણ એ બે ચાર મિનિટ મોડા પડયા એમનો વેશ જોઈને પટાવાળો તો એમને ઑફિસમાં શાનો દાખલ જ થવા દે! પાએક કલાક પછી નાયબસૂબા ઑફિસમાંથી બહાર આવ્યા. એમણે મહારાજને જોયા એટલે એ એમને સૂબાસાહેબ પાસે લઈ ગયા નાયબસૂબાએ એમને

સાહેબના કારકુનને મળ્યા અને એમની પાસેથી લેખિત હુકમ માગ્યો કારકુને કહ્યુ કે તમે જાઓ એ હુકમ તો નાયબ સૂબાસાહેબ પાસે જશે અને એમની સહી થયા પછી એ ત્યા આવશે. પણ મહારાજને હાજરી કાઢવાની એવી ઉતાવળ હતી કે એમણે કહ્યુ કે તમે એ હુકમ મને જ લખી આપોને હુ નાયબ સૂબાસાહેબની સહી લઈ આવીશ. મહારાજનો અતિ આગ્રહ અને મોટા અધિકારીઓ સાથેની ઓળખાણ જોઈને એણે ચાલતી આવેલી પદ્ધતિ છોડીને હુકમ મહારાજને લખી આપ્યો અને સહી લેવાનુ તથા ઑફિસમા નોંધાવવાનુ ભૂલે નહિ એ માટે ભારપૂર્વક સમજણ પાડી મહારાજ એ હુકમ લઈને સીધા પોલીસ નાયબ સૂબાની ઑફિસે ગયા ઑફિસમા એ હુકમ નોંધાવીને એમણે પો ના સૂબાની સહી કરાવી ત્યાથી એ હુકમ ભાદરણના ફોજદારની સહી માટે જવો જોઈએ પણ મહારાજને થોડુ પણ મોડુ થાય એ પોસાય એમ ન હતુ એટલે ગતોગત એ હુકમ લઈને ચાલતા ભાદરણ પહોચ્યા અને ત્યાના ફોજદારને મળ્યા. ફોજદાર એ હુકમ જોઈને આશ્ચર્ય તો પામ્યા પણ હુકમ આવ્યા પછી બીજુ શુ થાય? એમણે નોધ કરી લીધી અને પીપળાઈના નાયબ ફોજદાર ઉપર હાજરી કાઢી નાખવાનો હુકમ લખી આપ્યો મહારાજ ત્યાથી સીધા વટાદરા પહોચ્યા અને નાયબ ફોજદાર ઉપરનો હુકમ લઈને ગવણિયો એમને પીપળોઈથી વટાદરા બોલાવી લાવ્યો સાજે પાચ વાગે એમણે વટાદરાનુ એકે એક નામ હાજરીમાથી કાઢી નાખ્યુ ગામના મુખી તથા પચાયતના સભ્યો આ જોઈને આભા જ બની ગયા

## ૨૦. અમલદારી શંકા અને એનો ઉકેલ

વડોદરા રાજ્યના પોલીસ કમિશનર સાથેના સંબંધ પછી મહારાજ માટે હાજરી કઢાવવાનું તથા લાંચ રુશવત દૂર કરાવવાનું કામ સહેલું બન્યું હતું. પણ એ સબંધ બંધાતા પહેલાં એમણે મહારાજ ઉપર પાકો પહેરો ગોઠવ્યો હતો. મહારાજ ગામડાંઓમાં શું કરે છે, લોકો સાથે કઈ વાતો કરે છે અને લોકો ઉપર એમની કઈ જાતની અસર પડે છે એ બધાની એમણે ચાંપતી તપાસ કરાવી હતી. પણ એ બધાને અંતે એમના મનમાં ખાતરી થઈ હશે કે આ માણસ વાંધા ભરેલો નથી એથી જ એમણે મહારાજને પ્રથમ મુલાકાતે બોલાવ્યા હશે. ઈ. સ. ૧૯૨૫ માં ગાંધીજીએ સોજીત્રા મુકામે ભાષણ કર્યું હતું એમાં એમણે મહારાજના ખૂબ વખાણ કર્યાં હતાં. એ ભાષણની અસર પણ અમલદારો ઉપર હતી જ.

પરંતુ એ વખતના વડોદરાના દીવાન સાહેબ શ્રી મનુભાઈએ એક વખત પોલીસ કમિશનરને કહ્યું કે તમે રવિશંકર મહારાજને બહુ આગળ આવવા ન દેશો કેમ કે

એ કોંગ્રેસનો માણસ છે, એની લાગવગ વધવી ન જોઈએ. આ બનાવ પછી પોલીસ કમિશનરે મહારાજને ખાનગીમાં બોલાવ્યા અને જણાવ્યું કે તમારી સાથે મારે અંગત સંબંધ બહુ છે પણ આવું બન્યું છે એટલે હવે તમે મારે ત્યાં બહુ આવતા નહિ.

આ વાત ગાંધીજીના જાણવામાં પણ આવી. વડોદરા રાજ્ય પ્રજાપરિષદ વખતે શ્રી મનુભાઈ દીવાનનો અભિનંદન પત્ર આપ્યો હતો એ તકનો લાભ લઈને ગાંધીજીએ શ્રી અબ્બાસ સાહેબને દીવાન સાહેબને મળવા મોકલ્યા અને એમની સાથે મહારાજને પણ જવાનું કહ્યું. એ રીતે મહારાજની દીવાન સાહેબ સાથેની મુલાકાત યોજાઈ.

અબ્બાસ સાહેબ સાથેની વાતચીત પત્યા પછી દીવાન સાહેબે મહારાજ સાથે વાતો કરી. એમણે પહેલો પ્રશ્ન કર્યો કે તમે કેટલું ભણ્યા છો? મહારાજે કહ્યું કે બહુ થોડું—ગુજરાતી સાત ચોપડી જેટલું. એમણે બીજો પ્રશ્ન પૂછ્યો કે તમે કઈ જાતનું કામ કરવા માગો છો? મહારાજે જવાબ આપ્યો કે હું તો પાટણવાડિયાઓમાં ફરીશ અને મારી શક્તિ પ્રમાણે ધાર્મિક ઉપદેશ આપવાનું કામ કરીશ. ત્રીજો સવાલ આવ્યો, તમને લાગે છે કે એ લોકો સુધરી જશે? મહારાજે જવાબ આપ્યો શી ખબર? અમારો બ્રાહ્મણનો ધંધો એટલે સુધરે કે ન સુધરે પણ પ્રયત્ન તો એ જ કરીએ. એમાં રાજ્યની મદદ હોય તો વળી વધારે કામ થાય. બહારની બીજી કોઈ મદદ નહિ હોય તોય હું તો એકલો એકલો મથ્યા કરીશ વડોદરા રાજ્યનું ગામડું કે

## ૨૦. અમલદારી શંકા અને એનો ઉકેલ

વડોદરા રાજ્યના પોલીસ કમિશનર સાથેનો સંબંધ પછી મહારાજ માટે હાજરી કરાવવાનું તથા લાંચ રુશવત દૂર કરાવવાનું કામ સહેલું બન્યું હતું. પણ એ સંબંધ બંધાના પહેલાં એમણે મહારાજ ઉપર પાકો પહેરો ગોઠવ્યો હતો. મહારાજ ગામડાંઓમાં શું કરે છે, લોકો સાથે કઈ વાતો કરે છે અને લોકો ઉપર એમની કઈ જાતની અસર પડે છે એ બધાની એમણે ચાંપતી તપાસ કરાવી હતી. પણ એ બધાને અંતે એમના મનમાં ખાતરી થઈ હશે કે આ માણસ વાંધા ભરેલો નથી એથી જ એમણે મહારાજને પ્રથમ મુલાકાતે બોલાવ્યા હશે. ઈ. સ. ૧૯૨૫ માં ગાંધીજીએ સોજીત્રા મુકામે ભાષણ કર્યું હતું એમાં એમણે મહારાજના ખૂબ વખાણ કર્યાં હતાં. એ ભાષણની અસર પણ અમલદારો ઉપર હતી જ.

પરંતુ એ વખતના વડોદરાના દીવાન સાહેબ શ્રી મનુભાઈએ એક વખત પોલીસ કમિશનરને કહ્યું કે તમે રવિશંકર મહારાજને બહુ આગળ આવવા ન દેશો કેમ કે

એ કોંગ્રેસનો માણસ છે, એની લાગવગ વધવી ન જોઈએ. આ બનાવ પછી પોલીસ કમિશનરે મહારાજને ખાનગીમાં બોલાવ્યા અને જણાવ્યુ કે તમારી સાથે મારે અંગત સંબંધ બહુ છે પણ આવુ બન્યું છે એટલે હવે તમે મારે ત્યાં બહુ આવતા નહિ.

આ વાત ગાંધીજીના જાણવામાં પણ આવી. વડોદરા રાજ્ય પ્રજાપરિષદ વખતે શ્રી મનુભાઈ દીવાનનો અભિનંદન પત્ર આપ્યો હતો એ તકનો લાભ લઈને ગાંધીજીએ શ્રી અબ્બાસ સાહેબને દીવાન સાહેબને મળવા મોકલ્યા અને એમની સાથે મહારાજને પણ જવાનું કહ્યુ. એ રીતે મહારાજની દીવાન સાહેબ સાથેની મુલાકાત યોજાઈ.

અબ્બાસ સાહેબ સાથેની વાતચીત પત્યા પછી દીવાન સાહેબે મહારાજ સાથે વાતો કરી. એમણે પહેલો પ્રશ્ન કર્યો કે તમે કેટલું ભણ્યા છો? મહારાજે કહ્યુ કે બહુ થોડું—ગુજરાતી સાત ચોપડી જેટલુ. એમણે બીજો પ્રશ્ન પૂછ્યો કે તમે કઈ જાતનુ કામ કરવા માગો છો? મહારાજે જવાબ આપ્યો કે હુ તો પાટણવાડિયાઓમાં ફરીશ અને મારી શક્તિ પ્રમાણે ધાર્મિક ઉપદેશ આપવાનુ કામ કરીશ. ત્રીજો સવાલ આવ્યો, તમને લાગે છે કે એ લોકો સુધરી જશે? મહારાજે જવાબ આપ્યો શી ખબર? અમારો બ્રાહ્મણનો ધધો એટલે સુધરે કે ન સુધરે પણ પ્રયત્ન તો એ જ કરીએ. એમાં રાજ્યની મદદ હોય તો વળી વધારે કામ થાય. બહારની બીજી કોઈ મદદ નહિ હોય તોય હું તો એકલો એકલો મથ્યા કરીશ. વડોદરા રાજ્યનું ગામડું કે

## ૨૦. અમલદારી શંકા અને એનો ઉકેલ

વડોદરા રાજ્યના પોલીસ કમિશનર સાથેના સંબંધ પછી મહારાજ માટે હાજરી ભરાવવાનું તથા લાંચ રુશવત દૂર કરાવવાનું કામ સહેલું બન્યું હતું. પણ એ સબંધ બંધાતા પહેલાં એમણે મહારાજ ઉપર પાકો પહેરો ગોઠવ્યો હતો. મહારાજ ગામડાંઓમાં શું કરે છે, લોકો સાથે કઈ વાતો કરે છે અને લોકો ઉપર એમની કઈ જાતની અસર પડે છે એ બધાની એમણે ચાંપતી તપાસ કરાવી હતી. પણ એ બધાને અંતે એમના મનમાં ખાતરી થઈ હશે કે આ માણસ વાંધા ભરેલો નથી એથી જ એમણે મહારાજને પ્રથમ મુલાકાતે બોલાવ્યા હશે. ઈ. સ. ૧૯૨૫ માં ગાંધીજીએ સોજીત્રા મુકામે ભાષણ કર્યું હતું એમાં એમણે મહારાજના ખૂબ વખાણ કર્યાં હતાં. એ ભાષણની અસર પણ અમલદારો ઉપર હતી જ.

પરંતુ એ વખતના વડોદરાના દીવાન સાહેબ શ્રી મનુભાઈએ એક વખત પોલીસ કમિશનરને કહ્યું કે તમે રવિશંકર મહારાજને બહુ આગળ આવવા ન દેશો કેમ કે

પાટણવાડિયા કોમ માટે એક કૂંફાળો ખૂણો હતો. એ વ્યસનો અને બદીઓમાં ફસાયેલી એક બહાદુર કોમને ઊંચે લેવા માગતા હતા. પોલીસખાતાના એ વડા અધિકારી હોવા છતાં એ એવું માનતા હતા કે હાજરી દાખલ કરવાથી ગુનેગાર કાયમનો સુધરતો નથી પણ એ વધારે અન્યાયોનો ભોગ બને છે; અને વધારે વીફરે છે. એ માનતા હતા કે માણસ ચોરી કે એવા ગુના કરે છે એમા એનો એકલાનો દોષ નથી હોતો, પણ એના સંજોગો તેમજ બીજાં ઘણા તત્ત્વો એને એ દોષ તરફ ધકેલે છે. એ સંજોગો બદલાય નહિ કે એને ગુનો કરવા ધકેલનાર તત્ત્વો દૂર થાય નહિ ત્યાં સુધી, બહારની સજાઓ કે શિક્ષાઓ માથાના દુખાવા ઉપર ઉત્તેજક મલમની ગરજ સારે છે. પણ એ એનો સાચો અને કાયમનો ઉકેલ નથી. પણ બીજા ઉપાયો થાય નહિ ત્યાંસુધી આ અધૂરા ઇલાજો પણ અજમાવવા રહ્યા એવું એમનું માનવું હતું.

આમ મહારાજની અને એમની વિચારસરણી લગભગ મળતી હતી તેથી જ એકબીજા સાથે મેળ ખાઈ ગયો હતો. મહારાજની કાર્યપદ્ધતિ પણ એમને ગમતી હતી. પણ એ વ્યાપક શી રીતે થાય? એવી એમની હમેશની શંકા હતી. આજે તેઓ નોકરીમાથી નિવૃત્ત થયા છે. પણ હજુ મહારાજનો અને એમનો સંબંધ એવો જ મીઠો છે.

બ્રિટિશ હદનું ગામડું બન્ને મારે મન તો સરખાં છે. જ્યાં જ્યાં પાટણવાડિયા કોમ રહેતી હશે ત્યાં ત્યાં હું કામ કરીશ. દીવાન સાહેબે હસતાં હસતાં પૂછી લીધું કે પણ ગામડાઓમાં ફરીને તમે બળવો તો નહિ જગાવોને? મહારાજે કહ્યું કે મારું કામ ઉપદેશ આપવાનું અને સેવા કરવાનું છે. લોકોમાં સાચી સમજણ ફેલાવવી એ હું મારો ધર્મ સમજું છું. અને હું બળવો ફેલાવું તો મને કબજે કરવાની તમારી પાસે ક્યાં ઓછી સત્તાઓ પડી છે?

ઠીક ઠીક જાઓ, કમિશનર સાહેબને હું કહી દઈશ. એ તમારા કામમાં મદદ કરશે. એમ કહીને એમણે હસતાં હસતાં જ મહારાજને વિદાય આપી. મહારાજ પણ એમનો આભાર માનીને છૂટા પડ્યા.

બીજે જ દિવસે મહારાજ કમિશનર સાહેબને મળ્યા. એમણે કહ્યું કે હા, દીવાન સાહેબ તરફથી મને સૂચના મળી ગઈ છે. તમે બેફિકર રહો અને જ્યારે તમને જરૂર પડે ત્યારે મને મળવું.

આટલી ઓળખાણ પછી મહારાજનું કેટલુંક કામ સહેલું બની ગયું. હાજરી કઢાવવાનું કામ આ પ્રસંગો પછી જ આગળ વધવા લાગ્યું. ધીરે ધીરે બીજા અમલદારો સાથે પણ હવે મહારાજનો સંબંધ જોડાતો ગયો. અને પ્રજાની નાની મોટી અડચણો દૂર કરવાનું સુગમ બનતું ગયું. પોલીસ કમિશનરને મહારાજમાં એટલો બધો વિશ્વાસ બેસી ગયો હતો કે બીજા અમલદારો પાસે પણ એ મહારાજના કામનો ઉલ્લેખ કરતા. બીજું એમના દિલમાં

ચોરામાં રજૂ કરી. એ ચાર કલાક પછી ફોજદાર પણ આવી પહોંચ્યા. પણ મુદ્દામાલ મૂળ જગ્યાએથી ઉઠાવ્યો હતો એટલે એમણે એ હાથ ન ધર્યો અને એ વંકાયા.

એ અરસામાં રાસના એક પાટીદારનું રણોલીની સીમમાં ખૂન થયું હતું એની તપાસ અંગે સર ફોજદાર વગેરે રણોલી એકઠા થયા હતા. મહારાજ ફોજદાર સાહેબને વંકાયેલા જોઈને ગામના પાંચ આગેવાનો તથા મુદ્દામાલ લઈને પહોંચ્યા રણોલી. મુદ્દામાલ સર ફોજદાર સમક્ષ રજૂ કરીને મહારાજે શરૂ કર્યું કે વટાદરામાં ખાતર પડ્યું છે. ગામના આ પાંચ આગેવાનો હવે પછી ચોરી નહિ થાય એની કબૂલાત આપે છે. અને આ ચોરી થઈ છે એ મુદ્દામાલ છે. ફોજદાર સાહેબે એનો કબજો ન લીધો એથી આપની સમક્ષ રજૂ કર્યો છે! સર ફોજદારે કહ્યું કે મુદ્દા-માલનો પંચક્યાસ કરવાનું બાકી હશે. મહારાજે કહ્યું કે એ દિવસ સુધી મુદ્દામાલનો પંચક્યાસ કરવા ન આવે તો શું એ સાચવનારો માણસ ત્યાં બેસી જ રહે? આ તે કેવો ન્યાય? સર ફોજદારે મુદ્દામાલનો કબજો લીધો. એમાં કાંઈક ખૂટતું હતું એની તપાસ ચાલી. મહારાજે પણ સાચી હકીકત મેળવવા પ્રયત્ન કર્યો. એ ચાર વખત વટાદરા આવી ગયા. એક મહિના પછી એમને ખબર પડી કે ચોરીમાં ગામનો રાવણિયો જ સંડોવાયેલો છે. બૈરાંની તકરારમાંથી વાત ચોરી સુધી પહોંચી હતી પણ રાવણિયો એ ગુનો કબૂલ કરે એમ ન હતું; કેમકે જો એ ગુનો કબૂલ કરે તો એની આઠ વીઘાં ભોંય, કૂવો અને રાવણું બધું જાય એવો એને ભય હતો.

## ૨૧. રાવણિયો પણ પલળ્યો

એક વખત મહારાજ કઠાણામાં હતા ત્યાં આવીને એક જણે રાવ ખાધી, “બાપજી વટાદરામાં ખાતર પડ્યું છે અને ફોજદારનો ડોળો અમારા ઉપર છે. હવે તમે બચાવો તો બચાય. મહારાજે પૂછ્યું પણ તમારા ઉપર ફોજદારનો ડોળો રહેવાનું કાંઈક કારણ હશેને? જવાબ મળ્યો. કારણ તો બીજું કાંઈ નથી પણ મુદ્દામાલ જે ખેતરમાં પડ્યો છે એ ખેતરનો માલિક કહે છે કે ઓ એને વિષે કશું જાણતો નથી અને શંકા મારા ઉપર લાવે છે. મહારાજે પૂછ્યું મુદ્દામાલ હજુ ખેતરમાં જ પડ્યો છે? ચેલાએ કહ્યું હા, મુખીએ ત્યાં એક માણસ બેસાડ્યો છે.

તરત જ મહારાજ તૈયાર થઈ ગયા અને આવેલા ભાઈ સાથે વટાદરા જવા ઉપડ્યા. મુદ્દામાલ પડ્યો હતો એ ખેતરમાં જ જઈને ઊભા રહ્યા. મુદ્દામાલ સાચવવા બેસાડ્યો હતો એ માણસ પણ કંટાળી ગયો હતો. મહારાજે એને કહ્યું કે મુદ્દામાલની પોટલી લાવ. આપણે એ ચોરામાં આપી દઈએ. એમ કહીને એમણે પોટલી ઉપાડી અને જઈને

આનંદ થયો અને એમના ઉપવાસ છૂટયા. આ રીતે ગુનેગાર કબૂલ થયો પણ મહારાજે એને કહ્યું હતું કે તારા રાવણા કે જમીનને અડચણ ન આવે એ માટે હું બનતું કરીશ. આટલું નક્કી થયા પછી મહારાજે બધી વાત ફોજદાર પાસે રજૂ કરી.

ફોજદારે રાવણિયાને બોલાવીને ખૂબ ધમકાવ્યો, ગાળો પણ ભાંડી, પણ મહારાજ વચ્ચે હતા એટલે એ વાત ત્યાંથી જ અટકી, કેસ માંડી વળાયો અને પેલા ગરાસિયાએ લીધેલા ચાલીસ રૂપિયા રાવણિયાને પાછા આપવા એવું નક્કી થયું. ગરાસિયો તો એની વાત બહાર આવી ગઈ એથી હબકી જ ગયો હતો. એણે રૂપિયા મહારાજના ઓળખીતા એક વેપારી મારફત મહારાજને પહોંચતા કર્યા. એને પણ કશું કરવાનું તો હતું જ નહિ. મહારાજને મળેલા રૂપિયા ખરું જોતાં રાવણિયાને પાછા મળવા જોઈએ, પણ ગામપંચના આગ્રહને લીધે એ રૂપિયા નાતના કામમાં જ વપરાયા. રાવણિયો એવી મોટી આફતમાંથી ઊગરી ગયો હતો કે એને આ ચાલીસ રૂપિયાની બહુ પડી જ ન હતી.

સાચી હકીકત મેળવીને મહારાજ સીધા વડોદરા ચાલી નીકળ્યા. એ પોલીસ કમિશનરને મળ્યા અને જણાવ્યું કે જો આ કેસ કાયદેસર કચેરીમાં ચાલશે તો એનુ પરિણામ સારું નહિ આવે ગવળિયો એને સજા થશે તો સુધરશે નહિ પણ આડા રસ્તે ચડી જશે. વળી આ ગુનામાં એ સીધો દોષપાત્ર પણ નથી. એટલે જો આ કેસનો નિકાલ આપ મને મારી રીતે લાવવા દો તો આપણે હાજરી કાઢીને આ કામમાં જે સુધારા કરવા માગીએ છીએ એમાં એક ડગલુ આગળ વધાશે. સાહેબ કબૂલ થયા. એમણે ફોજદારને મળવા બોલાવ્યા અને તાર કરીને કેસ કાઢી નાખવાનો હુકમ કર્યો.

બીજી બાજૂ મુખીનો નજીકનો સગો એક ગરાસિયો હતો એણે પેલા ગવળિયાને ગભરાવ્યો અને એની પાસેથી રૂપિયા ચાલીસની લાંચ લઈને કેસ રોળી નંખાવવાનું વચન આપ્યુ. સાથે સાથે એણે એને સૂચના આપી કે કોઈ પણ હિસાબે તારે ગુનાની કબૂલાત કરવી નહિ.

મહારાજ વડોદરાથી પાછા આવ્યા ત્યારે એમણે જાણ્યુ કે આ પ્રકરણને તો આવો નવો ફણગો ફૂટ્યો છે. મહારાજે જાહેરમા કે ખાનગીમાં ગવળિયો ગુનો કબૂલ કરી જાય એ માટે ઘણી કોશિશો કરી પણ નિષ્ફળ. અંતે મહારાજને ઉપવાસ પર જવું પડ્યું. આઠ ઉપવાસ પછી પ્રઆજી ત્યાં આવ્યા એમણે ગામ એકઠું કરીને ભાષણ કર્યું અને બીજે દિવસે રાત્રે પેલા ગવળિયાએ મહારાજ પાસે જઈને ગુનો કબૂલ કર્યો અને મુદ્દામાલમાં ખૂટતો હતો એ માલ પણ એ સોંપી ગયો. મહારાજને

આનંદ થયો અને એમના ઉપવાસ છૂટયા. આ રીતે ગુનેગાર કબૂલ થયો પણ મહારાજે એને કહ્યું હતું કે તારા રાવણા કે જમીનને અડચણ ન આવે એ માટે હું બનતું કરીશ. આટલું નક્કી થયા પછી મહારાજે બધી વાત ફોજદાર પાસે રજૂ કરી.

ફોજદારે રાવણિયાને બોલાવીને ખૂબ ધમકાવ્યો, ગાળો પણ ભાંડી, પણ, મહારાજ વચ્ચે હતા એટલે એ વાત ત્યાંથી જ અટકી, કેસ માંડી વળાયો અને પેલા ગરાસિયાએ લીધેલા ચાલીસ રૂપિયા રાવણિયાને પાછા આપવા એવું નક્કી થયું. ગરાસિયો તો એની વાત બહાર આવી ગઈ એથી હબકી જ ગયો હતો. એણે રૂપિયા મહારાજના ઓળખીતા એક વેપારી મારફત મહારાજને પહોંચતા કર્યા. એને પણ કશું કરવાનું તો હતું જ નહિ. મહારાજને મળેલા રૂપિયા ખરું જેતાં રાવણિયાને પાછા મળવા જોઈએ, પણ ગામપંચના આગ્રહને લીધે એ રૂપિયા નાતના કામમાં જ વપરાયા. રાવણિયો એવી મોટી આફત-માંથી ઊગરી ગયો હતો કે એને આ ચાલીસ રૂપિયાની બહુ પડી જ ન હતી.

## ૨૨. ગાડીમાં બેસવાનું છોડયું !

મહારાજનો ઉછેર જ એવો હતો કે વિના કારણ થતો કોઈ પણ બગાડ એમનાથી સહન જ ન થાય. એમના જીવનની રહેણીકરણી ઉપર પણ આ ઉછેરની બહુ જબરી અસર છે.

એ કહેતા કે "એક વખત ઈ. સ. ૧૯૨૫માં સ્વ૦ પંડ્યાજી મને વડોદરા લઈ ગયા હતા. એ મારા ઉપર મોટાભાઈ જેવું વહાલ રાખતા. વડોદરામાં ચાર પાંચ દિવસ સુધી એમણે મને ઠેકઠેકાણે ફેરવ્યો. નવી નવી જગ્યાઓ બતાવી, નવી નવી ઓળખાણો કરાવી પણ મારા મનમાં એમ જ થયા કરે કે મારે કામ શું છે તે હું અહીં બધે ફર્યા કરું છું! બધું જોતો હતો, બધે ફરતો હતો પણ મનમાં ચણચણાટ રહ્યા કરતો હતો. મારા મનમાં વારંવાર એવો વિચાર આવ્યા કરતો હતો કે આ રેલગાડી છે એટલે જ લોકો આટલી દોડાદોડી કર્યા કરે છે, અને વગર ફોગટના ફેરાફાંટા કર્યા કરે છે. જો ચાલીને જ જવાનું હોય તો લોકો આટલું ફરે પણ નહિ અને કોઈને

ફેરવે પણ નહિ. મને ઘણાં પાપોનું મૂળ રેલગાડી દેખાઈ, એના ઉપર ચીડ ચડી અને ગાડીમાં બેસવાનું છોડી દઉં એવો જોરદાર વિચાર મનમાં આવી ગયો."

આ જ અરસામાં મહારાજને એક ગામની હાજરી કઢાવવા માટે વડોદરા જવાનું થયું. તાપ સખત હતો. ગાડીમાં બેસવાનું મન થાય એવું હતું. વટાદરાના એક ભાઈએ સૂચવ્યું પણ ખરું કે મહારાજ ગાડીમાં જ જાઓને. મહારાજે કશો જવાબ આપ્યો નહિ. મહારાજ પાસે ગાડીમાં બેસવાના પૈસા પણ નહોતા. પીંપળોઈ ગામની હાજરી કઢાવવાની હતી એટલે વટાદરાનો એક ભાઈ પીંપળોઈ સુધી મહારાજની સાથે આવ્યો અને એણે પીંપળોઈના એક ભાઈને બોલાવીને કહ્યું કે મહારાજ હાજરી કઢાવવા માટે વડોદરા જાય છે. ખાનગીમાં એવુ પણ કહ્યું હશે કે જા, પાંચ રૂપિયા લઈ આવ. એમને ભાડા માટે જોઈશેને? પેલો ભાઈ પાંચ રૂપિયા લઈ આવ્યો અને પેલા મંગાવનારના હાથમાં મૂક્યા. મહારાજે જોયું કે એમાંના બે એણે મહારાજ સામે ધર્યા. મહારાજને કલ્પના આવી ગઈ કે આ પણ ગરજવાનને લૂંટવાનો એક પ્રકાર છે. એ જોઈને મહારાજના મનમાં બહુ દુઃખ થયું. એમણે રૂપિયા લેવાની ચોખ્ખી ના પાડી અને એક પાઈ પણ હાથમાં ધરી નહિ. મૂળ માલિકને એના પાચેય રૂપિયા પાછા મળ્યા એ પણ એમણે જોઈ લીધુ.

તાપ સખત હતો પણ એના સામે જોયા વિના મહારાજ તો ત્યાંથી પેદલ ચાલી નીકળ્યા. ગરીબની ચૂસમાં

## ૨૩. ફોજદારનાં છોકરાં યાદ આવ્યાં

વટાદરના રાવણિયાનુ સમાધાન થયા પછી ત્રીજે જ દિવસે મહારાજ બેલગામ કોંગ્રેસમાં જવા ઊપડયા આઠ ઉપવાસથી એમના શરીરમા અશક્તિ દાખલ હતી પણ કામ આવે ત્યારે અગત અગવડો ભૂલી જવી એ મહારાજનો સ્વભાવ થઈ પડયો હતો પડયાજી સાથે બોરસદથી એ બેલગામ જવા નીકળ્યા આ પ્રવાસમા એમને મકાસાહેબ મલેલકરનો સઘાત થઈ ગયો મહારાજ એમના વિષેની વાત કરતા જણાવતા હતા કે "એમનુ બહોળુ જ્ઞાન તથા એક મહારાષ્ટ્રીય હોવા છતા ગુજરાતીમા વાત કરવાની એમની છટા જોઈને હુ એમના ઉપર મુગ્ધ થઈ ગયો પડયાજી પાસેથી એમના વિશે આ અગાઉ મે ઘણુ સાભળ્યુ હતુ અને એમના વિશે દિલમા ખૂબ આદર સેવતો હતો પણ આ પ્રવાસ દરમ્યાન થયેલા એમના પરિચયથી મને એમના માટે પૂજ્યભાવ પેદા થયો મનમા એક જાતનો પ્રેમ જાગ્યો અને મનમા એવી લાગણી જાગી કે આવા માણસ સાથે રહેવાનુ મળે એ વિદ્યાર્થીઓના કેવા અહોભાગ્ય !"

બેલગામ મહાસભામાં સૂતરના મતાધિકારનો ઠરાવ પસાર થયો હતો.

•

બેલગામ કૉંગ્રેસમાંથી આવ્યા પછી ફરી પાછું મહારાજે હાજરી કઢાવવાનું કામ હાથ ધરી લીધું. પણ એ કામ ઝટ સરાડે ચડે એમ ન હતું.

વાસણા ગામમાં મહારાજે ત્રણ ફેરા ખાધા પણ લોકો હાજરી કઢાવવા તૈયાર ન થયા. એમાં એક વખત તો ગામલોકો વાલવોડ જાન લઈને ગયા હતા એટલે મહારાજ પણ ત્યાં ગયા. એમને એમ કે એક સાથે બન્ને ગામનું પતે. પણ એ વખતે ગામલોકોને એમનો પૂરો પરિચય ન હતો એથી બ્રાહ્મણ ધારીને દીકરી પરણી રહી ત્યારે મહારાજ સામે ચાર આનાની દક્ષિણા ધરી અને હાજરી કઢાવવાની ના પાડી. મહારાજે દક્ષિણા લેવાની ના પાડી એટલે એમાં બે આનાનો ઊમેરો કરી દક્ષિણા આપવા માંડી. પણ મહારાજે કહ્યું કે ભાઈ મારે દક્ષિણાને શું કરવી છે. એ વખતે વાલવોડવાળા ના ન પાડી શક્યા. મહારાજ એમને ભાદરણ આવવાનું કહીને ઉનાળાના ધખતા તાપમાં ભાદરણના ફોજદાર પાસે ગયા અને જણાવ્યું કે વાલવોડવાળા હાજરી કઢાવવા માટે આવે છે. પણ સાંજ પડી છતાં કોઈ આવ્યું નહિ એટલે મહારાજ પાછા વાલવોડ ગયા. ગામના આગેવાને કહ્યું, "બાપુ, લોકો માનતા નથી." એક જણ પ્રેમપૂર્વક મહારાજને પાંચ રૂપિયા આપવા લાગ્યો. મહારાજે એ લીધા નહિ. આ જ કામમાં અથાગ મહેનત કરવા છતાં નિષ્ફળતા મળતી હતી એમ છતાં

મહારાજ હિમ્મત હારતા ન હતા પણ જેમ સારો જવાબ મળશે એવી જગ્યાએથી નિષ્ફળતા મળતી હતી એમ કેટલીક અણધારી જગ્યાએથી સફળતા પણ મળતી હતી

ઝણુદ ગામના લોકો હાજરી કઢાવવા માટે ગાડું જોડીને મહારાજને તેડવા માટે આવ્યા હતા થોડા ગામોની હાજરી નીકળતી ગઈ એમ એની અસર બીજા ગામો ઉપર પણ થવા લાગી

એક દિવસ પીંપળોઈના પાટણવાડિયાઓને ત્યાંના નાયબ ફોજદારે ખૂબ માર માર્યો લોકો ફરિયાદ લઈને વટાદરા મહારાજ પાસે પહોંચ્યા મહારાજ એમની સાથે પીંપળોઈ ગયા અને જેમને જેમને માર પડયો હતો એમના નિવેદનો લેવા લાગ્યા નિવેદનો તૈયાર કરીને એ પોલીસ કમિશનરને મળ્યા અને બધી હકીકત રજૂ કરી એમણે તરત જ પોલીસ નાયબ સૂબાને બોલાવ્યા અને એ કેસમા તપાસ કરીને ઘટતુ કરવાની સૂચના કરી પણ નાયબ સૂબા અને પેલા ફોજદાર મળેલા હતા એમણે બન્નેએ મળીને લાચરૂશવત લેવામા મણ બાકી રાખી નહોતી ગેરડી ગાડિયાખાડની હાજરી ગઈ એ બદલ એમણે ગામલોકો પાસેથી રૂપિયા આઠસોની લાચ લીધી હતી એટલે મહારાજનો આ કેસ નાયબ સૂબાને શાનો ગમે ? પણ પોલીસ કમિશનરના હુકમને એ અવગણી પણ શી રીતે શકે ? પોલીસ કમિશનરે તાર કરીને ફોજદારને બોલાવ્યા મહારાજને પણ ત્યા રોકાઈ જવાનુ સૂચવ્યુ

બીજે દિવસે બધા એકઠા થયા એ વખતે ફોજદાર

તો ધ્રુજવા જ લાગ્યા. પોલીસ કમિશનરે એમને ખૂબ ધમકાવ્યા અને કહ્યું કે જાઓ, તમારું મોઢું મને બતાવશો નહિ. બીજે દિવસે એમને બરતરફ કરવાનો હુકમ બહાર પાડવાના હતા. પણ મહારાજને રાત્રે ઊંઘ ન આવી. એમની નજર સામે ફોજદારનાં બૈરાંછોકરાં તરવરવા લાગ્યાં. વહેલી સવારમાં નાહી પરવારીને 'મહારાજ નાયબ સુબાને મળવા ગયા. એમને મહારાજ પ્રત્યે બહુ ભાવ તો ન હતો પણ શિષ્ટાચાર ખાતર પૂછ્યું કે બોલો, કેમ આવવુ થયું? મહારાજે કહ્યું કે કાલે સાહેબે ફોજદાર સાહેબને ખૂબ ધમકાવ્યા. રાત્રે મને એમનાં બાળકો યાદ આવ્યાં. એમને આ વખતે માફી અપાવવી જોઈએ. મહારાજની આવી વાત સાંભળીને એમનું વલણ બદલાયું અને એ એમની સાથે વધારે રસપૂર્વક વાતો કરવા લાગ્યા. એમણે કહ્યું કે એવુ કરાવવુ એ તમારા હાથમાં છે. મહારાજે કહ્યું કે આપણે બન્ને જઈએ. બે તૈયાર થયા અને મહારાજે એમનો ભાવ પોલીસ કમિશનર પાસે રજૂ કર્યો. કમિશનર સાહેબે કહ્યું કે તમે આમાં વચ્ચે ન પડો. જે થાય છે એ સારુ જ થાય છે. એ કાયમ રહેશે તો તમને જ હેરાન કરશે. મહારાજે કહ્યું છે કશું નહિ કરે. આપે ધમકી આપી છે એ ઓછી છે? મહારાજનો આગ્રહ જોઈને એમણે ફોજદારને બોલાવ્યા અને એમની રૂબરૂમાં જ કહ્યું કે જુઓ, આ રવિશંકર મહારાજના આગ્રહથી જ હું આ વખતે જતા કરું છું હવે પછી ધડો લેજો.

ત્યારબાદ પીંપળોઈ ગામનાં નામ હાજરીમાંથી નીકળી ગયાં.

ચાર ચાર આંટા ખાવા છતાં જે વાસણા તૈયાર નહોતુ થતુ એ પણ હવે હાજરી કઢાવવા માટે બે વાર આવી ગયુ. એનાં નામો ગયાં. ધર્મજ પણ તૈયાર થયું. કણઝટના લોકો તૈયાર થયા ત્યારે એના મુખી એકાંતમાં લઈ જઈને મહારાજને કહે છે કે તમે હાજરીમાંથી નામ કઢાવવા તૈયાર થયા છો પણ તમે જાણો છો ને કે ફલાણા ફલાણા તો બાબર દેવાની ટુકડીમાં ભળેલા હતા.

મહારાજે એમને ટૂંકો જવાબ વાળ્યો કે એટલા માટે તો એમનાં નામો કઢાવી નાખવાની વધારે જરૂર છે!

## ૨૪. અગ્નિને ઉધેઈ ન લાગે

એપેન્ડિસાઇટિસના દર્દમાંથી સાજા થયા પછી ગાંધીજીને છોડવામાં આવ્યા. તેઓ ગુજરાતમાં આવ્યા એ વખતે મહારાજ વગેરેએ એમને મહી નદીના કાંઠા વિભાગમાં ફેરવવાનો કાર્યક્રમ ગોઠવ્યો હતો.

કડાણામાં ઇચ્છાબાના ઘરે જ એમનો ઉતારો રાખવામાં આવ્યો હતો. મકાન કાંઈ બહુ સગવડવાળું ન ગણાય પણ ઇચ્છાબાની શ્રદ્ધાભક્તિ બીજી બધી ખામીઓ પૂરી લે એવી હતી. એમણે પ્રેમપૂર્વક પંદર વીસ જણનું ભોજન બનાવ્યું હતું. લીંપીગૂંપીને ઘર સ્વચ્છ આરસી જેવું બનાવી રાખ્યું હતું અને હરિજનોની સૂગવાળાં ઇચ્છાબા, એમના ઘરના ઓટલા ઉપર જ બેસીને હરિજનો સાથે વાતો કરતા ગાંધીજીને જોયાં જ કરતાં હતાં. ગાંધીજીને નહાવાનું બાકી હતું પણ ઇચ્છાબાને ત્યાં નહાવાની ઓરડી કે ચોકડી ન હતી આથી એમણે પડોશણના ઘરમાં ગાંધીજી

માટે નહાવાની સગવડ કરી હતી. એ નીચા ઘરની એક અંધારી ઓરડીમાં બેસીને ગાંધીજીએ એક ટોલ પાણીમાં સ્નાન કરી લીધું. એ નાહી રહ્યા પછી મહારાજ એમનું ધોતિયું નીચોવવા ગયા પણ ગાંધીજી ધોતિયાને શાને અડવા દે ! ગાંધીજી સાથે એમનો નાનો દેવદાસ હતો તેણે ગાંધીજીનું ધોતિયું ધોઈ નાખ્યું. પેલી પડોશણ બાઈ તો એના ઘરમાં ગાંધી મહાત્માના પગલાં પડ્યાં એથી રાજી રાજી થઈ ગઈ.

ઇચ્છાબાએ કેટલાક દિવસથી એક રેંટિયો વસાવ્યો હતો અને એમના કાંતેલા-સૂતરમાંથી એક તાકો પણ વણાઈ આવ્યો હતો. એમણે પોતાના પહેલા તાકામાંથી એક ધોતિયું ગાંધીજીને ભેટ આપ્યું. ગાંધીજીએ ખુશ થઈને એ ધોતિયું સ્વીકાર્યું.

બપોરે બે વાગ્યે ગાંધીજી જાહેર સભામાં ભાષણ કરવાના હતા. સભામંડપમાં દૂર દૂરથી હાજર આવ્યા હતા. કેટલાક તો સાથે હુક્કા પણ લેતા આવ્યા હતા. એ સભામાં એક હરિજનની મંડળી પણ ભાષણ સાંભળવા આવી હતી, પણ એ માંડવા બહાર દૂર તાપમાં બેઠી હતી. ગાંધીજી સભામાં આવ્યા કે તરત એમની નજર પેલા તાપમાં દૂર બેઠેલા હરિજનો તરફ ગઈ. ગાંધીજીએ શરૂઆતમાં જ એવી વાત કરી કે તમારી ઇચ્છા હોય તો પેલા તાપમાં દૂર બેઠા છે એમને અહીં બોલાવું. અનેક વર્ષો સુધી અંદામાન રહી આવેલા એક ભાઈએ કહ્યું કે અમારાથી એમને અડાય નહિ, મહારાજે

કહ્યુ કે પણ મહાત્માજી અડે છે ને ! પેલાએ જવાબ આપ્યો કે એ તો ભગવાન છે મહાત્માજીએ કહ્યુ કે પણ આ તમારા રવિશંકર મહારાજ પણ ક્યા નથી અડતા ? પેલાએ જવાબ આપ્યો કે અગ્નિને ઉધેઈ ન લાગે ગાંધીજીએ ત્યારબાદ ઘણુ સમજાવ્યુ પણ લોકો હરિજનોને મંડપમાં લાવવા તૈયાર ન થયા એટલે ગાંધીજીએ એ સભામા ભાષણ ન કર્યું અને મંડપ છોડયો

મહારાજને આથી દુઃખ થયુ હતુ એમના મનમાં એવો લોભ હતો કે આ ચાર પાચ હજાર માણસો સમક્ષ ગાંધીજીએ બે શબ્દો કહ્યા હોત તો કેવુ સારુ થાત ! પણ ભાષણ કરતાં આચરણની કિંમત અનેકગણી છે એવુ માનનારા ગાંધીજી આથી વધારે સારુ બીજુ કયુ પગલું ભરે ?

કંકાણાથી ગાંધીજી કણભા, બનેજડા થઈને વટાદરા ગયા વગાદરામા પાદરાથી એક જાન આવી હતી જાનૈયાઓ ભાતભાતના રંગબેરંગી પરદેશી કપડા પહેરીને ફરતા હતા ગાંધીજી ત્યા આવ્યા છે તેવુ જાણીને બહેનો "સ્વરાજ્ય લેવુ સહેલ છે" એવુ ગીત ગાતી હતી ગાંધીજીની આખમા અને કાનમા ત્યાનુ ચિત્ર અને ગીત બન્ને ચોટી ગયા હતાં સભા થઈ એ વખતે એમણે કહ્યુ કે આપણા ભાઈઓને અને બહેનોને વિદેશી કપડા પહેર્યા રાખવા છે શુ માત્ર 'સ્વરાજ્ય લેવુ સહેલ છે' એવાં ગીતો ગાવાથી આપણને સ્વરાજ્ય મળે ખરું ? આની ટીકા કરીને એમણે પરદેશી કાપડે આપણુ કેવુ સત્યાનાશ વાળ્યું છે

તથા રેંટિયો જ આપણો તરણોપાય છે એ વિષે સુંદર વ્યાખ્યાન આપ્યુ હતું.

પેલા કણઝટ ગામના ભાઈઓ એમની હાજરી કઢાવવાનુ કહેવા આ ગાંધીજીની સભા ચાલતી હતી એ વખતે જ મહારાજ પાસે આવ્યા હતા. પણ મહારાજ હવે હાજરી કઢાવવા માટે પહેલાંની જેમ બહુ ઉતાવળા નહોતા થતા પણ ફળને પાકવા દેતા હતા. કણઝટ ગામના લોકોની હાજરી કઢાવવાની ઇચ્છા પાકી ગઈ હતી એટલે એમણે એ કઢાવી નાખવાનો ત્યાં જ નિર્ણય કરી લીધો.

•

## ૨૫. હાજરી નીકળવા લાગી

શરૂઆતમાં જાણે હાજરી કઢાવવામાં મહારાજનો જ સ્વાર્થ હોય એમ લોકો ઘણું સમજાવવા છતાં આનાકાની કરતા, પણ થોડા ગામોની હાજરી નીકળી ગઈ અને લોકોને એનો લાભ દેખાયો એટલે લોકો હાજરી કઢાવવા માટે મહારાજની પાછળ પાછળ ફરવા લાગ્યા. કણઝટની હાજરી નીકળ્યા પછી એનો ચેપ એવો ફેલાયો કે થોડા દિવસમાં આખા ભાદરણ તાલુકાની હાજરી નીકળી ગઈ.

એક વખત હાજરી કઢાવવા માટે મહારાજ જોષીપરા ગયા હતા. ત્યાંના એક પાટીદારે પાટણવાડિયાને એમ ભરમાવ્યા કે આ તો સી. આઈ. ડી. નો માણસ છે. જો જો ભરમાતા. એક ડોસો ગભરાયો. એણે મહારાજને કહ્યું કે મારી હાજરી ન કઢાવતા. મહારાજે કહ્યું કેમ ? એણે જવાબ આપ્યો કે એ બહુ જૂની થઈ છે. કઢાવવી જ હોય તો છોકરાની કઢાવજો. મહારાજે રમૂજમાં કહ્યું કે કેમ તમારી હાજરી જૂની છે એટલે એણે મૂળિયાં ઘાલ્યાં છે ? એણે કહ્યું ના, ના, તમને તકલીફ પડશે. બધાની હાજરી

નીકળી ગઈ ત્યારે પેલા ડોસા ખુશ ખુશ થઈ ગયા

એક વખત મહારાજ વડોદરાથી ચાલતા આવતા હતા કીંખલોડની સીમમા એમને એક પાટણવાડિયો મળ્યો તેણે પૂછ્યુ કે તમે પેલી હાજરી કઢાવો છો એ જ ? મહારાજે કહ્યુ, હા, બોલ, તારે શુ કામ છે ? પેલાએ કહ્યુ, જરા થોભો નહિ ? હું મારા કાકાને બોલાવી લાવુ અમારા ગામની હાજરી કઢાવવાની છે મહારાજે કહ્યુ કે હમણા મારે ઉતાવળનું કામ છે, પણ હું વડાદરા જાઉ છુ. તારા કાકાને ત્યા મોકલજે. અઠવાડિયુ થઈ ગયુ છતાં પેલો કાકો આવ્યો નહિ એટલે મહારાજને થયુ કે લાવને હું જ જઈને એને મળી આવુ ત્યા ગયા પછી મહારાજને ખબર પડી કે એમને મળ્યો હતો એ જુવાન તો બહુ ભલો ભોળો હતો પણ એનો કાકો બધી રીતે પૂરો હતો

રાત્રે કીંખલોડમા સભા થઈ મહારાજની સમજૂતીથી ત્યાના પાટણવાડિયાઓએ હાજરી કઢાવી નાખવાનો ઠરાવ કર્યો, પણ એક નામ અપવાદ રૂપે બાદ રાખવાનુ સૂચવ્યુ લોકોએ કહ્યુ કે મહારાજ, એ એનો ધધો છોડે એમ નથી. ઠેઠ મુબઈ જઈને ચોરી કરી આવે છે મહારાજને થયુ કે આખા ગામના નામો નીકળી જાય અને આ એકનુ નામ બાકી રહે એ તો સારુ નહિ ત્યા તો એ વધુ કાઈ બોલ્યા નહિ પણ વડોદરા જઈને એમણે પોલીસ કમિશનર સાહેબ પાસે આ પ્રશ્ન મૂક્યો કમિશનર સાહેબે કહ્યુ કે જો એવુ જ હોય તો એનુ નામ હાજરીમાથી પહેલુ કઢાવવુ જોઈએ મદદની જરૂર હોય તો હુ મદદ કરવા તૈયાર છુ આપણે એને નોકરીમાં રાખી લઈએ પણ એની

ચોરીની લત તો છોડાવવી જ જોઈએ. વળી એ બાદ રહેશે તો એના નામે બીજા પણ ચરી ખાશે.

–છેવટે ગામના એકેએક નામને હાજરીમાંથી કમી કરવાનો નિર્ણય થયો. પેલા જુવાનિયાને કમિશનર સાહેબે નોકરીમાં રાખ્યો પણ પૂરો એક મહિનો ન થયો ત્યાં તો એ ત્યાંથી નાસી ગયો.

થોડા વખત પછી બાલપરા, બ્રાહ્મણગામ અને ગંભીરા ની હાજરી પણ નીકળી ગઈ.

વડદલાં પાસેના કણિયા ગામમાં મહારાજ હાજરી કઢાવવા ગયા ત્યાં એક કિસ્સો બની ગયો. સામાન્ય રીતે મહારાજનો નિયમ એવો કે અજાણ્યા ગામમાં જાય ત્યારે જે માણસ પહેલો મળે અને બોલાવે એને ત્યાં એ ઊતરે, પછી એ ગરીબ હોય કે સારી સ્થિતિનો હોય. થોડીવારમાં ગામમાં ખબર પડે એટલે બધા પાટણવાડિયા ભેગા થઈ જાય, અને મહારાજે ખીચડી બનાવી હોય એમાંથી બધા થોડી થોડી પ્રસાદી લે, એમની અગવડો રજૂ કરે અને મહારાજ કહે એ સાંભળે.

મહારાજ કણિયા ગયા તે દિવસે અગિયારસ હતી, મહારાજને ઉપવાસ હતો, એટલે એ જેમને ત્યાં ઊતર્યા હતા એમણે ઘરમાં હતી એ મગફળી મહારાજ સામે ધરી. મહારાજે એમાંથી થોડી ખાધી એટલામાં ગામલોકો ભેગા થઈ ગયા અને હાજરી હજુ કેમ નીકળતી નથી એની ફરિયાદ કરવા લાગ્યા. બન્યું હતું એવું કે હાજરી કાઢી નાખવાનો હુકમ પેટલાદ સુધી આવી ગયો હતો પણ ગામના મુખી હાજરી નીકળે એવું જરાય ઇચ્છતા ન હતા. એમણે લોકોને કહેલું કે હું જોઉં છું કે તમારાં નામ હાજરીમાંથી કોણ કઢાવે

છે! એકે એને જવાબ પણ આપેલો કે હાજરી તો મહારાજ કઢાવશે. મુખીએ શેખી મારતાં મારતાં કહ્યું કે કઢાવ્યાં કઢાવ્યાં, એવા તો કેટલાય પેટભરા નીકળી પડ્યા છે. આ શબ્દોથી ગામના પાટણવાડિયાઓની લાગણી ખૂબ દુભાઈ હતી. પણ મુખી ફોજદારને મળી ગયા હતા અને લોકો પાસેથી પૈસા પડાવવાની પેરવી ચાલતી હતી. મહારાજે થોડીવારમાં જ પરિસ્થિતિનો તાગ કાઢી લીધો. ફોજદાર તથા મુખી મળ્યા એ વખતે મહારાજે સીધું જ સંભળાવ્યું કે તમે રૂપિયા શાના માગો છો? પેટ ભરાતું ન હોય તો ફોડી નાખો. હાજરી કઢાવવા તમે ગયા હશો ખરુ ને? ફોજદારે કહ્યું કે કોણ કહે છે કે અમે લાંચ માગી છે? મહારાજે જવાબ આપ્યો કે જો લાંચ નથી માગી તો ઑર્ડર આવી ગયા છતાં આ કણિયા ગામની હાજરીનાં નામો કેમ નથી કાઢી નાખતા? ફોજદારે કહ્યું કે એ કાઢી નાંખવા માટે તો આવ્યો છું. મુખી સામે તાકતા જ રહ્યા અને એ જ વખતે ચોગમાં જઈને કણિયાની હાજરીનાં નામો કમી થયેલાં જાહેર કરવામાં આવ્યાં.

નિયમ એવો હતો કે હાજરીનું નામ કઢાવવુ હોય તો આઠ આનાનો સ્ટૅમ્પ ચોડીને દરેક વ્યક્તિએ સ્વતંત્ર રીતે અરજી કરવી જોઈએ. લગભગ પાચ હજાર નામો હાજરીમાંથી નીકળી ગયાં. એની ટિકિટના જ અઢી હજાર રૂપિયા થઈ જાય. પણ મહારાજ તો પોલીસ કમિશનરને રૂબરૂ મળીને જ બધા નામો લખાવી દેતા એટલે હાજરી કઢાવવા જતાં કોઈને પાઈનુ પણ ખર્ચ થતુ નહિ.

થોડા જ વખતમાં આખો પેટલાદ તાલુકો પણ હાજરી વિનાનો થઈ ગયો.

# ૨૬. પાટણવાડિયા પરિષદો

દાદુરામ મહારાજવાળા ચલાલી વણમોલના એક ભગતે ગોબેલ મુકામે પાટણવાડિયા કોમની એક પરિષદ ભરી હતી. ૧૯૨૪માં એ પરિષદ જોયા પછી મહારાજને થયું કે દરવર્ષે આ રીતે પાટણવાડિયાઓ એકઠા થાય તો એમનું સંગઠન વધે અને કેટલાક સુધારા પણ થાય. આ વિચાર મહારાજે વહેતો મૂક્યો અને ૧૯૨૫માં વટાદરાના ભાઈઓએ પોતાને ત્યાં પરિષદ બોલાવવાનું બીડું ઝડપ્યું. એની તૈયારી થવા લાગી. ૧૩૩ ગામોમાં કંકોતરીઓ લખીને હાથોહાથ પહોંચતી કરવામાં આવી. સરદાર વલ્લભભાઈ અને ઠક્કર બાપાને આ પરિષદમાં ખાસ આમંત્રણ આપવામાં આવ્યાં. એ પરિષદમાં એક ટંકે ૪૫ મણ ખીચડી વરી એટલા મહેમાનો આવ્યા હતા. એક સાથે હજાર માણસોની બે પંગતો પડી હતી. જમવાનું ચાલતું હતું એ જ વખતે વચ્ચે લટકાવેલી એક કિટસન લાઈટ બત્તી હોલવાઈ ગઈ. પણ ન એક માણસ ઊભો થયો કે ન થઈ કશી ગરબડ કે કોલાહલ. અંધારે ને અંધારે બધાએ ચૂપચાપ જમી લીધું. બધા જમી ઊઠયા

ત્યારે મહારાજે પૂછ્યું કે અંધારામાં જમવામાં તમને તકલીફ તો પડી હશે પણ એમણે કહ્યું કે ના રે મહારાજ, અમે તો રોજ ખેતરોમાં અંધારે જ ખાઈએ છીએ ને!

પાટણવાડિયા કોમની આ એક અનુકરણ કરવા જેવી ખાસિયત છે. હજારોની સંખ્યામાં સાથે જમવા બેસે છતાં બિલકુલ અવાજ ન થવા દે અને વ્યવસ્થિત રીતે જમીને થોડા જ વખતમાં પરવારી જાય. કોઈ ભાતનો એક દાણો સુધ્ધાં છાંડે નહિ નાત જમવા બેઠી હોય એ વખતે અકસ્માત રીતે સંખ્યા વધી જાય અને પિરસણામાં તૂટો આવે છતાં કશી હો હા, વિના ભાણામાં આવે એટલું ખાઈને ઊઠી જાય. પાછળથી જમણ વિષે કોઈના મોઢામાંથી ટીકાનો એક હરફ પણ નીકળે નહિ

પરિષદ ભરાવાની હતી એની આગલી રાત્રે મહારાજે બધા સાથે આખી રાત જાગીને ચર્ચાઓ કરી અને ઠરાવો ઘડ્યા બીજે દિવસે સરદાર સાહેબ અને ઠક્કર બાપા આવી પહોંચ્યા એમની સાથે કોમના આગેવાનોની ઓળખાણ કરાવી પરિષદમાં ઠરાવો સર્વાનુમતે પસાર થયા અને મહેમાનોએ કોમને શિખામણના બે શબ્દો કહ્યા

વેરાતી વખતે દરેક ગામે એક એક રૂપિયો ભેટ આપ્યો એ રીતે ૧૧૩ રૂપિયા એકઠા થયા છેમ છતાં ખર્ચમાં સોએક રૂપિયા ખૂટ્યા એ વગદગના પાટણવાડિયાએ ઉમેરી આપ્યા. પરિષદમાં આવેલાઓને બે ટંક જમાડવા પડ્યા હતા આગલી સાંજે ખીચડી બનાવી હતી અને પરિષદને દિવસે દાળ ભાત બનાવ્યા હતાં બધા મળીને બે ડબ્બા ઘી વપરાયુ હતું અને ભાતમાં દરેકને ચપટી ચપટી ખાંડ આપવામાં આવી હતી

આમ બહુ સાદાઈથી અને થોડા ખર્ચમાં એક સુંદર પરિષદ ઊકલી ગઈ. ત્યાર બાદ આવી આવી બીજી ત્રણ પરિષદો ભરી શકાઈ. મહારાજ કહે છે કે એનો બધો જશ એ કોમની સાદાઈ અને સંપને આભારી હતો. એ પરિષદોમાં પણ સરદાર સાહેબ અને બીજા મહેમાનોને આમંત્રણ આપવામાં આવતાં.

પાંટણવાડિયા કોમના મોટામાં મોટા દોષ હોય તો ચાર છે. દારૂ, ચોરી, જાસા અને બૈરીનું અસ્થિરપણું. આને લીધે જ એમનામાં મારામારી અને કજિયા થાય છે, કોર્ટ કચેરીએ ચડે છે અને ઘરનાં ઢોરઢાંખર વેચીને પણ દાવા ચૂકવાય છે. આ બદીઓને લીધે એ કોમ ભિખારી થઈ ગઈ છે. પણ એ કોમનું પંચ બહુ મજબૂત હોય છે. કોઈ ભૂલ કરે તો બાંધીને માર મારવાની સજા પણ પંચ કરે. ઉપરોક્ત પરિષદોથી પંચ વધારે મજબૂત થયાં. સામાન્ય રીતે પરિષદોમાં દારૂ ન પીવો, ચોરી ન કરવી, ચોરને ન સંઘરવો, ઊભે ભાયડે સ્ત્રી ન લાવવી, જાસો ન કરવો કે ન કરાવવો આવા આવા ઠરાવો થતા. મહારાજ એમની તળપદી ભાષામાં આવી પરિષદોમાં એવા દાખલા દલીલો આપીને સમજાવતા કે થોડા મહિનાઓ સુધી તો એ બદીઓ દૂર કરવા માટેનું એક વાતાવરણ જ ઊભું થઈ જતું. આ પરિષદોથી ગામે ગામ મહારાજનો પરિચય વધતો ચાલ્યો.

પરિષદમાં ગામે ગામથી કોમના પાંચ સાત આગેવાનો આવે. હજાર પંદરસોની હાજરી થાય. આવું સરસ પ્રતિનિધિત્વ સચવાતું હોવાથી ઠરાવોનો પ્રચાર અને અમલ પણ બહુ સરળ રીતે થઈ શકતો. આવા ઠરાવોથી કાયમનો સુધારો

થઈ જતો એવુ તો નહોતું જ પણ એ નિમિત્તે ધીમે ધીમે લોકમત કેળવાતો જતો હતો. હાજરી કઢાવવામાં મહારાજને આ પરિષદો પણ બહુ મદદગાર નીવડી. હાજરી કઢાવતાં પહેલાં જે વાતાવરણ તૈયાર કરવું જોઈએ તે આ પરિષદોથી સહેજ થઈ શકતુ.

લગ્નની અસ્થિરતા એટલી બધી હતી કે કોઈ સ્ત્રી સામાન્ય રીતે એક જ ધણી સાથે કાયમ ન રહે. એ બીજે જાય એમાંથી ઝઘડા થાય અને એમાંથી બીજી અનેક પાયમાલી. આથી ઊભે ભાયડે સ્ત્રી હોય એની સાથે કોઈએ લગ્ન ન કરવું એ ઠગવ દરેક પરિષદમાં આવતો. મહારાજ એમની વ્યક્તિગત લાગવગ વાપરીને પણ આ બદી કાઢવાના પ્રયત્નો કરતા. પણ વર્ષો જૂની એ પ્રથા સહેલાઈથી દૂર થઈ જાય એવી નહોતી. કેટલીક વખત મહારાજને એ બદીમાંથી પેદા થતા અનેક અનિષ્ટો જોઈને કંટાળો પણ ઊપજતો પણ એ દૂર કરવાનો એમનો પુરુષાર્થ જરાય પાછો ન પડતો. એ એક બદી દૂર કરાવવા જતાં બીજા ઘણા લાભો નીકળી આવતા લોકો જેમ જેમ કામધંધે વળગતા ગયા અને એમની સ્થિતિ સુધરતી ગઈ તેમ તેમ આ પ્રથામાં પણ સુધારો થતો ગયો હમણા હમણાં તો આ અસ્થિર લગ્નની પ્રથામાં ઝડપભેર ફરક પડતો જાય છે.

ગામમાં કામ વિના દિવસનો એક પહોર પણ કાઢવો નહિ એ એમનો નિયમ' હતો. આમ એમના પગમાં ચક્કર હતું અને સાથે સાથે કામોનું પણ ચક્કર ગોઠવાઈ જતું. હાજરી કઢાવવી એ મુખ્ય કામ હતું પણ એની સાથે નાનાંમોટાં બીજા ઘણાં કામો આવી પડતાં.

ગંભીરા ગામની હાજરી નીકળી ગઈ હતી, પણ હાજરી નીકળી ગયા પછી મહારાજ લાંબા વખત સુધી ત્યાં જઈ શક્યા નહોતા. એક વખત વડોદરાથી આવતાં મહારાજ ગંભીરા રોકાયા. ગામમાં પેસતાં જ એક પાટણવાડિયો તેની નાની છાપરી સુધારતો માલૂમ પડ્યો. તેણે મહારાજને જોયા એટલે તે ઝટ ઝટ છાપરી પરથી નીચે ઊતર્યો, મહારાજના પગમાં પડ્યો અને છાપરીની પરસાળમાં ખાટલી પાથરી આપી. તેના મોઢા ઉપર હર્ષ તો માતો ન હતો. એના ઘરમાં સામી દીવાલ ઉપર એક ઢાલતરવાર લટકતાં હતાં. એ સિવાય ઘરમાં બીજો કશો વૈભવ નહોતો. સ્થિતિ બહુ ગરીબ હતી, પણ થોડીવારમાં જ મહારાજને બેસાડીને એ વાણિયાને ત્યાંથી દાળ, ચોખા ઉધાર લઈ આવ્યો. વાણિયાએ ચોખા એવા હલકા આપ્યા હતા કે છડવા જતાં ચોખાનો ભૂકો થઈ ગયો. મહારાજે ઈંટો ગોઠવીને એના ઉપર ખીચડી માટે આંધણ મૂક્યુ. એટલી વારમા તો ગામમાં ખબર પડી એટલે ત્યા બીજા પાટણવાડિયાઓ પણ આવી પહોંચ્યા. થાળીના ચોખા જોઈને એકે પેલાને કહ્યુ કે અલ્યા મહારાજને આવા ચોખા ખવડાવવાના હોય કે? ચાલો, મહારાજ અમારે ત્યાં જમજો. આ શબ્દોએ ઘરવાળી બાઈના મોઢા ઉપર કેવા ભાવ પેદા કર્યા એ મહારાજના

ધ્યાન બહાર ન હતું. પેલા આગેવાનો આગ્રહ કરતા રહ્યા અને મહારાજે "આ ચોખા શું ખોટા છે?" એમ કહીને ઊનાના પાણીમા દાળ અને ચોખા સાથે જ ઓરી દીધા. ચોખા અને દાળ સાથે ઓર્યા એથી ચોખા ચડી ગયા અને દાળ તપેલીમા ચોંટી ગઈ. પણ મહારાજે તો જેવું પાક્યું હતું એવું મીઠું માનીને ખાઈ લીધું. એટલામા ગામના આગેવાન શ્રી છગનભાઈ પટેલ ભાળ કાઢીને ત્યા આવી પહોંચ્યા. એમણે પૂછ્યું કે ગામમા બીજું કોઈ ઘર ન મળ્યું? મહારાજે કહ્યું કે આ ઘર શું ખોટું છે? બધા બેઠા હતા એ છાપરીની સામે જ કેટલાંક છોકરાં ધૂળમા રમત રમતાં હતાં. એમની રમતોમા એ દારૂના પીઠાના ચાળા પાડતાં હતાં. જે દૃશ્યો એમને રોજ જોવા મળતાં હતાં, એનું એ અનુકરણ કરતાં હતાં. પણ મહારાજને એ જોઈને મનમાં અનેક વિચારો આવી ગયા કે આ સ્થિતિ શી રીતે ટળે?

જમ્યા પછી મહારાજ છગનભાઈને ત્યા ગયા. રસ્તે ચાલતાં એમણે એમને પૂછ્યું કે કોઈ વખત તમે આ રસ્તામા આવેલા? એમણે કહ્યું કે ના, આ પહેલી જ વાર. મહારાજે કહ્યું કે ત્યારે મારા જેવાએ અહીં જ ઊતરવું જોઈએ. તો જ તમારા જેવા કોઈક દિવસ પણ અહીં આવે અને અહીંની હાલત જુએ. મહારાજ બહાર નીકળ્યા પછી પેલા ઘરવાળા પાટણવાડિયાએ એની ચોતરીમા ગોદડીઓની ઊંચી ગાદી બનાવી. મહારાજ પાછા આવ્યા ત્યારે એમને એ ગાદી ઉપર બેસાડ્યા. એક થાળીમા થોડી સાકર અને નાળિયેર લાવ્યો અને મહારાજના ગળામા કરેણના ફૂલનો હાર પહેરાવ્યો. એ ગરીબ માણસના ભાવો જોઈને

મહારાજના દિલમાં કેવી લાગણીઓ પેદા થઈ હશે એની તો કલ્પના જ કરી લેવી રહી. મહારાજ કહેતા હતા કે "એનું અને એની પત્નીનું ચિત્ર ઘણી વાર મારી સામે ખડું થાય છે. એનું સ્મરણ પણ મને એ કોમની સેવા કરવામાં નવો ઉત્સાહ પ્રેરે છે."

એક વખત મહારાજ જોષીપરા ગયા હતા. એક પાટણવાડિયાએ એની તૂટેલી ખાટલી પાથરીને એના ઉપર એક નવું ગોદડું પાથર્યું, પછી કહ્યું કે મહારાજ થોડી વાર બેસો, હું હમણાં આવું છું. પાંચેક મિનિટમાં એ એક જિંજરની બાટલી લઈ આવ્યો અને મહારાજ સામે ધરીને કહ્યું કે લો મહારાજ, પીઓ, તડકેથી હેંડીને આવ્યા છો, પણ શરીર ટાઢું હેમ જેવુ થઈ જશે. મહારાજે કહ્યું કે પણ મારું શરીર તો ટાઢું હેમ જેવું જ છે. પેલાએ કહ્યું કે તાવ આવ્યો હોય તોય જતો રહે. મહારાજે કહ્યું, પણ તાવ આવ્યો હોય ત્યારે ને? પેલાએ કહ્યું કે મહારાજ, બધા કહે છે કે આ આદામાંથી થાય છે. અમે પણ પીએ છીએ. આટલી વાતો પછી મહારાજથી રહેવાયુ નહિ. એમણે પેલાને ધમકાવીને કહ્યું કે અલ્યા, ખાવાં અન્ન મળે નહિ અને આવા પૈસા બગાડો છો? જા ફોડી નાંખ આ જિંજરને. ત્યાં ટોળે વળ્યા હતા એ બધાનાં મોઢા પડી ગયાં. મહારાજે, જિંજરની બાટલી પાછી મોકલી. પછી બધાને મીઠો ઠપકો આપ્યો, અને સમજાવ્યું કે આમ નાહકના પૈસા વેડફી નાખ્યા કરતાં ઘીદૂધનો છાંટો ખાધો હોય તો સારો જેથી શરીરમાં કૌવત તો આવે.

આ પ્રસંગ નાનો હતો પણ મહારાજના મનમાં

આખી રાત એણે અનેક વિચારો જન્માવ્યા. આવી બદી એમા ફસાયેલા લોકોને શી રીતે છોડાવવા ‘ બીજે દિવસે મહારાજ ત્યાથી જવા નીકળ્યા એ વખતે પેલો દરવાજો ભાગોળ સુધી એમની સાથે ગયો એજ વખતે એક હરિજનની છોકરી એવી જ સોડાવોટરની બાટલી દુકાનદારને પાછી આપવા જતી હતી, તેના તરફ આગળી ચીંધીને પેલાએ કહ્યુ કે જુઓ મહારાજ, આ લોકો પણ પીએ છે મહારાજના મોઢા ઉપર દુ ખ હતુ, પણ એ કશુ બોલ્યા નહિ એમને થતું હતુ કે આ ભણેલા અને વેપારી લોકોની લુચ્ચાઈ છે એના ઉપર એમને ક્રોધ ચડયો અને થયુ કે આ તો ખૂન કરતા પણ ભયકર છે ઇંદ્રિય વિલાસી લોકોએ આ બધી ઇંદ્રજાળનો ફેલાવો કર્યો છે.

ભાદરણ તાલુકાના ફીખનોડ ગામમાં પાટણવાડિયા ઓની સભા વચ્ચે મહારાજ બેઠા હતા એમની કોમના અનેક પ્રશ્નો ચર્ચાતા હતા એમા ચોરી છોડવાની વાત પણ આવી એ વખતે એક જણે કહ્યું કે મહારાજ આપણી નાતમાથી હવે ચોરી ગઈ છે, પણ આ ફૂલો વાઘેય એની ટેવ છોડતો નથી ખેતરમા રહે છે, અને એના કરમ કરે છે કોઈનું કહ્યુ માનતો નથી મહારાજે ફૂલાને બોલાવ્યો અને પૂછ્યુ કે કેમ ફૂલાભાઈ! બધા ચોરી છાડવા લાગ્યા અને હજુ તમે કેમ મડયા રહ્યા છો‘ ફૂલા વાઘેલે મહારાજને એવો હાજરજવાબ આપ્યો કે મહારાજ પણ વિચારમા પડી ગયા. એણે કહ્યુ કે બાપુજી તમે ક્યારે મારે ઘેર આવ્યા અને મે તમારુ કહ્યુ ન માન્યુ? કાલે મારે ત્યા પધારો. જમવાનુ પણ મારે ત્યાજ

બીજે દિવસે મહારાજ ફૂલાને ખેતર ગયા એનું ઘર

ખેતરમાં હતું પણ સાફ સુઘડ હતું. આંગણામાં સુંદર ભેંસો, બળદ વગેરે જોઈને મહારાજને આનંદ થયો. પરસાળમાં જ ખાટલો પાથરીને ગોદડું નાખ્યું અને મહારાજને બેસાડ્યા. ફૂલાજીને બે સ્ત્રીઓ હતી. એ બન્ને ઘરમાંથી બહાર આવી અને ખોળો પાથરીને મહારાજને પગે પડી. પછી એના દીકરાઓ એક એક આવીને પગે લાગીને બેઠા. છોકરાઓની વહુઓ પણ થોડે દૂર બેઠી. ફૂલાજીએ મહારાજને ખાવા બનાવવાનો આગ્રહ કર્યો પણ મહારાજે ના પાડી એથી એની એક સ્ત્રીએ કહ્યું કે તમે અમારે ત્યાં કેમ ખાતા નથી એ હું જાણું છું. મને ડોસાએ વાત કરી હતી પણ હવે એ એવું નથી કરવાના. આ વાત કરતાં કરતાં એણે મહારાજ સામે દૂધનો લોટો ધર્યો. મહારાજે કહ્યું કે એવું કશું નથી, કાલે હું તમારે ત્યાં જમીને જ જઈશ. રાત્રે વાળુ કર્યા પછી આખું કુટુંબ મહારાજ આગળ બેઠું. ડોસાએ ઘરનાં બધાંની મહારાજને ઓળખાણ આપી. મહારાજ એમનું સુખી કુટુંબ જોઈને રાજી થયા અને ડોસાને પૂછ્યું કે ફૂલાજી, આજસુધીમાં કેટલીક ચોરીઓ કરી હશે? ફૂલાજીએ કહ્યું કે મહારાજ, એની શી ગણત્રી? સેંકડો કરી હશે. અમારો ધંધો જ એ થઈ પડ્યો. ખેતીને લીધે ચોમાસામાં બહુ ન જાઉં. મહારાજે કહ્યું કે પણ જેલમાં તો તમે એકેય ફેરે નથી ગયા. એણે કહ્યું ના મહારાજે કહ્યું કે તમે આટલી ચોરીઓ કરો છો છતાં આવી આબાદી ભોગવો છો એમાં તમારાં પૂર્વનાં સત્કર્મો કામ કરે છે. બાકી માણસને કરેલાં કર્મ ભોગવવાં જ પડે છે. ફૂલાજીએ ચલાવ્યું, મહારાજ, આજસુધી મે કોઈની મા દીકરી સામે કૂડી-

નજર નથી કરી, કોઈનો વિશ્વાસઘાત નથી કર્યો કે કોઈને દગો નથી દીધો પછી ભગવાન મારા ઉપર રાજી કેમ ન રહે ? મહારાજે કહ્યુ, પણ તમે ચોરીઓ તો એકડો કરી છે ને ! ફૂલાજીએ કહ્યુ હા, ચોરીઓ કરી છે પણ એમા મે પાપ શુ કર્યુ ? એ તો મારી ખેતી છે જેટલુ જોખમ વહોરુ એટલુ મળે મહારાજ, વિચાર તો કરો કે કોઈ દિવસ જે મહોલ્લામા ગયો ન હોઉ ત્યા જાઉ, પેટીપટારા પડ્યા હોય એ ઓરડામા જ પહોચુ, જણસ પડી હોય એ કોઠલામા જ મારો હાથ જાય, હાથમા વીછી કે સાપ ન આવતા જણસ જ આવે આનુ શુ કારણ ? રોજ જે પેટી પટારાને મજબૂતી તાળા વસાતા હોય તે તે દિવસે ભૂલથી તાળા વિનાના રહી ગયાં હોય એ ભૂલ કોણે કરાવી ? અમે જાણીએ નહિ એ રીતે લખમી આપોઆપ અમારા હાથમા આવે એવુ કેમ બનતુ હશે ? લખમી તો ધનવાનો ના વરમા ગોંધાઈ રહેવાથી અકળાઈને બૂમો પાડતી હોય છે કે અમને અહીથી છોડાવો, છોડાવો અમે તો એ લખમીને લાવીને પહોળી કરી નાખીએ એમાથી અમારા હાથમાં તો કાટા ભગામણ જેટલી જ રહે બાકી તો વેરાઈ મારા જેવા એ લખમીને છોડાવે એમાં પાપ શુ કર્યુ ? વગર પરસેવે હરામ ની એકઠી કરેલી લખમી એ જ પાપ મહારાજે પૂછ્યુ ત્યારે તમે પરસેવાનુ પેદા કરો છો ? એણે કહ્યુ જેટલુ લાવીએ છીએ એટલુ બધયે પરસેવાનુ નહિ, પણ અમનેય મહેનત તો પડે છે અમારી મહેનત પૂરતી જ લખમી અમારા હાથમા રહે છે બીજુ તો પોલીસ અમલદાર, મુખી તથા માલ સઘરનારાઓ પાસે જતુ રહે છે

એટલે જેટલુ રહ્યુ છે એટલુ મારા ભાગનુ જ રહ્યુ છે આ બધી વાતો સાભળીને મહારાજને **स्तेनेभ्यो नम तस्करेभ्यो नम** ॥ એ યજુર્વેદનો મત્ર યાદ આવ્યો એમને એમ થયુ કે એના કહેવામા બિલકુલ તથ્ય નહોતુ એમ પણ શી રીતે કહેવાય ‘

આ બધી લાબી વાતો પછી મહારાજે એને સમજાવ્યુ કે તમે ગમે તેમ માનો પણ તમારુ કર્મ સારુ નથી કેમકે બધા એમ કરે તો આપણો સમાજ ટકે ખરો ? એટલે આજે તો હુ તમારી પાસે ખાત્રી લેવા આવ્યો છુ કે હવે પછી તમે ચોરી નહિ કરો અને આજે તમારે હવે શાની ખોટ છે ? આ છોકરા છૈયાની લીલી વાડી છે, ખાવા માટે ભગવાને રોટલા આપ્યા છે હવે જો આ છોકરાઓનું ભવિષ્ય સુધારવુ હોય તો તમે ચોરી છોડો અને આ છોકરાઓને પણ ચોરી ન કરવાનુ કહો

મહારાજની આટલી વાત સાભળ્યા પછી હાથ જોડીને એ બોલ્યો મહારાજ, તમારી આજ્ઞા છે તો જાઓ હવેથી હુ સદતર એ કામ છોડુ છુ આ ચાર છોકરાઓ પણ નહિ જાય છોકરાઓ આ મહારાજ પાસે પાણી લો અને મહારાજ, આ છોકરાઓ માટે તો મને ખાત્રી છે કે એ ચોરી પણ નહિ કરે અને બીજી નાગાઈ પણ નહિ કરે એ તો બિચારા ખેતીમા જ પરોવાઈ ગયા છે પણ મારી પાછળ મે મારા ત્રીજા છોકરા દેહલાને ચોરીમા પાવરધો કર્યો છે એ મારુ કહ્યુ નહિ માને એવી મને બીક છે

મહારાજે કહ્યુ કે જેમ તમે એને ચોરીમા પાવરધો

કર્યો એમ પ્રયત્ન કરશો તો ચોરી ન કરવામાં પણ એ પાવરધો થશે.

મહારાજ આ પ્રમાણે એક કુટુંબમાં નવો પલટો આણીને છૂટા પડ્યા ત્યારે એ ઘરનાં બધાં ફરી એમને પગે પડ્યાં અને મહારાજે પ્રસન્ન થઈને એમની વિદાય માગી. બન્યું પણ એવું કે એ આખું કુટુંબ સુધરી ગયું. પણ બાપ કહેતો હતો તે પેલો દેહલો ચોરી, બદફેલી અને લૂંટોને રવાડે ચડ્યો, એણે ખૂનો પણ કર્યાં, એણે બાપની શિખામણ માની નહિ. એ પોલીસના હાથમાં તો નહોતો આવતો પણ એની બદચાલ એટલી વધી ગઈ હતી કે લોકોએ જ એને પકડીને પોલીસને હવાલે સોંપ્યો. હાલ એ વડોદરાની જેલમાં પંદર વર્ષની સજા કાઢી રહ્યો છે.

એક ગામમાં મહારાજ પાટણવાડિયાઓના વાસમાં બધા સાથે એવી વાતોમાં પડી ગયા કે એક વાગી ગયો છતાં ખબર ન પડી. એક જણે કહ્યું, અલ્યા, આ તો બાર ઉપર એ વાગવા આવ્યા. મહારાજનું જમવાનું તો કાંઈક કરો. જે ઘરમાં બેઠા હતા એ તો બહુ ગરીબ ઘર હતું. પણ એ ઘરમાલિક ગમે ત્યાંથી ચોખા દાળ લઈ આવ્યો. મહારાજે ઓસરીમાં ખીચડી બનાવવા માંડી. એ વખતે બહારની કુળીમાં એમણે વાત થતી સાંભળી, "ઘીનું શું કર્યું?" ઘરધણીએ જવાબ આપ્યો કે 'મારે ત્યાં તો ડોળું છે નહિ.' પૂછનારાએ કહ્યું કે મારે ત્યાં ઘી તો હતું પણ આજે સવારે વાણિયાને ત્યાં બધું આપી દીધું. બાઈજીઆઈને ત્યાંથી વાડકીમાં ઊછીનું લઈ આવને! પછી આપી દેવાશે. દબાયેલે અવાજે થતી આ વાત અસ્પષ્ટ રીતે મહારાજના

કાને પડી. આ વાતોએ મહારાજના મનને ચક્રાવે ચડાવી મૂક્યું. મહારાજ જમવા બેઠા એ વખતે એમની સામે એક વાડકીમાં ઘી પણ મૂકવામાં આવ્યું હતું પણ મહારાજે એમાંથી આંગળી વતી ખીચડી ઉપર ઘીનાં છાંટણાં નાખી લીધાં. એ રીતે ઊછીનું આવેલું ઘી મહારાજથી ખાવાનું બને એવું નહોતું. મહારાજ જમી રહ્યા ત્યારે પેલા ભાઈએ પૂછ્યું મહારાજ આ ઘી કેમ ન લીધુ? મહારાજે કહ્યું કે ઘી તો લીધું હતું ને! પેલાએ કહ્યું પણ એમાંથી તો તમે કાંઈ લીધું જણાતુ નથી. મહારાજે કહ્યું કે અન્ન પવિત્ર કરવા માટે છાંટા આવી ગયા પછી કેટલુક લેવાનું હોય?

આવી ગરિબાઈ જોઈને કેટલીક વખત મહારાજને બહુ દુઃખ થતુ પણ આવી ગરિબાઈ વચ્ચે પણ એમની ખાનદાની તથા મહારાજ પ્રત્યેનો ભાવ જોઈને એ પ્રજા માટે એમનું હૃદય અડધું અડધુ થઈ જતું. અડધી રાતે એ કોમનું કામ કરવાનું આવે છતાં મહારાજને એમ ન થતું કે આ ક્યાંથી આવ્યું? હાજરી કઢાવવા માટે એમને અઠ-વાડિયે સો સવાસો માઈલની પેદલ મુસાફરી પણ થતી. ખાવા માટે ખીચડી મળે કે રોટલો, પણ એમનું કામ થંભતુ નહિ. એમાં એવા પણ પ્રસંગો આવી ગયા છે કે એ વખતે માત્ર વાલની પાપડી ખાઈને મહારાજે કેટલાક દિવસો કાઢી નાખ્યા હોય. મોટે ભાગે એ એમની મુસાફરી રાતના કરવાનું વધુ પસંદ કરતા. શરૂ શરૂમાં એ વડોદરા જાય અને રાત પડી ગઈ હોય તો ગતના કોઈને ઉઠાડવાને બદલે કેરકૂંડા આગળ બાંકડા ઉપર જ સૂઈ રહે. એક વાર રાતે એ આમ સૂતા હતા ત્યાં આવીને એક પોલીસે એમને જગાડ્યા

અને ઓળખાણ માગી મહારાજે કહ્યું કે ઓળખાણ તો પોલીસ કમિશનર સાહેબની છે. પછી તો બીજી ઘણી વાતો એની સાથે થઈ અને એ મહારાજનો ભક્ત બની ગયો સવારમાં વહેલા ઊઠીને મહારાજ એમના ખાસ સ્નેહી શ્રી. બેન્કર સાહેબને ત્યા ગયા. એમણે પૂછ્યુ કે અત્યારમાં શી રીતે આવ્યા? મહારાજે કહ્યું કે રાત્રે આવ્યો હતો. સામે પ્રશ્ન આવ્યો. રાત ક્યાં રહ્યા હતા? મહારાજે કહ્યુ કે ફેરફૂંડા આગળ બાંકડા ઉપર સૂઈ રહ્યો હતો. રાત્રે ઊંઘમાંથી બધાને ક્યાં ઉઠાડુ? આ સાંભળીને એમને બહુ દુ ખ થયું. એમણે કહ્યુ કે રાતના બાર વાગ્યે પણ આ બારણુ ઉઘાડવાનો તમને અધિકાર છે. ઘરમાથી કોઈ ઊઠે નહિ તો પાટુ મારીને કમાડ તોડીને પણ મહેરબાની કરીને તમારે અંદર આવવુ. ત્યાર બાદ મહારાજ એ સ્નેહીને ખુશ કરવા માટે અચૂક એમને ત્યાં જ ઊતરવા લાગ્યા

પણ મહારાજ કહે છે કે રાતવગત પેદલ ચાલીને એમને જે મીઠા સંબધો બંધાયા, લોકોનાં સુખદુ ખ જોઈને અને એમ સહાનુભૂતિ બતાવીને એમણે જે જીવતો સપર્ક કેળવ્યો અને લોકોનો અવર્ણનીય પ્રેમ અનુભવ્યો એ ગાડી ગાડામાં બેસીને ફર્યા હોત તો કદી ન સાધી શકયા હોત.

## ૨૮. અણધાર્યું રેલસંકટ આવ્યું

ઈ. સ. ૧૯૨૭ના ચોમાસામાં સુંદરણા ગામની હાજરી નીકળી ગઈ છે, એ ખબર આપવા માટે મહારાજ સુંદરણા ગયા હતા. રાત એમણે ત્યાંના એક પાટણવાડિયાના ઘરમાં ગાળવાનો વિચાર કર્યો હતો. અગિયારસ હોવાથી તે દિવસે ખાવાની પંચાત હતી જ નહિ. રાત પડી અને વરસાદ શરૂ થયો. વરસાદ એવો ધોધમાર પડવા લાગ્યો કે વાછટને લીધે મહારાજ ઊતર્યા હતા એ ઘરમાં ઠેઠ ઓસરીમાં ભેજ આવી ગયો. મહારાજ ટૂંટિયું વાળીને બેઠા હતા. ઘરધણી અને એની સ્ત્રી એવી ચિંતા કરતાં હતાં કે મહારાજને આપણા છાપરામાં આજે પલળવું પડશે એટલામાં તો કડડડ કરતોકને ઘરનો કરો પડ્યો. થોડીવાર પછી પછીત પડી. મહારાજ અને ઘરનાં બધાં સાજા ખૂણામાં ભરાયાં. વરસાદ તો અટકતો જ ન હતો. સવાર થઈ છતાં એ તો ચાલુ જ રહ્યો. ઘરધણીએ કહ્યું 'મહારાજ, તમારે કાલનો ઉપવાસ છે એટલે ખાવાનું કરો. મહારાજે કહ્યું કે વારું તો બધું પડી ગયું છે. આ ઊભા છીએ એટલી ઓસરી

સાજી છે છતા મારી શાની ચિંતા કરે છે ? એમ છતાં એ ખીચડી લાગ્યો અને મહારાજે રાંધી અને ખાધી પણ વરસાદ તો અટકતો જ નથી પાણી વધતુ જ જાય ને પાણી આગણામાંથી ઓસરીમા ચડવા લાગ્યા લોકો ભેગા થયા ગામ તણાઈ જશે એવો બધાને ભો પેઠો હતો એક જણે કહ્યુ કે રેલ્વેનુ ગરનાળુ તૂટે તો ગામ બચે ચાલો સ્ટેશન માસ્તરની રજા લેવા જઈએ મહારાજે કહ્યું કે અત્યારે રજા લેવા ન જવાય ગરનાળું તોડી નાખો ગુનો થશે તો એ મારે માથે લોકોએ ગરનાળુ તોડ્યુ એટલે પાણી ઊતરવા લાગ્યુ. બધુ જ પાણી ધર્મજ ભણી વહવા લાગ્યુ ગામ બચી ગયુ

ત્યાર બાદ મહારાજ વરસતા વરસાદમા અને છાતી સમાણા પાણીમા, ચાલતા વટાદરા પહોચ્યા વટાદરાની ભાગોળે તગમગ પાણી થઈ ગયુ હતું અને પાટણવાડિયાની ફળીમા શુ થયુ હતું ? સો મકાનમાથી ફક્ત ચાર મકાન ઊભા હતા. એ દશ્ય જોઈને મહારાજના દુ ખનો પાર ન રહ્યો. એમની આંખમાથી પણ આંસુ ખરી પડ્યા પછી તો એમણે દોરડાની મદદથી લોકોને નજીકના ઊચાણવાળા ખેતરમા પહોચવામાં મદદ કરી કેટલાકને ગામના ગોરના ઊચા મકાનમાં પહોચાડ્યા ગત ક્યાર પડી જઈ એનીયે ખબર પડી નહિ. મહારાજ ટાઢથી ધ્રૂજતા હતા. રાત્રે એ વાડીલાલ ગોરના ઘરે પહોચ્યા તો એમનું ઘર પણ પડ પડુ થઈ રહ્યુ હતું. એ જ વખતે એ ઘરને ટેકા આપ્યા અને ટગાવી રાખ્યુ.

નજીકમાં જે ગુજરાતી શાળાના એક શિક્ષક રહેતા હતા આગલે દિવસે એમની સ્ત્રીને પ્રસૂતિ થઈ હતી જે ઓરડામાં બાઈ સૂતી હતી એ જ ઓરડાની પછીત પડી. તરત એ બાઈને બીજા ઓરડામાં ખસેડી. થોડી વાર. થઈ ત્યાં બીજા ઓરડાનો કરો પડ્યો ખાટલો ઊંચકીને ઓસરીમાં લાવ્યા આ દૃશ્ય જોઈને મહારાજને થયું કે ઈશ્વરે શું ધાર્યું હશે ? માસ્તર તો ગભરાઈને સૂનમૂન જેવા થઈ ગયા હતા એમને રાંધતા પણ આવડતું નહોતું મહારાજ આખી રાત ત્યાં રહ્યા પેલી બાઈ માટે ખાવાનો શીરો શેકી આપ્યો અને છાપરાને ટેકા ગોઠવી આપ્યા

ત્રીજા દિવસની સવાર પડી એટલે વરસાદ નરમ પડ્યો દસ વાગ્યા સુધીમાં એ તદ્દન બંધ થઈ ગયો લોકોને આશા બેઠી કે હવે બચીશું વરસાદ બંધ થયો એટલે લોકોનાં ટોળેટોળાં મહારાજના દર્શને આવવા લાગ્યા એમ જાણે કહ્યું કે મહારાજ તો ભગવાનનો અવતાર છે આ ઢાઢરોગીથી આવતા હતા ત્યારે કાસમાં પાણી તો માતું નહોતું પણ એ તો પાણી ઉપર ચાલીને જ આવ્યા એમનાં લૂગડાં કોરાંમ્દ હતાં માથાની ટોપી ભીની હતી મહારાજે કહ્યું કે ગાંડા થયા છો કે શું ? એવું તે હોતું હશે ? પણ આ વાત એવી ફેલાઈ કે લોકો ઘેરે ઘેરથી નીકળીને મહારાજના દર્શને આવતા હતા ગામના શેઠને પણ આ વાત સાચી લાગી મહારાજ એમને ત્યાં ગયેલા ત્યારે ફળીમાં બાંધેલી ઘોડી સામે મહારાજે ઘાસનો એક પૂળો નીરેલો એ ઉપરથી શેઠ, કહેતા હતા કે નક્કી મહારાજ તમારામાં કાંઈક છે મહારાજે કહ્યું શું છે ?

શેઠે કહ્યું કે આ ઘોડી પાસેનું બળદિયું એવું છે કે જે કોઈ નજીક જાય એને તડીને મારે છે. તમે એની સાવ નજીક ગયા હતા, છતાં એણે કશું ન કર્યું. મહારાજને થયું કે લોકો કેવા. કેવા વહેમો સેવે છે! એમણે શેઠને તો જવાબ આપ્યો જ કે વરસાદથી તમારું બળદિયું ઠરી ગયું હશે.

આ 'રજની રેલનું' મહારાજે અનુભવેલું પ્રથમ દૃશ્ય હતું પણ ગામે ગામ રેલે હાહાકાર વર્તાવી મૂક્યો હતો. મહારાજ વધારે જાણવા માટે વડોદરા જવા ઊપડ્યા. પેટલાદ સ્ટેશને એમને ત્યાંના ચંદુભાઈ શેઠ, મળ્યા. એમણે મહારાજને પૂછ્યું કે મદદ કરશો? મહારાજે કહ્યું શી? શેઠે કહ્યું કે સમુદ્રમાં રાઈના દાણા નાખવા છે. આ રેલ સંકટના લાખોના નુકસાનમાં મારો શો હિસાબ? પણ તમે ટેકો કરો તો મારે થોડી મદદ કરવી છે. મહારાજે કહ્યું કે હું વડોદરે જઈ આવીને તમને મળીશ.

વડોદરા શહેર તો પાણીથી ઊભરાઈ ગયું હતું. કમાટી બાગ આગળના સયાજીરાવ મહારાજના ઊંચા બાવલાના ઘોડાના ગોઠણ સુધી પાણી પહોંચ્યું હતું. એમ સમજેને કે નીચાણવાળો ગરીબ લત્તો પાણી તળે જ ઢંકાઈ ગયો હતો. મહારાજ વડોદરામાં અબ્બાસ સાહેબ તથા શ્રી. વેલચંદ બૅન્કરને મળ્યા. આવા વરસાદમાં મહારાજ એમની ખબર પૂછવા ગયા એની એમના દિલ ઉપર ભારે અસર થઈ. અબ્બાસ સાહેબના મકાનમાં કેટલાંક ગરીબ કુટુંબોને આશરો મળ્યો જ હતો. મહારાજે ગામડાંની કરુણ દશાનું એમની

પાસે વર્ણન કર્યું ત્યારે એમને બહુ લાગી આવ્યું અને બનતી બધી મદદ પહોંચાડવાનું વચન આપ્યું પાછા ફરતી વખતે મહારાજ પેટલાદના શેઠને પણ મળતા ગયા એમણે ય અનાજ વગેરેની મદદ આપવાની તૈયારી બતાવી મહારાજે કહ્યું કે હમણાં તો હું જાઉં છું મદદની જરૂર પડશે ત્યારે આપને મળીશ અગર તો ચિઠ્ઠી મોકલીશ. આટલું કહીને એ પાછા ગામડાંઓમાં ઊપડી ગયા

## ૨૯. રાહતકાર્ય શરૂ થયું

જેમ જેમ દિવસો જતા ગયા તેમ તેમ રેલથી થયેલા ભયંકર નુકસાનોની ખબર પડવા લાગી. એ વખતની ગરીબ લોકોની વિતક કથાઓ સાંભળી જાય એવી નહોતી. સરદાર વલ્લભભાઈ એ વખતે અમદાવાદમાં હતા. એમને આ પ્રલય-કથાની પૂરી કલ્પના આવી ગઈ હતી એટલે એમણે ગુજ-રાતના કાર્યકર્તાઓને તારો કરીને રેલસંકટવાળા વિભાગમાં પહોંચી જવાની હાકલ પાડી. અને અમદાવાદના ધનપતિ-ઓને પણ એમણે આ આપત્કાળે છૂટા હાથે મદદ કરવાની અપીલ કરી.

મહારાજને પણ જલદી બોરસદ આવો એવો તાર મળ્યો. એ બોરસદ પહોંચ્યા. દરબાર સાહેબ તથા કલ્યાણજી-ભાઈએ બીજા કાર્યકર્તાઓની મદદ લઈને રાહતકાર્ય શરૂ કરી દીધુ હતું. એમણે મહારાજને કહ્યું કે તમે કાંઠાવિભાગ સંભાળી લો અને લો, આ દસ હજાર રૂપિયા લેતા જાઓ. મહારાજે કહ્યું કે હું રાહતકાર્યમાં તો સાથે જ છું પણ આ નાણાં નહિ લઉં. એના હિસાબ કિતાબ રાખવાનું

કામ મને ફાવે નહિ. પૈસાની જરૂર પડશે તે હું મેળવી લઈશ. મને પેટલાદવાળા ચંદુભાઈ શેઠે નાણાંની મદદ કરવાનું કહ્યું છે. દરબાર સાહેબે કહ્યું કે એ રીતે ફાવે તો એમ કરો પણ નાણાંને અભાવે લોકોને રાહત ન પહોંચે એવું ન થવું જોઈએ.

બોરસદ જતાં જતાં એ ઝારોળાની હાજરી કઢાવતા આવ્યા હતા. રસ્તે કાદવમાંથી એમના પગમાં એક ખૂટો વાગ્યો હતો, એની પીડા થતી હતી, પણ એ પીડા ખાતર મહારાજ હવે બેસી શકે એવું હતું નહિ. એ બોરસદથી વટાદરા ગયા. ત્યાંના વાડીલાલ શેઠને એમણે કહ્યું કે રેલથી લોકોને પારાવાર નુકસાન થયું છે અને મને આંની સૂચના મળી છે. શેઠે કહ્યું કે નાણાં પૂરતા પ્રમાણમાં હશે તો જ લોકોને રાહત પહોંચી શકશે તમે રૂપિયા લાવવાની ના શા માટે પાડી? જાઓ, હજી રૂપિયા મળે તો લઈ આવો, હિસાબ કિતાબ હું રાખીશ અને તમે કહેશો એ બીજી મદદ પણ હું કરીશ. મહારાજ જાણતા હતા કે સામાન્ય સ્થિતિમાં આ શેઠ આવા કામમાં પડે એવા નથી. પરંતુ ગામડાના લોકોના ત્રાસ જોઈને એમની લાગણી પણ હાલી ઊઠી હતી. એમણે મદદ કરવાનું વચન આપ્યું એટલે મહારાજમાં વધારે હિંમત આવી સસ્તા અનાજની દુકાનો ચલાવવી હોય તો આવા સાથીદાર વિના કામ આગળ ન ધપે એ મહારાજ બરાબર જાણતા હતા. તરત જ મહારાજ બોરસદ જઈને રૂપિયા ત્રણ હજાર લઈ આવ્યા અને અનાજની દુકાનો શરૂ કરાવી શેઠે એક વેપારીને ગોમે એની ચીવટથી અને એક પાઈના પણ સ્વાર્થ વિના કામકાજ ગોઠવવા

સંપર્કથી જીતી લીધેલી કેટલીયે વ્યક્તિઓને જાહેર કામમાં સેવા આપતી કરી.

ભાદરણ તાલુકાના વહીવટદાર વડોદરા રાજ્ય તરફથી રાહત આપવા આવ્યા હતા. હજી પણ મહારાજની સૂચના પ્રમાણે તગાવી આપતા હતા. તંત્રના નિયમ પ્રમાણે તગાવી મોડી મળે પણ મહારાજ નક્કી થયેલી તગાવી રોકડી આપી દેતા અને પાછળથી વહીવટદાર પાસેથી વસૂલ કરી લેતા.

પેટલાદના શેઠ BBB નો સિમેંટ કમિશન અને રેલ્વે-ચાર્જ વિના આપવાનું નક્કી કર્યું હતું. એથી સિમેન્ટની એક થેલી રા રૂપિયે પડતી હતી વડોદરા રાજ્ય તરફથી રાજ્યની ત્રેનમાં ગમે ત્યાં ફરવાનો મહારાજને મફત પાસ આપવામાં આવ્યો હતો એટલે એ ઝડપથી ફરી શકતા હતા.

વાડીલાલ શેઠનો દુકાનોનો વહીવટ તથા હિસાબ ખૂબ વખણાતો. મહારાજને એથી બહુ આનંદ થતો પણ આ બધો જશ મહારાજને નામે ચડતો હતો, એ એમને કઠતુ હતું. વટાદરાનાં મો મકાનો ચણવાની યોજના પણ મંજૂર થઈ ગઈ હતી. એ માટે ૩૦ વીંઘા જમીનનો પણ કબજો મળ્યો હતો પણ બધા લોકો મૂળ સ્થાનેથી ખસવા તૈયાર ન થયા. આથી ત્યાં ફક્ત ત્રીસ મકાનો જ બાંધી શકાયાં.

## ૩૦. કલંકરૂપ અંદર અંદરનો કુસંપ

મહારાજ ફરતા ફરતા જલસણ ગામમાં ગયા તો ત્યાં સડક ઉપર કેડ સુધીનું પાણી ભરાયું હતું. લોકો કહેતા કે નિશાળનાં મોતિયાં સુધી પાણી ચડ્યું હતું. આખું ગામ જળબંબાકાર થઈ ગયું હતું. પાટણવાડિયાનું એક પણ મકાન ઊભું નહોતું રહ્યું. એમણે બધાએ કુંભારને ટેકરે જઈને આશરો લીધો હતો. મહારાજ એ બધાને મળ્યા, દરેકને અધમણ અધમણ ચોખા આપ્યા, અને કપડાંની વ્યવસ્થા કરી આપી. પણ આ લોકોએ રહેવું ક્યાં એ જ મુખ્ય સવાલ હતો. નજીકના ફિણાવ ગામમાં વહીવટદાર આવ્યા છે એવું જાણીને મહારાજ તેમને મળવા ગયા. જલસણની હકીકત તેમની પાસે રજૂ કરી એટલે તેમણે કહ્યું કે જો એવું જ હોય તો હાલમાં ચરાની જમીનમાં છાપરાં બંધાવો. એ ભાગ કાંઈક ઊંચાણમાં છે ને? મહારાજે કહ્યું, હા. તેમણે કહ્યું કે તમે કામ શરૂ કરાવો પાછળથી હું જમીન ઍક્વાયર કરાવી આપીશ. પણ ગામલોકોના અંદરઅંદરના દ્વેષને કારણે જ એ કામ પડતું મૂકવું પડ્યું.

ત્યાર બાદ ડૉ ચન્દ્રચૂડ તથા નાયબસૂબા એ વિભાગમા પ્રવાસે નીકળ્યા હતા તેમને પણ મહારાજ જલસણમા લઈ ગયા એમણે પાટણવાડિયાઓની ઘરબાર વિનાની હાલત જોઈને તરત હુકમ આપ્યો કે મકાનો બાધવા માટે ઊચામા ઊચી જગ્યા પસંદ કરો એ જમીન જેની હશે એને આપણે પૈસા ચૂકવી દઈશુ બે વીઘાનુ એક સુદર ખેતર પસંદ કરવામા આવ્યુ અને એના બદલા પેટે રૂપિયા એક હજાર આપવા એવુ ઠર્યું પાટીદારોને પાટણવાડિયાઓના મકાન માટે આવી મોમની જમીન મળે એ ગમ્યુ નહિ આથી એમા લોઢ પડ્યો પરિણામે જમીન એકવાર ફગાવવી પડી અદર અદર વાજ કસે ભરાયુ આથી રૂપિયા મહારાજે કોર્ટમા ભરી દીધા હતા છતા કામ ઝગડામા પડ્યુ અને ગહતકાર્ય ચાલ્યુ ત્યાસુધી એનો કશો ઊકેલ ન આવ્યો. ૧૯૨૮ની બારડોલીની લડતમાથી મહારાજ પાછા આવ્યા ત્યારબાદ મહામુશ્કેલીએ સમજાવીને એમણે એ કામ થાળે પાડ્યુ પણ મકાન બાધવા માટેના નાણા તો હવે મળે એવુ રહ્યુ નહોતુ, કેમકે ગહતકાર્ય બધ થયુ હતુ મહારાજ પેટલાદના ચદુભાઈ શેઠ પાસે ગયા અને બધી હકીકત રજૂ કરી છેવટે જણાવ્યુ કે ચાર વર્ષ માટે તમે આ લોકોને બે હજાર રૂપિયા ઊછીના આપો શેઠે કહ્યુ કે રૂપિયા જોઈતા હોય તો એમ ને એમ લઈ જાઓ પણ ઊછીના આપવામા નહિ ફાવે મહારાજે કહ્યુ કે એમા કશી મુશ્કેલી નહિ આવે હું છુ ને શેઠે ક્યુ કે તમારી મરજી હોય તો ઠીક, કરો પ્રયોગ મહારાજ નાણાં ઊછીના આપી આવ્યા અને મકાનો બધાયા પણ શેઠે જે

શંકા બતાવી હતી એ સાચી જ પડી. મહારાજને એ શેઠીનાં આપેલાં નાણાં હજુ સુધી પાછાં મળ્યાં જ નથી. શેઠે એની ઉઘરાણી પણ કરી નથી.

મહારાજ માટે આ એક જ પ્રસંગ આવો હતો એવું નથી. રાહતકાર્યમાં બીજી ઘણી જગ્યાએ એમને આવો અનુભવ થયો હતો. જમીન માટેના ઝઘડા પણ ઠેર ઠેર થતા હતા.

એક જોષીપુરા ગામમાં તો જમીનના ઝઘડાએ બહુ ઉગ્ર સ્વરૂપ લીધું હતું. રેલ વખતે પાટણવાડિયાઓનાં મકાન પડી ગયાં હતાં તે તેમણે ફરી ચણવા માંડ્યાં એટલે ગામના પાટીદારોએ તેમને રોક્યા અને જણાવ્યું કે મૂળ જમીન ઉપર ફરી મકાન બાંધવાં હોય તો ઘર દીઠ રા। રૂપિયાનું ભાડું આપવું પડશે અને ઢોરનું છાણ આપવું પડશે. મહારાજને આ વાતની ખબર પડી એટલે એમણે આમ લટકતી તરવાર રહે એવો કરાર કરી આપવાની પાટણવાડિયાઓને ના પાડી, અને જણાવ્યું કે તમને બીજી જમીન ખરીદી આપીશું. પણ પાટીદારો જમીન પણ શાના ખરીદવા દે? એક જણ જમીન આપવા તૈયાર થયો પણ એણે બે વીઘાં જમીનના આઠ હજાર માગ્યા. મહારાજ નાયબ દીવાન ગોવિંદભાઈ સાહેબને મળ્યા. તેમણે કહ્યું કે કાંઈ ફિકર નહિ તમે જમીન પસંદ કરો ને હું એક્વાયર કરાવી આપીશ. ગામના પાટણવાડિયાઓએ ગામ નજીકના જૂના વણઝારાના કૂવા પાસેનું બે વીઘાંનું એક સુંદર ખેતર પસંદ કર્યું. રાજીખુશીથી તો કોઈ જમીન આપવા તૈયાર હતું જ નહિ, એટલે રૂ. ૯૦૦માં એ જમીન એક્વાયર કરવામાં આવી.

નાણા પણ કચેરીમાં ભરી દેવામાં આવ્યાં પણ એ જમીન પાટણવાડિયાઓના હાથમાં ન જાય એ માટે પાટીદારો મમતે ચડ્યા અને દ્વેષનો પારો એટલી હદે ઊંચો ચડ્યો કે કેટલાક તો એમ પણ વિચારવા લાગ્યા કે આના મૂળમાં પેલો બ્રાહ્મણ છે એટલે તેને પૂરો કરવો જોઈએ. પાટણવાડિયા પણ પાટીદારો સામે રીસે ભરાયા હતા. પણ પાટીદારોએ ચિટનિસને ફોડીને એક બે પાટણવાડિયા (રાવણિયા)ઓ પાસે અમારે એ જમીનની જરૂર નથી એવી અરજી કરાવી. દરમ્યાન મહારાજ બારડોલી સત્યાગ્રહ અંગે જેલમાં ગયા હતા. જેલમાંથી છૂટ્યા પછી એમણે સરભોણથી નાયબસૂબા ઉપર એ જમીન અંગે એક પત્ર લખ્યો. બન્યું એવુ કે નાયબસૂબા પાસે મહારાજનો પત્ર અને પેલી અરજી બન્ને સાથે જ પહોંચ્યાં. પત્રમાં મહારાજે અરજી વિષે અને ચિટનિસ વિષે પણ લખ્યુ હતુ એટલે નાયબસૂબાએ પેલા રાવણિયા તથા ચિટનિસને બોલાવીને ધમકાવ્યાં અને મહારાજને વડોદરા મળવા બોલાવ્યા. મહારાજ એમને મળ્યા પછી જોષીપુરા જઈને જાતે ખાતરી કરી આવ્યા પાટણવાડિયાઓને એ જમીન જોઈતી જ હતી, પાટીદારો એનો કબજો છોડવા તૈયાર ન હતા. છેવટે પોલીસો લઈ જઈને ફોજદારે ખીલીઓ ઠોકાવી, પાટીદારોએ પાટણવાડિયાઓનો વ્યવહાર બંધ કર્યો, બજારેથી એમને માલ સુધ્ધા ન મળે એવુ કરી મૂકયું. નાયબસૂબાએ પોલીસ મોકલીને એ વ્યવહાર ફરી ચાલુ કરાવ્યો

પણ આવા બનાવોથી મહારાજને બહુ દુઃખ થતું. આપણા સમાજમાં કોમ કોમ વચ્ચે કેવા વેરઝેર છે, ઉચ્ચ

ગણાતી કોમો ગરીબ અને પછાત કોમો પ્રત્યે મોટાભાઈની ગરજ સારવાને બદલે કેવા ભેદભાવ અને તુચ્છભાવ સેવે છે એનું પણ એમને સચોટ ભાન થતું. આવા પ્રસંગનું વર્ણન કરતાં એ કહેતા હતા કે થોડા મહિના પહેલાં કુદરત રૂઠી હતી અને રેલમાં બધું તણાવા બેઠું હતું ત્યારે જ્યાં ત્યાંથી એક જ અવાજ ઊઠતો હતો કે ભગવાન દયા કર. એ વખતે હરિજન કે બ્રાહ્મણનો ભેદ નહોતો રહ્યો. મેં મારી સગી આંખે નદીમાં તણાતી ગંજી ઉપર માણસ અને સાપને એકબીજાની નજીક જ બચવા માટે તરફડિયાં મારતા જોયા હતા. એ વખતે નહોતું કોઈ કોઈને ડંખતું કે નહોતું કોઈ કોઈને મારતું. આફત વખતે સ્મશાન વૈરાગ્ય આવે છે તે આનું જ નામ. આપણા સમાજમાંથી ચોરી, લૂંટ કે ધાડ કાઢવા હોય અને સુખ શાંતિ ફેલાવવાં હોય તો આપણી વચ્ચે પડેલા આવા વિષમ ભેદભાવો હટાવ્યે જ છૂટકો છે. એ કાઢવાનો ઈલાજ એક જ છે, સદ્જ્ઞાનનો ફેલાવો. બન્ને બાજુથી એ પ્રયત્ન થવાની જરૂર છે.

# ૩૧. તલાટીની પજવણી

રેલ ગહત અગે મહારાજ વગેરે પરચણિયા ગયા હતા. પરચણિયા જલસણથી દોઢ ગાઉ થાય એ ગામમાં ગામના ચોરા સિવાય બધા જ મકાનો ભોંયભેગાં થઈ ગયાં હતાં. ઘરની બધી માલમિલ્કત અનાજ સુધ્ધા પલળી ગયાં હતા. કેટલાકને તો હવે ખાવુ શુ એની જ મૂઝવણ ઊભી થઈ હતી મહારાજ સાથે શ્રી મીઠુબહેન પિટિટ પણ ગયા હતા તેમને ત્યાનુ હૃદયભેદક દૃશ્ય જોઈને બહુ લાગી આવ્યુ. તેમણે કહ્યુ કે અહી મારા તરફથી સસ્તા અનાજની દુકાન કાઢો. ખર્ચ થશે તે હુ આપીશ નાણા તો મળ્યાં પણ દુકાન ચલાવે કોણ? એ ગામના જ એક અપગ ભાઈની ત્યા નાની સરખી દુકાન ચાલતી હતી એમને મદદ આપવાનુ કહીને એમની પાસે જ એક સસ્તા અનાજની દુકાન કઢાવી અનાજ મગાવી આપવાનુ કામ મહારાજ કરતા. એક વખત સાયમા સ્ટેશને ચોખાનુ વેગન મગાવ્યુ હતુ. નૂર લઈને મહારાજ ચોખા છોડાવવા જતા હતા. રસ્તે ગાડીમા એમના ખિસ્સામાથી રૂપિયા ૩૦ કોઈએ કાઢી

લીધા. મહારાજ કહે છે કે એમણે પૈસા ખોયા હોય એવો એમના જીવનમાં આ પહેલો જ પ્રસંગ હતો.' પણ આવી અસાવધાની માટે એમને બહુ દુઃખ થયું. સ્ટેશન માસ્તર મહેમદાવાદના હતા એટલે એમણે વૅગન છોડી આપ્યું. નૂરનાં નાણાં મહારાજે પાછળથી મોકલી આપ્યાં.

આ દુકાન શરૂ થયા પછી થોડા દિવસમાં નાયબ-સૂબા શ્રી નાયમપલ્લી સાહેબ પચરણિયા આવ્યા હતા. મહારાજે એમની સમક્ષ લોકોને થયેલી નુકસાનીનો ખ્યાલ રજૂ કર્યો અને જણાવ્યું કે હમણાં સસ્તા અનાજની દુકાન ખોલવામાં આવી છે. એમાં આ ગામના લોકોને રૂપિયે ચાર આના અને બીજાં ગામનાઓને રૂપિયે બે આના ખોટ ખાઈ ને અનાજ વેચાય છે. તદ્દન નિરાધાર હોય એમને મફત પણ અપાય છે. નાયબ સૂબાને પણ આ ગામની હાલત જોઈ ને વિશેષ મદદ કરવાનું મન થયું. એમણે મહારાજને કહ્યું કે આ ગામમાં આટલાં બધાં મકાનો તૂટી પડ્યાં છે એટલે આખું ગામ નવેસરથી સુંદર રીતે બાંધીએ. તમે મને મદદ કરશો? બે હજાર રૂપિયા હું આપીશ, બે હજાર તમે લાવી આપો, ચાર હજારની સરકાર તરફથી તગાવી મળશે, આમ આઠ હજારમાં તો સુંદર ગામ થાય. મહારાજને પણ એમની વાત ગમી.'

ગામઠાણ માટે ઊંચાણવાળું એક ખેતર પણ શોધી કાઢ્યું. મુખીએ એમના કબજામાં સૌથી લાયક જમીન હોવા છતાં એક પાટણવાડિયાનું ખેતર જ ગામઠાણ માટે બતાવ્યું. નાયબ સૂબા બધી નોંધ કરી ચાલવાની તૈયારી કરતા

હતા એટલામાં એમણે એક નવી જ વાત કહી. મહારાજ તરફ ફરીને એમણે કહ્યું, રવિશંકર મહારાજ, તમે આ ગરીબ લોકોને રાહત આપવા માટે તન તોડીને દોડાદોડી કરો છો પણ આ (તલાટી તરફ આંગળી ચીંધીને) અમારા નોકરો જ એમને લૂંટી ખાય છે. મારા જાણવામાં આવ્યું છે કે આ તલાટીએ ગામલોકો પાસેથી બીજી તગાવી આપતી વખતે લાંચ ખાધી છે. હું પૂરી તપાસ કર્યા વિના એને કાંઈ સજા કરું તો અન્યાય થવાનો સંભવ છે. તમે મને આ અંગે સાચી તપાસ ન કરી આપો ? બપોર પછી આપણે મળીશું.

મહારાજે તપાસ કરી તો એમને જણાયું કે લાંચની વાત સાચી હતી.

બપોરે નાયબ સૂબાએ ગામલોકોને મકાનો બાંધી આપવા વિષેની યોજના કહી સંભળાવી. બધા રાજી થયા. પછી ધીરે રહીને એમણે વાત મૂકી કે હું તમને એક પ્રશ્ન પૂછવા માગું છું. તમે સાચું કહેશો ?

એક જણ—હોવે, જૂઠું શું કામ બોલીએ ?

સાહેબ—તમે આ મહારાજ પાસે જૂઠું બોલો ખરા ?

બધા—ના સાહેબ.

સાહેબ—સરકારે તમને તગાવી આપેલી ખરી ?

બધા—હા સાહેબ, એની ના કેમ કહેવાય ?

સાહેબ—તગાવી આપી એ સારું થયું ?

એક જણ—બહુ સારું થયું, સાહેબ, તગાવી ન મળત તો અમે શું કરત ?

સાહેબ—ઠીક ત્યારે એક બીજો પ્રશ્ન. તમારી તલાટી-માંથી લાંચ કોણે ખાધી ?

એક જણ—સાહેબ, લાંચ આપવાની તમે ના પાડી હતી ને એ શી રીતે અપાય ?

બીજા બેચાર જણાએ પણ ટાપશી પૂરી કે સાહેબ, લાંચ કોને આપે વળી !

નાયબ સૂબાએ મહારાજ ભણી નજર નાખી. મહારાજને થયું કે આ લોકો અને તલાટી વચ્ચે સૂબા સાહેબે ક્યાં પારાયણ કાઢી. મહારાજે લોકો ભણી ફરીને કહ્યું કે તમારે જૂઠું બોલવાની શી જરૂર છે ? પૈસા આપ્યા હોય તો કહી દેવું.

એક જણથી રહેવાયું નહિ. એ ફાળિયું કેડે વીંટતો વીંટતો બોલી ઊઠ્યો, સાહેબ, મારી નાખવો હોય તો મારી નાખો પણ જૂઠું નહિ બોલાય. અમે લાંચ આપી છે એની ના નહિ કહેવાય.

સાહેબ—કેટલી આપી છે ?

પેલો ભાઈ—સાહેબ, વીસવાગાએ એક, દસવાગાને અડધો અને પાંચવાગાએ પાવલું.

સાહેબ—કોણે કોણે આપી હતી ?

પેલો ભાઈ—બધાએ. કોણ બાકી હોય ?

બીજો ભાઈ—(બચાવ કરતો હોય એ ઢબે) હા, સાહેબ. પૈસા તો આપ્યા હતા. પણ અમે તલાટીના ઘરે જઈએ હોઈએ, એમણે અમને ખાવાનું કરી આપ્યું હોય પછી

એમના છોકરાના હાથમાં પાયલું અડધો તો મૂકવો જ જોઈએ ને સાહેબ ?

પેલો ભાઈ—એવું ચમ બોલે છે ? આપણે ચ્યારે એમના ઘરે ખાધું ? મુસલમાનના ઘરની ખીચડી ખાતા હશું ?

બીજો ભાઈ બોલતો જ ચૂપ થઈ ગયો.

પેલો ભાઈ—સાહેબ, મકાન બાંધવા માટે મોટી તગાવી મળે ત્યારે તલાટીનું ઘર પડી ગયું છે તે કરી આપવાનું પણ નક્કી થયું છે. નાયબ સૂબા તથા મહારાજની તો આ સાંભળીને આંખો જ ઊઘડી ગઈ. તલાટી તથા મુખીનાં મોં ઉપર આ બધા સામે રોષ હતો. બધા વેરાઈ ગયા પછી મહારાજે સાહેબને કહ્યું કે આ વાતને આમ જાહેરમાં નહોતી છેડવી જોઈતી.

સાહેબ—ત્યારે શું હું આ બધાને લાંચો ખાવા દઉં ? એને તો હું શિક્ષા કરીશ.

સાહેબ તે દિવસે રવાના થયા. પણ મહારાજ ગામમાં જ રોકાયા.

ગામના મુખી તલાટી સસરો જમાઈ હતા. બન્ને મુસલમાન હતા. સાહેબ જતાં જતાં એ બન્નેને તેમજ લાંચ આપનાર પૈકીના ચાર જણને પેટલાદ આવવાનો હુકમ આપતા ગયા હતા. મુખી તલાટીએ મહારાજ વિરુદ્ધ ગામમાં વાતાવરણ તૈયાર કરવા માંડ્યું. સસ્તા અનાજની દુકાનનુ અનાજ વહેવા ગયેલા મુસલમાન ગાડાવાળા આવ્યા ત્યારે એમણે પણ આ બધુ સાંભળ્યુ. એમને ય વળ ચડ્યો અને પહેલેથી વાત થઈ હતી એના કરતાં વધારે ભાડું માગ્યું. વ્યાજબી માગણી કરવાનું

કહેવા જતાં ગરમાગરમ ચર્ચા થઈ અને વાતાવરણ વધારે તંગ બન્યું. મુસલમાનોએ દુકાને આવવાનું પણ બંધ કર્યું.

બીજે દિવસે સવારમાં ઊઠીને મહારાજ બીજે ગામ જવા નીકળતા હતા એટલામાં એક પાટણવાડિયો રડતો રડતો મહારાજ પાસે આવ્યો અને કહેવા લાગ્યો કે હું કોઈકને મારી નાખીશ. મહારાજે પૂછ્યું પણ છે શું? એણે કહ્યું કે મારી જમીન ઉપર એક પણ મકાન નહિ બાંધવા દઉં. મારી ગરીબ માણસની જમીન પડાવી લેવા માટે તો સાહેબને બતાવી છે! પણ હું મરી જઈશ છતાં જમીનનો એક ચાસ પણ આપવાનો નથી. મારાં છોકરાંને રખડાવી મારવાં છે? મારો નવો કરાવેલો કૂવો પડાવી લેવો છે? મહારાજે કહ્યું, પણ બદલામાં તને પૈસા મળશેને! પેલા ખેડૂતે કહ્યું, પૈસાને શું કરું? મારાં છોકરાં પૈસાને શું ચાટી ખાય? મારે તો મારી જમીન કોઈને આપવી નથી. આ બધું જાણ્યા પછી મહારાજને દુઃખ થયું. એ નાયબ સૂબાને મળ્યા અને બધી હકીકત રજૂ કરી. સાહેબે કહ્યું કે તમે ગભરાશો નહિ. બધું સારું થઈ જશે. એમણે પેલા પાટણવાડિયાને બદલામાં ગામ તળની સુંદર જમીન અપાવી એથી એ તો સંતોષ પામી ગયો.

નાયબ સૂબાના હુકમ પ્રમાણે તલાટી વગેરે સાહેબને મળવા માટે પેટલાદ ગયા ત્યારે એમના જવાબમાં તલાટીએ એવું લખાવ્યું કે સાહેબ, મહેમદાવાદમાં હિંદુમુસલમાનનો ઝઘડો ચાલે છે અને અહીં પણ એવો ઝગડો શરૂ થાય એ માટે રવિશંકર મહારાજ અમારે ગામ આવે છે અને ગામલોકોને ઉશ્કેરે છે. આપ તપાસ કરશો તો માલૂમ

પકડે કે એ આર્યસમાજી છે, અને આર્યસમાજીનો ધંધો હિંદુ-મુસલમાનના ઝગડા કરાવવા એ જ હોય છે આ રીતે મૂળ મુદ્દામાંથી ચસકવા માટે એણે નવો જ મુદ્દો ઊભો કર્યો.

નાયબ સૂબાના મન ઉપર આ રજૂઆતની બિલકુલ અસર ન જ થઈ એમ ન કહેવાય, કેમકે એ અરસામાં જ એમણે શ્રી મોતીભાઈ અમીનને મહારાજ વિશે કેટલાક પ્રશ્નો પૂછેલા એમાં મહારાજ આર્યસમાજી છે કે નહિ? હિંદુ-મુસલમાનોમાં ઝગડો કરાવે એવા છે કે નહિ, એ પણ હતા. શ્રી મોતીભાઈ સાહેબે એમને જવાબ આપ્યો હતો કે હું જાણતો નથી કે એ આર્યસમાજી છે કે નહિ, પણ એટલું તો છાતી ઠોકીને કહી શકું એમ છું કે એ હિંદુ-મુસલમાનના ઝગડા કરાવે એમ નથી એટલુ જ નહિ પણ કયાંક થતા હોય તો એને શમાવે એવા છે.

આ વાત જાણ્યા પછી મહારાજને નાયબ સૂબાને મળવાનું થયું ત્યારે એમણે વાતવાતમાં સંભળાવ્યું કે તમારું ખાતુ પણ વિચિત્ર છે. જ્યારે લાંચનું નક્કી કરવુ હતું ત્યારે તમે મને હાથમાં લીધો અને મારામાં પૂર્ણ વિશ્વાસ બતાવ્યો અને મારાં છિદ્રો શોધવાં છે ત્યારે તમે બીજે ત્રીજે પૂછ્યા કરો છો. એના કરતાં એ બાબત પણ સીધી મને પૂછી હોત તો હું તમને કહી દેત. આવુ કહીને મહારાજે હિંદુ-મુસ્લિમ પ્રશ્ન અંગેના પોતાના વિચારો એમની પાસે રજૂ કર્યા.

નાયબ સૂબાએ જવાબ આપ્યો કે તમારા વિશે કશી શંકા લાવવા જેવું નથી એ હું જાણુ છુ, પણ એક અમલદાર

તરીકે અમારે બધી બાબતો ચારે ય દિશાએથી તપાસવી જોઈએ. તમને માઠું લાગ્યું હોય તો એ બદલ હું દિલગીરી બતાવું છું. મહારાજે કહ્યું કે દિલગીરી બતાવવાની કશી જરૂર નથી.

થોડા દિવસ પછી એમણે લાંચ અંગે પેલા તલાટીને ઘેર બેસાડ્યો. તલાટીની ઉશ્કેરણીથી ત્યાંના મુસલમાનોએ ગામના બારૈયા તથા પાટણવાડિયાઓને હાથમાં લેવા બહુ પ્રયત્ન કર્યા પણ મહારાજ વિરુદ્ધ એમને ઉશ્કેરવામાં એ બહુ ફાવ્યા નહિ. સૂબા સાહેબે એને ઘેર બેસાડ્યા. પછી આખા પેટલાદ તાલુકામાં હુકમ કાઢ્યો કે તગાવી વહેંચવામાં કોઈ તલાટી કે બીજા અમલદાર લાંચ ખાશે તો એ ઘેર બેસી જશે. આ દાખલાની તથા હુકમની અસર પણ સારી થઈ.

## ૩૨. નર્મદામાં ડૂબી મરીશું

રેલસંકટનું કામ હજુ પૂરું નહોતું થયું એટલામાં તો બારડોલી સત્યાગ્રહ આવ્યો, અને સરદારની હાકલ પડી. પચરણિયાને આદર્શ ગામ બનાવવાની નાયબ સૂબા સાહેબની યોજના અધૂરી જ રહી જવા પામી. પણ રેલસંકટમાં સરદાર સાહેબના પ્રોત્સાહનથી કાર્યકર્તાઓએ એવું કામ કરી બતાવ્યું કે પ્રજાને ભાન થયું કે આપણા ઉપર આફત આવે ત્યારે આપણી પાછળ જોનારા બેઠા છે ખરા. મહારાજે તો એમની વિશિષ્ટ શૈલીમાં એટલાં એટલાં કામો કર્યાં કે એની ગણતરી કરવી પણ મુશ્કેલ પડે. કાંઠા વિભાગની પ્રજાને ભાન થઈ ગયુ કે આપણી બાંય ઝાલનાર મહારાજ આવ્યા તેથી જ આપણે ઊગરી ગયા.

જવાનું થયું ત્યારે નાયબ સૂબાએ કહ્યુ કે તમારે જવાનું નથી. મહારાજે કહ્યું કે સરદાર સાહેબની હાકલ પડી એટલે જવું જ પડે. સૂબા સાહેબે વિનોદમાં કહ્યું કે તમે જશો તો હું તમારા ઉપર ગુનો દાખલ કરીને પકડાવીશ અને આ રાહતનું કામ કરાવીશ. મહારાજે કહ્યું કે એમ કરવુ હોય

તો સત્તા તમારા હાથમાં છે પણ આ વર્તાલાપ પછી થોડા દિવસોમાં જ મહારાજ બારડોલી પહોંચી ગયા.

ગુજરાતના ગામડાઓમાં મહેસૂલની આકરણી નવેસરથી થવાની હતી. એની શરૂઆત બારડોલીથી કરવામાં આવી. રિવીઝન ઓફિસરે તાલુકાની તપાસ કરીને એવો રિપોર્ટ કર્યો કે ચાલુ મહેસૂલમાં ૨૫ ટકા વધારો થાય. એ વધારાનાં કારણો એવાં ભૂલાં અને બનાવટી હતાં કે પ્રજામાં આ વધારાથી ખૂબ અસંતોષ વ્યાપ્યો અને એની સામે એક જાતની ચળવળ શરૂ થઈ. શરૂઆતમાં લોકોએ ધારાસભાના સભ્યો મારફતે અરજીઓ કરી, સભાઓ ભરી, પણ એથી કાંઈ વળે એવું જણાયું નહિ એટલે લોકો સરદાર સાહેબ પાસે પહોંચ્યા. સરદારે કહ્યું કે આમાં તો લડવું પડે તમારી તૈયારી હોય તો મને બોલાવો. લોકોએ વિચાર કરીને સરદારની આગેવાની સ્વીકારી. સરદારે એ આગેવાની લેતાં પહેલાં બારડોલી જઈને ઈ. સ. ૧૯૨૮ના ફેબ્રુઆરીની પહેલી તારીખે લોકોને ચકાસી જોયા એ વખતે એમની સાથે એ મહારાજને પણ લઈ ગયા હતા. બધા ભેગા થયા ત્યારે એમણે પહેલેથી જ પ્રશ્ન મૂક્યો કે મિલકત ખોવા કોણ કોણ તૈયાર છે? લોકોએ તૈયારી બતાવી ત્યાર પછી એ આગેવાની લેવા કબૂલ થયા. એમણે ગાંધીજીના આશીર્વાદ પણ મેળવ્યા.

ફેબ્રુઆરીની ૧૨ મી તારીખે એમણે બારડોલીમાં એક ખુલ્લી સભા ભરી. એમાં બારડોલીના મહેસૂલ વધારા વિષેનો પ્રજાનો કેસ રજૂ કર્યો અને એ વધારો વાજબી છે કે નહિ એની ખાત્રી કરવા માટે એક નિષ્પક્ષ તપાસ સમિતિની માગણી જાહેર કરી આ સભાની શરૂઆતમાં શ્રી મહાદેવ-

ભાઈએ 'શૂર સંગ્રામ કો દેખ ભાગે નહીં' એ ગીત ગાયું હતું. ધારાસભાના સભ્યો પણ એ વખતે હાજર હતા. તેમણે આ સભામાં એવી મતલબનાં ભાષણો કર્યાં કે અમે ન્યાય મેળવવા માટે આજસુધી કાયદેસરની અરજી વગેરેનાં પગલાં ભર્યાં પણ હવે અમે આ કેસ લડાયક બળોના હાથમાં મૂકવો વ્યાજબી માનીએ છીએ.

એ સભા પછી સરદાર સાહેબે મુંબઈ સરકારને એ બાબત એક લાંબો પત્ર લખ્યો અને એમાં પણ પેલી તપાસ સમિતિની માગણી કરી. પણ સરકારે એ પત્રનો જવાબ બહુ તોછડો આપ્યો.

ત્યાર પછી સરદારે ગુજરાતના ચુનંદા કાર્યકર્તાઓને બારડોલી બોલાવ્યા અને તાલુકાના વિભાગ પાડીને વિગતવાર છાવણીઓ નંખાવી. મહારાજને ભાગે સરભોણ વિભાગ આવ્યો હતો. એમને પૂર્ણા અને મીંઢોળા નદી વચ્ચેનાં ૧૮ ગામોમાં ફરવાનું હતું. અને સરભોણ આશ્રમમાં રહેવાનું હતું. સવાર સાંજ એ તો આજુબાજુનાં ગામોમાં ફરતા અને અને લોકોને બોરસદ સત્યાગ્રહના અનુભવોની તથા વીસ એકવીસના સત્યાગ્રહની વાતો કહેતા. એ સાંભળી સાંભળીને લોકો ખુશ ખુશ થઈ જતા. ત્યાંના લોકો મહારાજને રવિશંકર કહીને બોલાવતા. થોડા વખતમાં તો રવિશંકરને ગામલોકો સાથે એવો ગાઢો સંબંધ બંધાઈ ગયો કે લોકો એને પોતાને ત્યાં જમવાનું આમંત્રણ આપવા લાગ્યા. પણ મહારાજ તો સરભોણ આશ્રમમાં સ્વ. ડૉ. ત્રિભુવનદાસ પોતાને ખર્ચે રહીને દવાખાનું ચલાવતા હતા એમના કુટુંબ સાથે જ રહેતા અને જમતા.

એક વખત પ્રોફેસર નાયકના સસરા શ્રી ભૂલાભાઈ તલાટીએ કટાક્ષમાં કહ્યું કે તમે બારડોલીના લોકોને લડાવવા આવ્યા પણ એમાં તમારુ શું જાય? નુકસાન થાય તો બારડોલીના લોકોને થાય, તમારે તો નહિ નહાવાનું કે નહિ નિચોવવાનુ.

આ સાભળીને ઘડીભર તો મહારાજ સ્તબ્ધ થઈ ગયા. પછી એમણે તેમને એવો જ સણસણતો જવાબ આપ્યો કે અમે ખેડા જિલ્લામાંથી આવેલા માણસો નાકવાળા છીએ સમજ્યાને, કા તો અહીંથી કામ પાર પાડીને જઈશુ અને કાં તો વચ્ચે નર્મદા નદી આવે છે એમા ડૂબી મરીશુ પણ બૂચા થઈને પાછા નહિ ફરીએ.

ટીખળ મજાકમા મૂકેલી વાતને આવો ગભીર જવાબ મળશે એવી ભૂલાભાઈને કલ્પના ન હતી પણ આ પ્રસંગથી આવેલાઓને મન બારડોલીની લડત કેટલી મહત્ત્વની છે એનો એમને પૂરો પરિચય થઈ ગયો.

## ૩૩. લોકો ઘરમાં બંદીવાન બન્યા

સરદારે બારડોલી સત્યાગ્રહ વખતે ફરમાન કાઢયું હતું કે એમના સિવાય કોઈ પણ સ્વયંસેવક કે કાર્યકર્તાએ જાહેર વ્યાખ્યાન ન કરવું, પણ સરદાર તરફથી આવતી દરેક સૂચનાનો પૂર્ણ અમલ કરવો. સત્યાગ્રહ પત્રિકા દ્વારા તથા ગામેગામ ઘૂમીને સરદાર બાપણ કરતા હતા, એથી ગામડાંઓની બહેનો તથા ભાઈઓ લડત માટે મજબૂત બનતાં જતાં હતાં. સત્યાગ્રહમાં જોડાવા માટેનાં પ્રતિજ્ઞાપત્રો ઉપર નવી નવી સહીઓ આવતી જતી હતી. સરકારી અમલદારો પણ ચોથાઈની નોટિસો આપતા જતા હતા અને જપ્તી તથા ખાલસા માટેની ધમકીઓ પણ આપતા જતા હતા. પણ સરદારે ગામેગામનાં અને કોમેકોમનાં પંચો મારફત સત્યાગ્રહમાં જોડાવાના ઠરાવો કરાવ્યા હતા. સરકારનું દમન વધતું જતુ હતું તેમ નવો રંગ જામતો જતો હતો.

મહારાજે એમના વિભાગમાં બહારના સ્વયંસેવકો બહુ ઓછા રાખ્યા હતા પણ સ્થાનિક ભાઈઓનો સાથ એમને ખૂબ મળતો હતો. અઠવાડિયે એક વખત સરદાર સાહેબ

એમના વિભાગમાં આવે જ. મહારાજ કહે છે કે "એ વખતે એમની પાસે એક દિવસમાં તેર તેર સભાઓમાં વ્યાખ્યાન કરાવ્યાનું મને સ્મરણ છે." આવી સતત કાળજીથી લોકોમાં બહુ સારી જાગ્રતિ આવવા લાગી.

પ્રજામાં વધારે જાગ્રતિ આવતી જોઈને સરકારે પણ ઉગ્ર રૂપ ધારણ કરવા માંડ્યું. લોકોને ડરાવવા માટે એણે પઠાણો રોક્યા અને જપ્તીઓ પૂરજોસમાં શરૂ કરી દીધી. પણ સરદારનો હુકમ હતો કે જપ્તી અમલદાર આવે એ પહેલાં ઘરનાં બારણાં બંધ કરી દેવાં. બંધ બારણાંવાળાં મકાનોની જપ્તી ન થઈ શકે. કેટલીક વખત બબ્બે દિવસ સુધી પોલીસો અને જપ્તી અમલદારો ઘરોની આજુબાજુ ઘેરો ઘાલી રાખતા. લોકો અને એમનાં ઢોરો આ રીતે પોતાનાં ઘરોમાં જ બંદીવાન બની જતાં. અમલદારો થાકીને જપ્તી ઉઠાવતા, પણ લોકો ઢીલા ન થતા નહિ. પઠાણોની ગંદી ભાષા કે અસભ્ય વર્તન લોકોને ગમતાં એવું ન હતું, પણ એમણે લીધેલી ટેક ખાતર 'કુતર ભુકત વાકો ભુકવા દે' માનીને એ એમના નિશ્ચયમાંથી ચળતા નહિ.

મહારાજના વિભાગમાં જપ્તીઓની શરૂઆત સૌથી મોડી થઈ હતી. પણ એ જાતની પહેલી ધાડ અંચેલી ગામ ઉપર આવી. અંચેલી બહુ નાનું ગામ હતું. એમાં સાત આઠ ઘરની જ વસતી હતી. ત્યાંના લોકો જરા ઢીલા હતા. એ જોઈને અમલદારોએ પહેલી જપ્તી ત્યાંથી શરૂ કરી. પઠાણોએ આવીને ભેંસો છોડી. પણ દોરડાં છૂટ્યાં કે તુરત એક ભેંસ કૂદી અને જોઈને બીજી ભેંસો ભડકી. પઠાણો દોરડાં પકડી રાખવા જતાં ભેંસો સાથે ખેંચાયા, કેટલાક

નીચે પડીને ઘસડાયા પણ બેમો હાથમાં ન રહી તે નજ .ડી. બધી જ બેમો મહુવા તરફ ગાયકવાડીમાં નાસી ગઈ.

કોઈ પણ ગામમાં નાનો મરખો બનાવ બન્યો કે સરદાર સાહેબ ત્યાં આવ્યા જ હોય. એ એમની વિનોદી ભાષાથી ગામલોકોને હસાવે, વાતો કરે અને લીધેલા નિશ્ચયમાં વધારે મક્કમ બનાવે અમલદારોએ જોયું કે પ્રજા જરા ય મચક નથી આપતી, એટલે એમણે જપ્તીના નિયમોનું ઉલ્લંઘન કરવા માંડ્યું. એ રાતવરત જપ્તીઓ કરવા લાગ્યા. વાડો કૂદીને અને બારણાં તોડીને જપ્તીઓ કરવા લાગ્યા. પણ આવા બધા પ્રસંગોએ લોકોને યોગ્ય દોરવણી આપવામા આવતી હતી.

ધીમે ધીમે બારડોલીનો પ્રશ્ન વધારે વ્યાપક સ્વરૂપ પકડતો જતો હતો. પરપ્રાન્તના લોકો પણ બારડોલીના બહાદુર ખેડૂતોને જોવા માટે બારડોલીનાં ગામડાંઓમાં આવવા લાગ્યા. પણ સરકારનું વલણ જરા ય નરમ નહોતું પડતુ. એ અમલદારોએ કરેલા નિર્ણયને બ્રહ્મવાક્ય માનતી હતી અને તપાસ સમિતિ નિમાય એવી પ્રજાની માગણીને. ઇન્કાર કર્યે જતી હતી. દિવસે દિવસે એ એના નગ્ન સ્વરૂપમાં પ્રગટ થતી જતી હતી અને બારડોલીના ખેડુતો સરકારના બીભત્સ સ્વરૂપ સામે પણ ટકી રહ્યા છે એ જોઈને લોકો એમની બહાદુરી ઉપર ફિદા થતા હતા.

## ૩૪. મહારાજ પકડાયા

સરકારનું સ્વરૂપ જેમ ઉગ્ર બનતું જતું હતું તેમ પ્રજાપક્ષે સંગઠન અને સહકાર સાથેનો અસહકાર પણ વધતો જતો હતો. સરકારી કામે જતાં અમલદારને વાહન મળવાં પણ મુશ્કેલ થઈ પડ્યાં હતાં, તે પછી એમના કામમાં બીજા સહકારની તો વાત જ ક્યાં રહી? ગામેગામની ન્યાતો તથા મંડળો આ વિશે ઠરાવો કરતાં હતાં.

એક દિવસ મહારાજ સરભોણ આશ્રમમાં બેઠા બેઠા રેંટિયો કાંતતા હતા, એટલામાં એક જુવાનિયાએ આવીને એમને ખબર આપ્યા કે બારડોલી છાવણીમાં હાલમાં કોઈ છે નહિ, બધા જ ગામડાંની સભાઓમાં ગયા છે. સરકારી અમલદારો અમારી મોટર વેઠે માગે છે અને અમારા પંચે સરકારી અમલદારોને મદદ ન કરવી એવો ઠરાવ કર્યો છે. હવે અમારે શું કરવું? ડી–ડી–સી અલમોલાનો સામાન વાલોડ લઈ જવાનો છે, એ માટે મોટર માગી છે. તમે સાથે આવો તો મને ના કહેવાનું ફાવે. મહારાજે કહ્યું, ચાલો, હું સાથે આવું છું. એમ કહીને મહારાજ એની સાથે સ્ટેશને

પહોંચ્યા. સ્ટેશન ઉપર ફોજદાર ઊભા હતા, એમણે મોટર-વાળાને બોલાવ્યો અને સામાન ભરવાનો હુકમ કર્યો. મોટરવાળાએ કહ્યું કે મારી મોટરમાં બેઠા છે એ રૃવિશંકરને મેં મોટર ભાડે આપી છે એટલે આજ તો પત્તો નહિ ખાય. ફોજદાર સમજી ગયા કે આ એનું બહાનું છે, આથી તેણે એનું લાયસન્સ ખૂંચવી લીધું. આ રીતે મોટર ઘરે મૂકવાની થઈ, પણ એથી મોટરડ્રાઈવર જરા ય અકળાયો નહિ. તેણે મહારાજ પાસે આવીને હસતાં હસતાં જ કહ્યું, બળ્યું, નુકસાન થાય તો ભલે થતું, પણ લડત ચાલશે ત્યાંસુધી મોટર ચલાવવાનો નથી.

બીજે દિવસે એક પારસી ગૃહસ્થની મોટરનું તથા એના બિહારી ડ્રાઈવરનું લાઈસન્સ પણ એ જ કારણે લઈ લેવામાં આવ્યું. એ ડ્રાઈવર પણ એટલા જ ઉત્સાહમાં હતો.

આમ ડી. ડી. સી. નો સામાન ત્રણ દહાડા પડયો રહ્યો. છેવટે પોલીસો ચાર ગાડાવાળાને વેઠે પકડી લાવ્યા. એ જ વખતે બારડોલીના વાણિયાઓનું મહાજન વેઠ નહિ કરવાનો ઠરાવ કરવાનું હતું, એ અંગે મહારાજ ત્યાં હતા. ગાડાવાળાને વેઠે પકડયા છે એ બાતમી એમની પાસે પહોંચી કે તરત એ કચેરી તરફ ચાલ્યા. ગાડાં કચેરીના દરવાજામાં જ છોડેલાં પડ્યાં હતાં. તેમાં સામાન પણ ભર્યો હતો. મહારાજે ગાડાવાળા સાથે વાતચીત કરી જોઈ અને જાણી લીધું કે ગાડાવાળાની વેઠ કરવાની જરા ય ઇચ્છા નહોતી. પછી એમણે ફોજદારને ગાડાવાળાઓને વેઠમાંથી મુક્ત કરવાનું કહ્યું પણ એ શાના સાંભળે ? એટલે મહારાજે ગાડાનો હઠો ઊંચો કરીને ગાડું ઉલાળવા માંડયું. એ જોઈને ફોજદારે

કહ્યું કે ગાડું ખાલી જ કરવું હોય તો અહીં નહિ. આ કચેરીના ચોગાનમાં ખાલી કરો. પછી ગાડાવાળા ભલે ચાલ્યા જાય. આમ કહેવા પાછળ ફોજદારનો હેતુ ગૃહપ્રવેશની કલમ લાગુ પાડવાનો હતો. પણ આ ધમાલ જોઈને કચેરીમાંથી મામલતદાર મિ. લાખિયાએ મહારાજને અંદર બોલાવ્યા અને સમજાવવા માંડચા કે તમે નકામું તોફાન શા માટે કરો છો? મહારાજે કહ્યું કે આમાં તોફાન કરવાનો સવાલ જ ક્યાં છે? આ ગાડાવાળાઓને વેઠે પકડ્યા છે એમને છોડી મૂકોને. એટલામાં શ્રી જુગતરામભાઈ, પંડ્યાજી વગેરે પણ ત્યાં આવી પહોંચ્યા. મહારાજે બીજી ત્રીજી વાતો કરવા ન રોકાતાં હવે ગાડાવાળાના બળદ છોડીને ચાલવા માડ્યું. પાછળથી પોલીસોએ બીજાના બળદ લાવીને પણ એ સામાન ભરેલા ગાડાને રવાના કર્યું અને મહારાજને પકડવાનો નિર્ણય કર્યો.

મહારાજ તો ત્યાંનું કામ પત્યું એટલે એમના મુકામ સરભોણ પહોંચી ગયા. એ બેઠા બેઠા કાંતતા હતા એટલામાં પોલીસોથી ભરેલી એક મોટર આવી. મહારાજ સમજી ગયા કે એ મોટર એમને પકડવા આવી છે પણ એમને કશી તૈયારી કરવાની હતી જ નહિ. એટલામાં લોકો પણ ભેગા થઈ ગયા. એક અનાવિલ મિત્ર તો પોલીસ ઉપર બહુ ગુસ્સે થઈ ગયા અને કહેવા લાગ્યા કે હું જોઉં છું કે રવિશંકરને કોણ પકડી જાય છે! મહારાજે એમને શાંત પાડ્યા અને એ પોલીસોની મોટરમાં બારડોલી રવાના થયા.

સરદાર સાહેબ બારડોલીથી ૨૦ માઈલ દૂરના ગામડામાં એક પરિષદ હતી ત્યાં ગયા હતા. મહારાજ પકડાયાનો સંદેશો

એમને ત્યાંની પરિષદમાં મળ્યો. ત્યાંના વ્યાખ્યાનમાં એમણે એ વાતનો ઉલ્લેખ પણ કર્યો. રાત્રે એ બારડોલી આવ્યા. મહારાજ તો બારડોલી લોકઅપમાં ઊંઘ લઈને થાક ઉતારતા હતા. એટલામાં સ્વામી આનંદ એમને મળવા આવ્યા અને કાંઈ જોઈતું કરતું હોય તો પૂછપરછ કરી. મહારાજે કહ્યું કે એમને કશાની જરૂર નથી.

ત્રીજે દિવસે સાંજે મહારાજને મામલતદાર સમક્ષ રજૂ કરવામાં આવ્યા.

મામલતદાર—તમે જામીન આપશો? તો છોડી મૂકીએ.

મહારાજ—હું મારી જાતને હલકી માનતો હોઉં તો જામીન આપું ને!

મામલતદાર—તમને જણાવવામાં આવે એ તારીખે તમારી મેળે કચેરીએ હાજર થશો?

મહારાજ—એમાં, મારે વાંધો નથી.

મામલતદારે તારીખ આપીને એમને છૂટા કર્યા. સરદાર સાહેબને આવી રીતે છૂટવાનું ગમ્યું નહિ પણ એમણે કહ્યું કે આ અઠવાડિયાના ગાળામાં તમે ફરાય એટલાં ગામડાંઓમાં ફરી વળો. શ્રી રામનારાયણ પાઠક અને મહારાજ ૭ દિવસમાં એમના જાણીતાં બધાં ગામોમાં ફરી વળ્યા. એ જ્યાં જ્યાં ગયા ત્યાં લોકોમાં નવો ઉત્સાહ આવ્યો. લોકોએ એમનું ઉમળકેભર સ્વાગત કર્યું અને શું થાય છે એની બધા રાહ જોવા લાગ્યા.

અઠવાડિયુ પૂરું થયુ એટલે મહારાજ કચેરીમાં હાજર થયા. એમને કચેરીમાં વાચવા માટે સરદાર સાહેબે એક સુંદર નિવેદન તૈયાર કરી આપ્યું હતું. સ્વામી આનંદ

અમદાવાદથી પૂ. મહાત્માજીનો પત્ર પણ લેતા આવ્યા હતા. એ પત્ર વાંચીને મહારાજનું દિલ એ દિવ્યપુરુષ પાસે અંતરિક્ષમાં પણ ઝૂકી પડ્યું. મુકદ્દમો શરૂ થયો ત્યારે સરદાર સાહેબ પણ કચેરીમાં હાજર રહ્યા હતા. સિપાહીઓ પાસે પાકા પુરાવા પણ નહોતા. એક કહ્યું કે બધા ધોળી ટોપી પહેરે છે એટલે કોઈ ઓળખાતું નથી. ગાડાવાળાને પૂછવામાં આવ્યું કે તને ગાડું લઈ જવાનું કોણે કહ્યું હતું? ગાડાવાળાએ આંગળી ચીંધીને સરદાર સાહેબને બતાવ્યા, એટલે આખી કચેરી ખડખડાટ હસી પડી. સરદારે પણ હસતાં હસતાં ટકોર કરી કે હા, મને જ પકડી જાઓ. આ ન્યાયનું નાટક પૂરું થયું એટલે સરકારી વકીલે કહ્યું કે આરોપીને ભારે સજા થવાની જરૂર છે. આ સાંભળીને સરદાર સાહેબે કહ્યું કે તમે સાંભળ્યું નહિ? એ માણસે તો એના નિવેદનમાં જ વધારેમાં વધારે સજાની માગણી કરી છે. મહારાજને સાડાપાંચ માસની સજા કરવામાં આવી.

મહારાજને સુરત લઈ જવાના હતા. એ જ દિવસે ઉ. વિભાગના કમિશનર બારડોલી ઊતરવાના હતા. સ્ટેશન ઉપર સરદાર સાહેબ અને લોકોની મેદની મહારાજને વિદાય આપવા માટે આવ્યાં હતાં. સરદારથી છૂટા પડવામાં મહારાજને દુઃખ થતું હતું. મહારાજ કહે છે કે "એ વખતે મારી આંખમાં આંસુ આવી જાય એવું થયું એટલે મેં નજર આડી ફેરવી લઈને મનને કાબૂમાં રાખ્યું. સરદાર સાહેબના મનની સ્થિતિ પણ એવી જ હતી, કેમકે મને સોંપેલો વિભાગ હવે બીજા કોઈને સોંપવો પડશે. પણ એ તો સરદાર હતા.

આવી કોઈ પણ મુશ્કેલીને એ પહોંચી વળે એવા હતા.” અને ખરેખર સરદારસાહેબે તો આ ધરપકડના પ્રસંગોમાંથી પણ પ્રજાજાગ્રતિનાં પૂર ઊલટે એવું પ્રચારકાર્ય શરૂ કરી દીધું. મહારાજની જગ્યાએ એમણે ડૉ. સુમંત મહેતા અને શારદાબહેનને ગોઠવ્યાં. સરદારસાહેબ પાસે આવી જગ્યાઓ પૂરે એવાં બીજાં ઘણાં નામો આવી ગયાં હતાં પણ એમની ઇચ્છા એવી હતી કે બને ત્યાંસુધી બહારથી ઓછામાં ઓછા માણસો બોલાવવા.

પરમાનંદ ઓરડીમાં પૂરાયેલા હતા પણ કોઈ રાજકીય કેદી આવ્યા છે એની જાણે એમને થઈ ગઈ હતી. સોળ વર્ષની ઉમર હતી ત્યારથી એમને કાવતરા કેસમાં પકડ્યા હતા. અને પચ્ચીસ વર્ષની સજા થઈ હતી. ૧૮–૨૦ વર્ષ તો એમણે જેલની કોટડીઓમાં જ કાઢ્યાં હતાં. એમનું શરીર સુકાયું હતું પણ મોઢું કરમાયું ન હતું. મહારાજ કહે છે કે "મારે એમની સાથે પહેલી મુલાકાત થઈ ત્યારે એમણે હસતાં હસતાં નમસ્કાર કર્યા. આટલાં વર્ષોના જેલવાસ પછી પણ એમનો ઉત્સાહ, ઝનૂન અને હાસ્ય જોઈને ભલભલાને પ્રેરણા મળે એવું હતું. સામાન્ય કેદી સાથેનો એમનો સંબંધ પણ એટલો સારો હતો કે દરેક કેદી એમના તરફ માનની નજરે જ જોતો. એમનાં ત્યાગ, ભાવના અને ચારિત્ર્ય ઉપર હું ખુશ થયો હતો."

મહારાજને એમની ઓલીમાં ૩૮ શેર અનાજ દળવા આપવામાં આવતું. પૂરાં પાંચ અઠવાડિયાં સુધી આ ક્રમ ચાલ્યો. ભાઈ ચિનાઈનું શરીર સુંવાળું હતું છતાં એમનેય એટલું જ દળણું આપવામાં આવતું. બન્નેની ઓરડીઓ એક બેરેકના બે છેડે અલગ અલગ રાખવામાં આવી હતી. એક જ વૉર્ડમાં અને એક જ હારમાં રહેવા છતાં એમને મળવા દેવામાં નહોતા આવતા. મહારાજનો વૉર્ડર પામોલ-નો એક પાટણવાડિયો હતો પણ એ પોલીસથી બહુ ગભરાતો હતો એટલે એ બન્નેને મળવા દે એમ નહોતું. એમ છતાં બીજી રીતે એ લાગણી બતાવતો. ટંકે ૧૧ આઉંસના રોટલા મળતા પણ ૩૮ શેરના દળણા ઉપર એ રોટલાનો કાંઈ હિસાબ નહોતો. પણ એ જેલમાં કશો

વધારો મળે એવું હતું નહિ. ભાઈ ચિનાઈથી પૂરું દળાતું નહિ એટલે એમને રોજ સાહેબ પાસે રજૂ કરવામાં આવતા. રજૂ કરવા લઈ જાય એટલે વખત બગડે તેથી બીજે દિવસે પહેલા દિવસ કરતાં પણ ઓછું કામ થાય. સાહેબ રોજ રોજ ચેતવણી આપ્યા કરે. પણ મહારાજને આનું મનમાં બહુ દુઃખ રહ્યા કરતું. એમને દળી આપવાનું મન થઈ જતું પણ ત્યાં જવા જ કોણ દે? એક દિવસ મહારાજ એમનું ૩૮ શેર દળણું દળીને છાનામાના ચિનાઈની ઓરડીમાં પેસી ગયા અને દળાવવા મંડી પડયા. પણ તાકડે તે જ દિવસે એવું બન્યું કે શ્રી ડાહ્યાભાઈ દેરાસરી અમદાવાદ શહેરમાંથી જેલની મુલાકાતે આવ્યા હતા. એ જેલ કમિટિના મેમ્બર હતા અને અઠવાડિયે એક દિવસ કેદીઓને ધાર્મિક ઉપદેશ આપવા આવતા હતા. મહારાજ જેલમાં આવ્યા છે એ જાણીને એમને મહારાજને મળવાનું મન થયું. જમાદાર સાથે એ મહારાજની ખોલીએ ગયા પણ ત્યાં તો કોઈ હતું નહિ. તપાસ કરતાં મહારાજ ચિનાઈની ઓરડીમાં દળાવતા મળી આવ્યા. એથી પોલીસ તો એમના ઉપર ખૂબ ચિડાઈ ગયો પણ મહેમાનની રૂબરૂમાં એ કશું બોલ્યો નહિ. લંગોટીના પોષાકમાં મહારાજને જોઈને ભાઈ દેરાસરીને શું થયું હશે એ તો પ્રભુ જાણે. પણ મહારાજે એમને જોયા એટલે તરત થોડા વખત પહેલાં એમના દીકરા જાલમભાઈ ગુજરી ગયા હતા એમને યાદ કરીને આશ્વાસનના બે શબ્દો કહેવા લાગ્યા. ભાઈ દેરાસરીને લાગણી થઈ આવી અને આંખમાંથી આંસુ નીકળી પડ્યાં. એમણે ભાઈ ચિનાઈને પણ ઓળખ્યા. ત્યાંથી છૂટા પડતાં પહેલાં

પરમાનંદ ઓરડીમાં પૂરાયેલા હતા પણ કોઈ રાજકીય કેદી આવ્યા છે એની જાણે એમને થઈ ગઈ હતી. સોળ વર્ષની ઉમર હતી ત્યારથી એમને કાવતરા કેસમાં પકડયા હતા. અને પચ્ચીસ વર્ષની સજા થઈ હતી. ૧૮–૨૦ વર્ષ તો એમણે જેલની કોટડીઓમાં જ કાઢયાં હતાં. એમનું શરીર સુકાયું હતું પણ મોઢું કરમાયું ન હતું. મહારાજ કહે છે કે "મારે એમની સાથે પહેલી મુલાકાત થઈ ત્યારે એમણે હસતાં હસતાં નમસ્કાર કર્યા. આટલાં વર્ષોના જેલવાસ પછી પણ એમનો ઉત્સાહ, ઝનૂન અને હાસ્ય જોઈને ભલભલાને પ્રેરણા મળે એવું હતું. સામાન્ય કેદી સાથેનો એમનો સંબંધ પણ એટલો સારો હતો કે દરેક કેદી એમના તરફ માનની નજરે જ જોતો. એમનાં ત્યાગ, ભાવના અને ચારિત્ર્ય ઉપર હું ખુશ થયો હતો."

મહારાજને એમની ખોલીમાં ૩૮ શેર અનાજ દળવા આપવામાં આવતું. પૂરાં પાંચ અઠવાડિયાં સુધી આ ક્રમ ચાલ્યો. ભાઈ ચિનાઈનું શરીર સુંવાળું હતું છતાં એમનેય એટલું જ દળણું આપવામાં આવતું. બન્નેની ઓરડીઓ એક બૅરેકના બે છેડે અલગ અલગ રાખવામાં આવી હતી. એક જ વૉર્ડમાં અને એક જ હારમાં રહેવા છતાં એમને મળવા દેવામાં નહોતા આવતા. મહારાજનો વૉર્ડર પામોલ-નો એક પાટણવાડિયો હતો પણ એ પોલીસથી બહુ ગભરાતો હતો એટલે એ બન્નેને મળવા દે એમ નહોતું. એમ છતાં બીજી રીતે એ લાગણી બતાવતો. ટકે ૧૧ આઉંસના રોટલા મળતા પણ ૩૮ શેરના દળણા ઉપર એ રોટલાનો કાંઈ હિસાબ નહોતો. પણ એ જેલમાં કશો

વધારે મળે એવું હતું નહિ. ભાઈ ચિનાઈથી પૂરું દળાતું નહિ એટલે એમને રાજ સાહેબ પાસે રજૂ કરવામાં આવતા. રજૂ કરવા લઈ જાય એટલે વખત બગડે તેથી બીજે દિવસે પહેલા દિવસ કરતાં પણ ઓછું કામ થાય. સાહેબ રોજ રોજ ચેતવણી આપ્યા કરે. પણ મહારાજને આનું મનમાં બહુ દુઃખ રહ્યા કરતું. એમને દળી આપવાનું મન થઈ જતું પણ ત્યાં જવા જ કોણ દે? એક દિવસ મહારાજ એમનું ૨૮ શેર દળણું દળીને છાનામાના ચિનાઈની ઓરડીમાં પેસી ગયા અને દળાવવા મંડી પડ્યા. પણ તાકડે તે જ દિવસે એવું બન્યું કે શ્રી ડાહ્યાભાઈ દેરાસરી અમદાવાદ શહેરમાંથી જેલની મુલાકાતે આવ્યા હતા. એ જેલ કમિટિના મેમ્બર હતા અને અઠવાડિયે એક દિવસ કેદીઓને ધાર્મિક ઉપદેશ આપવા આવતા હતા. મહારાજ જેલમાં આવ્યા છે એ જાણીને એમને મહારાજને મળવાનું મન થયું. જમાદાર સાથે એ મહારાજની ખોલીએ ગયા પણ ત્યાં તો કોઈ હતું નહિ. તપાસ કરતાં મહારાજ ચિનાઈની ઓરડીમાં દળાવતા મળી આવ્યા. એથી પોલીસ તો એમના ઉપર ખૂબ ચિડાઈ ગયો પણ મહેમાનની રૂબરૂમાં એ કશું બોલ્યો નહિ. લંગોટીના પોષાકમાં મહારાજને જોઈને ભાઈ દેરાસરીને શું થયું હશે એ તો પ્રભુ જાણે. પણ મહારાજે એમને જોયા એટલે તરત થોડા વખત પહેલાં એમના દીકરા જાલમભાઈ ગુજરી ગયા હતા એમને યાદ કરીને આશ્વાસનના બે શબ્દો કહેવા લાગ્યા. ભાઈ દેરાસરીને લાગણી થઈ આવી અને આંખમાંથી આંસુ નીકળી પડ્યાં. એમણે ભાઈ ચિનાઈને પણ ઓળખ્યા. ત્યાંથી છૂટા પડતાં પહેલાં

## ૩૫. જોજો, માફીબાફી નં માગતા!

સુરત સબ જેલમાંથી મહારાજને સાબરમતી ખસેડ્યા ત્યારે એમના સાથીદાર તરીકે એમને ભાઈ ચિનાઈ મળી ગયા હતા. બન્નેને શરૂઆતમાં સાબરમતી જેલની ક્વૉરંટાઈનમાં રાખવામાં આવ્યા. રૂદેલનો એક બ્રાહ્મણ ક્રિમિનલ ગુનામાં પકડાઈને જેલમાં આવ્યો હતો એ ત્યાંની વીશીમાંથી રોજ સવારસાંજ આ બન્નેને બાજરી જુવારના બબ્બે રોટલા અને દાળ અગર ભાજી આપી જતો. એની પાસેથી બોરસદના શંકર બારૈયાએ વાત જાણી કે મહારાજ જેલમાં આવ્યા છે. એ વૉર્ડર બન્યો હતો એટલે એને રોજ ઘઉંના રોટલા મળતા હતા. એણે પેલા બ્રાહ્મણ સાથે મહારાજ માટે પોતાના ઘઉંના રોટલા મોકલાવ્યા. પણ મહારાજે એ પાછા મોકલાવ્યા અને જણાવ્યું કે અમને જે મળે છે એ જ બરાબર છે. થોડા દિવસમાં એ બન્નેને ક્વૉરંટાઈનમાંથી સાવ અલગ ફાંસીખોલીમાં ખસેડવામાં આવ્યા. એ જ રાત્રે ત્યાંથી થોડે દૂર દસખોલીમાં પહોંચાડ્યા. મહારાજને થયું કે " આ જેલ પણ એક ધર્મશાળા

જેવી જ લાગે છે. અહીં પણ થોડી થોડી મુન્તમાં રહેઠાણ બદલાય છે!"

દસખોલીમાં વડેલીનો એક ગરાસિયો કેદી હતો. તેણે મહારાજને જોઈને કહ્યું, "મહારાજ તમે અહીં ક્યાંથી?" મહારાજે કહ્યું કે "અમે પણ આવી પડ્યા." એમ કહીને એમણે બારડોલી સત્યાગ્રહની વાતો કરી સંભળાવી. પણ મહારાજ ત્યાંના કેદીઓને વધારે વાતો કહે એ પહેલાં તો ત્યાં હતા એ બધા કેદીઓને બડા ચક્કરમાં ખસેડી લીધા. એકલા મહારાજને દસખોલીમાં રાખવામાં આવ્યા. બીજે દિવસે સવારમાં સુપરિન્ટેન્ડેન્ટ મિ૦ લાફા રાઉન્ડ ઉપર આવ્યા. મહારાજે એમની પાસે પોતાનાં ચશ્માં મંગાવી આપવાની માગણી કરી. સુપરિ. જેલરને નોંધ કરી લેવાની સૂચના આપી અને ધડિંગ ધડિંગ કરતું આખું ધાડું સરઘસ આકારે બહાર ચાલ્યું ગયું. થોડી વાર પછી એક હજામ આવ્યો. એણે અસ્ત્રાવતી મહારાજનું માથું સાફ કરી નાખ્યું. હજામ ચોટલી કાપવાનું પણ કહેતો હતો. મહારાજે ચોટલી ના કાપવાનું કહીને હાથમાં પકડી રાખી પણ પેલા હજામ કેદીએ હાથ નીચે ચોટલીના મૂળમાં કાપ મૂકીને ચોટલીને જુદી કરી. વાળનાં ગુચળાં મહારાજના હાથમાં રહી ગયાં. મહારાજ કહે છે કે "એથી મને બહુ દુખ થયુ. ચોટલીના વાળ ફેંકી દેવાનુ પણ મને ગમતું ન હતું."

આઠ દિવસ પછી મહારાજનો ચહેરો ચયો. એટલે એમનુ કામ નક્કી થયુ. મહારાજને ચક્કી આપવામાં આવી અને છોટા ચક્કર નબર ૩માં રાખવામાં આવ્યા. એ જ વોર્ડમાં ઝાંસીવાળા શ્રી પરમાનદ, સચ્ચાસિંહ વગેરે હતા.

એમણે કાંઈ તકલીફ તો નથીને એવું પૂછ્યું. એના જવાબમાં મહારાજે કહ્યું કે બીજી તો કશી તકલીફ નથી પણ આ ભાઈ ચિનાઈથી દળાય એમ નથી. એમની દળવાની વરધી નીકળી જાય તો સારું. બીજે દિવસથી ભાઈ ચિનાઈની ચક્કી બંધ થઈ એથી મહારાજને બહુ આનંદ થયો. પણ એમની ચક્કી બંધ થઈ એની સાથે એમની બદલી બડા ચક્કરમાં થઈ એટલે એ મહારાજથી છૂટા પડ્યા.

મહારાજ તો રોજ એમની દળવાની વરધી પૂરી કરે છે અને સારી રીતે જેલના દિવસ પસાર કરે છે. દર અઠવાડિયે સુપરિન્ટેન્ડેન્ટ રોન ઉપર આવે એ વખતે પણ એ તો એમનું કામ કર્યા જ કરે. ન મળે કશી ફરિયાદ કે ન કરે બીજી કાંઈ વાતચીત. એક દિવસ સુપરિન્ટેન્ડેન્ટે એની મેળે મહારાજની હિસ્ટરી ટિકિટ માગી અને એમાં ઘંટીને બદલે નાડાપાટીનો શેરો કરાવ્યો. એ જાણીને ત્યાંનો વૉર્ડર તો રાજી રાજી થઈ ગયો. મહારાજ કહે છે કે તે દિવસની રોન પછી હું ફરી દળવા ગયો પણ ઘંટી ચાલવાની જ ના પાડવા લાગી. જેમ ગાડું દેખીને પગ થાકી જાય છે એમ નાડાપાટીનો શેરો થયેલો જાણીને આવું થયું હશે. બાકી રહેલું દળણું વૉર્ડરે લઈ લીધું. અને બીજા દિવસથી મહારાજ નાડાપાટી વણવા લાગ્યા. ચાર દિવસમા એ બે વાગ્યા પહેલાં પોતાની નાડાપાટીની વરધી પૂરી કરવા લાગ્યા. આ અરસામાં ભાઈ દિનકર મહેતા તથા છગનલાલ પટેલ પણ મહારાજના સાથીદાર બન્યા હતા. ભાઈ દિનકરને સાદી સજા હતી.

મહારાજ રોજ સવારે ચાર વાગે ઊઠી જતા, ઉપનિષદના મંત્રો બોલતા, પ્રાર્થના કરતા અને દાતણ કર્યા પછી મો

ભેડકા ખેંચી કાઢતા. આટલું થતા સુધીમાં ઓરડીનું બારણું ઊઘડતું. મહારાજ એમને કામે બેસવાની જગ્યા વાળી નાખે એટલા વખતમાં કાંજી આવી જાય. કાંજી પીધા પછી એઓ કામે વળગે. અગિયાર વાગ્યાની વીશી આવે ત્યારે એ કામેથી છૂટે. જમ્યા પછી અરધા કલાકે ફરી એ કામે લાગતા અને વરધી પૂરી થાય પછી એ વાંચવા બેસતા. ફાજલ સમયમાં એ બીજા કેદીઓ સાથે હળતા મળતા પણ ખરા. આથી કેટલાક એમને ચાહતા થઈ ગયા હતા. એક દિવસ મહારાજની ઓળખાણ થઈ હતી એવો એક કેદી ધોબીખાનામાં જઈને મહારાજનું પહેરણ બ્લીચિંગ નાખીને ધોળું બગ કરી લાવ્યો. પેલાએ તો મહારાજ પ્રત્યેના પ્રેમથી એમ કર્યું હતું પણ મહારાજને આથી બહુ દુઃખ થયું કેમ કે એને એ તો ચોરી કરી એમ માનતા હતા. કેટલીક વખત કેદીઓ મહારાજને રવિવારનો ગોળ અગર તો મલિદો આપવા પણ આવતા પણ મહારાજ બહુ જ પ્રેમપૂર્વક એ પાછું વાળતા.

ડાહ્યાભાઈ દેરાસરીના ધાર્મિક ભાષણ વખતે બધા કેદીઓને જવા દેતા પણ મહારાજને ત્યાં લઈ જવાનો પ્રતિબંધ હતો. આ નિમિત્તે બધા કેદીઓને મળવાની સુંદર તક મળતી પણ મહારાજમાં જેલ અધિકારીઓને કોણ જાણે શી ભય કરતા દેખાઈ ગઈ હતી કે એમને એ લાભ નહોતો મળી શકતો.

એક દિવસ સુપરિન્ટેન્ડેન્ટે મહારાજને ઑફિસમાં બોલાવીને એમની સાથે કેટલા ભાઈઓ છે વગેરે સામાન્ય પૂછપરછ કરી. એ પાછા આવ્યા ત્યારે એમના વૉર્ડરે

એમને પૂછ્યું કે તમારી પાસે માફીબાફી નથી મંગાવતાને? ના ના, માફી માંગતા.

'મહારાજને એક ક્રિમિનલ કેદીમાં આવું સ્વાભિમાન જોઈને બહુ આનંદ થયો. મહારાજ એ વખતે બહાર શું ચાલતું હશે કે શું નહિ એવા કશા ઘાટ પણ ન ઘડતા અને એ અંગે કશી પૂછપરછ પણ ન કરતા. એમણે પોતાની જાતને બહારની દુનિયાથી કાપી લીધી હતી એટલે પોતાની જેલની દુનિયામાં જ રત રહેતા, ભાગે આવ્યું કામ કરતા અને ફાજલ સમયમાં અભ્યાસ કરતા. મહારાજની આધ્યા-ત્મિક વૃત્તિનું આ એક લક્ષણ હતું.

## ૩૬. કાવીઠાનો ખોડિયો

એક દિવસ હોજ પાસેની ખાળના મોં પાસે નીચો નમીને એક કેદી બીજા વોર્ડમાંથી મહારાજને બોલાવતો હતો. પણ મહારાજે એ રીતે ઓથે રહીને વાતો કરવાની ના પાડી. બે દિવસ પછી એ મહારાજની ઓરડી પાસે આવીને મહારાજને પગે પડયો. મહારાજે એને ઊભો કર્યો ત્યારે એમને ખબર પડી કે આ તો દેદરડાનો ખોડિયો છે!

મહારાજ કડાણા રહેતા હતા ત્યારે એક વખત એમની પાસે સમાચાર આવ્યા હતા કે કાવીઠાનો પાટણવાડિયો ખોડિયો આજુબાજુના ગામોમાં લૂટફાટ કરે છે. ત્યારબાદ થોડા જ દિવસોમાં એક ભાઈએ આવીને મહારાજને કહ્યું, મહારાજ, આપનું કામ પડ્યું છે. મહારાજે કહ્યુ, બોલો, શું કામ છે? આવનારે કહ્યું કે મારો એક સાળો છે એના ઉપર ભારે આળ આવ્યું છે. મહારાજે કહ્યું કે એ કયાંનો છે અને એનું નામ શુ? એણે કહ્યું કે એ છે તો કાવીઠાનો અને એનુ નામ ખોડસંગ છે.

મહારાજ—કાવીઠાના ખોડિયા તરીકે જાણીતો છે એ જ ને?

આવનાર—હા, એ જ, એને માફી ન અપાવો?

મહારાજ—માફી શી રીતે અપાવાય? એ ચોરીલૂંટ તો કર્યા જ કરે છે.

આવનાર—મહારાજ, એની ભૂલ તો નાની હતી પણ એમાંથી સંતાતો ફરવા લાગ્યો અને છેવટે આ રવાડે ચડ્યો. એની હાજરીમાં ભીંડું પડ્યું ત્યારથી એ નાસતો ફરે છે. પણ તમે કાંઈક કરો તો જરૂર થાય.

મહારાજ—થાય કે ન થાય એ તો કેમ કહેવાય? પણ હું પોલીસ કમિશનર સાહેબને મળી જોઈશ.

આવનાર બહુ રાજી થયો અને બોલ્યો, તમે આટલું કરો તો તો ભગવાન જ હેઠે ઊતર્યો. એનાં બૈરાં છોકરાં બધાં રખડી મરે છે.

મહારાજ વડોદરા જઈને પોલીસ કમિશનરને મળ્યા. અને જણાવ્યું કે જો એને માફી બક્ષો તો હું પોતે ખોડિયાને હાજર કરાવું. એમણે કહ્યું કે એ તો લૂંટો કરે છે એને કેમ છોડાય? મહારાજે કહ્યું કે એને સમજાવીને સુધારીશું. પોલિસ કમિશનરે કહ્યું કે તમે ચિંતા ન કરશો. મારી પાસે બંદૂક છે. બહુ ફેલ કરશે તો એ વડે ઉડાવી દઈશ. મહારાજ બે મિનિટ સુધી તો કશું બોલ્યા નહિ પછી એમણે કહેવા માંડ્યું. બાબર દેવાને તમે સાત વર્ષે પકડ્યો પણ સાત વર્ષ સુધી એણે લોકોને રંજાડ્યા એનું શું? એના કરતાં આ અત્યારથી રજૂ થાય અને એવું કરતો અટકે તો શું ખોટું છે? મહારાજની આ વાતમાં એમને કાંઈક તથ્ય સમજાવા

ખોડિયો—કોઈ નથી કરતું.

મહારાજ—આ અલારસામાં જઈને પારકી બેરીને નસાડી લાવ્યો એ શું ? બોલ, તારે મારી માગવી છે? તો રજૂ થવું પડશે. થોડો દંડ તો થશે પણ છૂટી જઈશ. ફરીથી આવા ધંધામાં પડવું ન હોય તો મારી સાથે ચાલ.

બહુ સમજાવ્યા પછી ખોડિયાએ બીજે દિવસે કાવીઠામાં આવીને મળવાનું વચન આપ્યું અને ભાગોળે નિશાળના ઓટલે રાહ જોવાનું કહ્યું.

મહારાજ બીજે દિવસે, નક્કી થયું હતુ તે ઓટલે જઈને બેઠા. ત્યાંથી આવતા જતા લોકો મહારાજને પૂછવા લાગ્યા કે અહીં કેમ બેઠા છો ? ચાલોને ગામમાં. મહારાજે કહ્યું કે એક ભાઈની રાહ જોઉં છું. બહુ રાહ જોવા છતાં કોઈ આવ્યું નહિ એટલે મહારાજ ખોડિયાના ઘેર ગયા અને ફળિયાના લોકોને પૂછ્યું કે અહીં ખોડિયો છે ? ઘરની બહેનોએ કહ્યું કે મૂઓ ખોડિયો. અહીં ખોડિયો શાનો ? નજીકમાં પડેલા એક ખાટલાને પાથરીને મહારાજ ત્યાં બેઠા. થોડીવારે એક પાટણવાડિયાને પોતે ત્યાં આવ્યા હતા એવી ખબર ખોડિયાને પહોંચાડવાનું કહીને મહારાજ ચાલી નીકળ્યા.

વાત એવી બની હતી કે ઢૂંઢાકૂવાના મુખી સરકારના ખાસ મળતિયા હતા એવી ખોડિયાને ખબર મળ્યા હશે. તેમણે એને કહ્યું કે ધોળા ટોપીવાળાનો વિશ્વાસ ન રાખીશ. જો તું પેલા નાપાવાળા બહારવટિયાને પકડાવે તો તને ઇનામ અપાવું. આવી લાલચ આપીને તેમણે એને ડિ. પો. સુપરિન્ટેન્ડેન્ટ પાસે રજૂ કર્યો. સુપરિન્ટેન્ડેન્ટે એને વચન આપ્યુ કે જો એ નાપાવાળાને પકડાવશે તો એ એના

ગુના માફ કરશે. ખોડિયાને એક બંદૂક આપવામાં આવી. એ બંદૂક લઈને નાપાવાળાને પકડવાને બહાને લૂંટફાટ કરતો ફરવા લાગ્યો. ઢૂંઢાકૂવાના મુખીને તેણે રૂપિયા ૧૮નો એક સાફો બંધાવ્યો.

ઈ. સ. ૧૯૨૫ના ડિસેમ્બરમાં શ્રી દરબાર સાહેબ તથા મંડળીને બ્રાહ્મણગામમાં ઊંધિયાપાર્ટી માટે બોલાવ્યા હતા. એ મંડળીમાં મહારાજ પણ હતા. એ વખતે એક સમાચાર આવ્યા કે પામોલના એક પાટીદારના છોકરાને બહારવટિયા ઊંચકી ગયા છે અને રૂપિયા માગ્યા છે. મહારાજ બોલી ઊઠ્યા કે એ કામાં પેલા ખોડિયાનાં જ હોવાં જોઈએ. મહારાજ ત્યાંથી નીકળીને ખોડિયાને મળીને એ છોકરાને છોડાવવા જવાનો વિચાર કરતા હતા એટલામાં બીજા ખબર આવ્યા કે છોકરાને છોડી મૂક્યો છે. પણ આ પ્રસંગ પછીથી એ ખોડિયાનો ઉકેલ કાઢવામાં મહારાજનું મન વધારે રોકાઈ ગયુ. એમણે શોધી કાઢ્યું કે એ કાવીઠાના ખોડિયા સાથે બીજો એક દેદરડાનો ખોડિયો પણ રખડે છે. એટલે એ ત્યાંથી સીધા ઊપડ્યા દેદરડા ત્યાના ખોડિયાના બાપને મળ્યા અને પૂછ્યુ કે તમારો છોકરો ક્યાં છે?

બાપ—ક્યાંક ગયો હશે.

મહારાજ—ક્યાંક ગયો નથી પણ મરવાનો થયો છે. કાવીઠાના ખોડિયા સાથે રખડ્યા કરે છે. જોયુને બાબર દેવાનું ઘર સુદ્ધાં રહેવા નથી પામ્યું. એ જે ઝાડ નીચે બેઠો હતો એ ઝાડનાં મૂળિયાં પણ સરકાર ખોદવા બેઠી છે. તમારે ઘરડેઘડપણ જેલમાં જવું છે? આ રીતે મહારાજે ડોસાને ઠપકો પણ આપ્યો અને સમજણ પણ

પાડી કે જો વધારે આફતમાં ન ઊતરવું હોય તો એને પોલીસમાં રજૂ કરો. આ મતલબનું કહીને મહારાજ બોરસદ છાવણીમાં ચાલ્યા ગયા.

બીજે દિવસે પરોઢિયે દેદરડાવાળા ખોડિયાને લઈને એનો બાપ મહારાજ પાસે પહોંચ્યો અને કહ્યું કે આ છોકરો તમને સોંપ્યો, કરવું હોય એમ કરો. મહારાજે એને પણ સમજાવ્યો અને જણાવ્યું કે હાજર થઈશ તો સજા તો થશે પણ ઓછી થશે અને અત્યારે હાજર નહિ થાય તો મોટું વરાડું થતું જશે. એ હાજર થવા કબૂલ થયો એટલે મહારાજ એને લઈને બોરસદ ફોજદાર પાસે ગયા.

મહારાજ—તમે દેદરડાના ખોડિયાને ઓળખો છો ?

ફોજદાર—ના, પણ મારે એને પકડવો છે. પામોલની લૂંટમાં એનું નામ છે.

મહારાજ—આ એ જ ખોડિયો છે. મેં એને સમજાવ્યો છે અને એ હાજર થાય છે, રહેમ નજર રાખજો.

ફોજદારે એને પકડીને લોકઅપમાં પૂર્યો. મહારાજ ત્યાંથી જાય એ પહેલાં ખોડિયાએ એમને મળવા બોલાવ્યા અને કહ્યું કે મહારાજ, મને એકલાને હાજર કરાવો છો પણ કાવીઠાવાળો ખોડિયો અહીંથી એક ગાઉ દૂર વાસણામાં જ છે. એને સમજાવીને લાવોને ! કહો તો હું સાથે આવું.

મહારાજે એ વાત ફોજદારને કરી અને જણાવ્યું કે પેલાને પકડવો હોય તો આને હમણાં છૂટો કરવો પડે.

ફોજદાર—કાગળિયાં કર્યાં પછી હવે એને છોડાય નહિ.

મહારાજ—ત્યારે તમે પેલાને પકડી રહ્યા.

મહારાજ ત્યાથી બોરસદ છાવણીમા કાર્યકર્તાઓનુ એક સમેલન હતુ તેમા ગયા સાજના ફરી એ ફોજદારને મળ્યા અને તેમને સમજાવ્યા એટલે તેમણે ખોડિયો મહારાજને સુપરત કર્યો અને સાથે સાથે જણાવ્યુ કે જો આ ગયો તો મારે જેલ બેસવાનો વારો આવશે મારે પેનશનની તૈયારી છે ફક્ત તમારે વિશ્વાસે હુ એને છોડુ છુ મહારાજ ખોડિયાને લઈને અસવારી ગાડે ચાલવા લાગ્યા ખોડિયાને ને એમને બહુ સબધ તો હતો નહિ પણ આત્મશ્રદ્ધાથી જ એમણે આ કામ ઉપાડયુ હતુ એમના મનમા એક વખત એવો વિચાર પણ આવી ગયો ખરો કે હુ આ વધારે પડતુ સાહસ તો નથી ખેડી રહ્યો? પણ કાર્યનો વેગ એટલો જબ્બર હતો કે એ વિચાર તો આવ્યો એવો જ દૂર થઈ ગયો

વાસણા આવ્યુ એટલે તેણે મહારાજને ભાગોળે બેસાડયા અને પોતે સીમમા તપાસ કરવા ગયો થોડીવારમાં પાછા આવીને તેણે ખબર આપી કે એ તો મારે ત્યા દેદરડા ગયો છે બન્નેએ દેદરડા ભણીનો રસ્તો માપવા માડયો દેદરડામા મહારાજ એક જણને ત્યા બેઠા અને ખોડિયો પેલાને ઘેર જઈને ભાળ કાઢી આવ્યો કે તે ખેતરમા છે. મહારાજે તેને ખેતરમા જઈ આવવા કહ્યુ ત્યાથી આવીને તેણે કહ્યુ કે મહારાજ તે તો ત્યાય નથી એ ત્યાથીય જતો રહ્યો છે કહો તો કાવીઠા જઈ આવુ

મહારાજ—તારી મરજી

ખોડિયો—પણ કાવીઠાય ન મળે તો શુ કરુ?

મહારાજ—જા તારે ઘેર જઈને સઈ રહે એનુ પછી થઈ રહેશે

એ પણ થાકી ગયો હતો અને મહારાજને પણ થાક લાગ્યો હતો એ બન્નેએ રાત દેરડામાં કાઢી. વહેલી સવારમાં એ તો પાછો આવીને મહારાજ પાસે બેઠો થઈ ગયો, અને કહ્યું કે ચાલો, રજૂ કરી દો.

મહારાજ એને લઈને બોરસદ ગયા ફોજદારને જે બન્યુ એ બધું કહી સમજાવ્યુ તેમણે કહ્યું, મૂઓ એ ન આવ્યો તો, આ તો આવ્યો છે ને? બોડિયાને લોકઅપમાં પૂર્યો કેસ ચાલ્યો અને સાત વર્ષની સજા થઈ. મહારાજે એને કહેલું કે ત્રણેક વર્ષની સજા થશે પણ થઈ સાત વર્ષની.

એ જ બોડિયો આજે મહારાજની ખોલી આગળ એમના પગે પડયો હતો મહારાજે એને ખૂબ હેતથી બોલાવ્યો, એના ખબરઅંતર પૂછ્યા અને કહ્યું કે મે તો તને ત્રણેક વર્ષની સજા થશે એવુ કહેલુ અને થઈ સાત વર્ષની એથી મારા ઉપર માઠુ તો નથી લાગ્યુ ને? એણે કહ્યું, ના, મહારાજ એવુ શુ બોલો છો? પેલો કાશીકાવાળો બોડિયો પાછળથી પકડાયો હતો અને એને ૨૧ વર્ષની સજા થઈ હતી, તેના પ્રમાણમાં એને આ સજા હળવી લાગતી હતી અને એ મહારાજનો ઉપકાર માનતો હતો કે, એમણે એને વેઠામાંથી હાજર કરાવી દીધો હતો. એની સાથે જ એક શંકર પકડાયો હતો, એને ય સાત વર્ષની સજા થઈ હતી. મહારાજ જેલમાં આવ્યા ત્યારે ઘઉની રોટી મોકલનાર એ જ શંકર વૉર્ડર હતો

પેલો કાશીકાનો બોડિયો મહારાજના મનમાંથી ગયેલ ન હતો. એ હાથથી ગયેલો જોઈને વટાદરાની પાટણ-

વાડિયા પરિષદમાં મહારાજે એક ઠરાવ રજૂ કરાવ્યો કે કાવીઠાના લોકોએ આ મહિનામાં ખોડિયાને રજૂ કરવો અને એને કોઈ પાટણવાડિયો રોટલો ખવડાવે તો રોટલો ખવડાવનારને નાત બહાર મૂકવો.

આમ ખોડિઆ ઉપર ચારે બાજૂથી સાણસો ભરાયો. એક દિવસ મહારાજ કાસીન્દ્રાના સરફોજ્દાર સાથે વાતો કરતા હતા એ વખતે સમાચાર આવ્યા કે ખોડિયો પકડાઈ ગયો છે. ત્યાંથી ફોજ્દાર પેટલાદ ગયા અને મહારાજ કાવીઠા ઊપડયા. ત્યાં જઈને એમણે જાણ્યું કે કાવીઠાના બીજા બે ચાર જણ પણ જેલમાં પુરાયા છે. એને પકડવાનો પ્રસંગ એવો હતો કે કાવીઠા ગામમાં એક પાટીદારને ત્યાં સપ્તાહ બેઠી હતી, એ સાંભળવા માટે લોકો એકઠા થયા હતા. એ જ વખતે એક પાટણવાડિયાનો છોકરો બહાર બારણા આગળ બેઠો હતો, એની નજર એક ઢેડ બીડીની ઝૂડીઓ તથા કણીના લાડુ લઈ જતો હતો તેના ઉપર પડી. આથી તે છોકરાને વહેમ ગયો. તેણે પોતાના બાપને ખબર આપી. એક જણ નજીકના લીંબડા ઉપર ચડીને પેલો ઢેડ કઈ દિશાએ જાય છે તે જોવા લાગ્યો. તે નજીકના જુવારના ખેતરમાં ગયો. એટલુ નક્કી કર્યા પછી ઝાડ ઉપર ચડનારે લોકોને એકઠા કર્યા. ત્યાં એક પોલીસ રહેતો હતો તેને પણ બોલાવ્યો અને ટોળું જુવારના ખેતર ભણી ચાલ્યું. પણ તેને પકડવા માટે લોકોનું ટોળું ઊમટયું છે, એ ખબર ખોડિયાને પણ પડી ગઈ હતી. એટલે તે જુવારના ખેતરમાથી નાઠો. કેટલાક જુવાનિયા એની પાછળ પડ્યા.

અને જણાવવામાં આવ્યું કે તમને છોડી મૂકવાનો ગવર્નમેંટ ઓર્ડર આવી ગયો છે, પણ આઈ. જી. પી.નો હુકમ હજુ અમને મળ્યો નથી. આજની ટપાલમાં એ આવવો જોઈએ. ત્યાંસુધી અમે તમને બહાર ન કાઢી શકીએ. બધાઓ ત્રણેક વાગ્યા સુધી ત્યાં સાથે બેઠા, જેલના અનુભવોની અનેક વાતો કરી, એટલામાં વૉર્ડરે આવીને જણાવ્યું કે ચાલો, તૈયાર થઈ જાઓ, તમારો હુકમ આવી ગયો છે.

બધા જેલમાંથી છૂટીને સાબરમતી આશ્રમમાં ગયા. ત્યાં ગાંધીજીનો તાર આવ્યો હતો કે બધા છૂટીને આવે કે તરત પહેલી ગાડીમાં એમને બારડોલી રવાના કરજો.

## ૩૭. રાનીપરજ કોમ 'વચ્ચે

સરકારની બધી દમદાટી અને જુલમો છતાં બારડોલી-ની પ્રજા નમી નહિ એથી બારડોલીનો પ્રશ્ન વિરાટ થઈ ગયો. પ્રાન્તે પ્રાન્તના આગેવાનો પૂછપરછ કરવા લાગ્યા, અને આ પ્રશ્ન મુંબઈ ધારાસભા, વડી ધારાસભા અને ઠેઠ બ્રિટિશ પાર્લામેન્ટ સુધી પહોંચ્યો. છેવટે મુંબઈના ગવર્નર સાહેબે સમાધાન કરીને મૂછ ઊંચી રાખી. પ્રજાને જોઈતી હતી એ તપાસ સમિતિ મળી. ખાલસા થયેલી જમીનો અને જપ્ત થયેલો માલ પાછો મળ્યો. સરકારી તલાટી વગેરેએ સત્યાગ્રહ દરમ્યાન રાજીનામાં આપ્યાં હતાં તે બધાને ફરી કામ ઉપર ચડાવ્યા, કેદીઓને છોડી મૂક્યા, અને તપાસને અંતે અમલદારોએ ઠગવેલો મહેસૂલ વધારો ગેરવાજબી છે એ પણ ઠર્યું. આ લડતમાં પ્રજાને ખૂબ કષ્ટો વેઠવાં પડ્યાં પણ પ્રજાને ભાન થયું કે અન્યાયના વિરોધમાં બ્રિટિશ સરકાર જેવી સત્તા સામે પણ સત્યાગ્રહથી ઝૂઝી શકાય છે અને થયેલો અન્યાય દૂર કરી શકાય છે. આ લડતથી બારડોલીની પ્રજામાં એક જાતનું શૂર વધ્યું

એમા કણીના લાડુ જતા જોનાર પેલો જુવાનિયો પણ હતો એ બોડિયાનો કાકાનો દીકરો ભાઈ હતો. પોલીસ તો થોડે જઈને હારી ગયો પણ પેલા જુવાનિયો સંતોકપુરાની સીમ આગળ જતા જતાં લગોલગ થઈ ગયો. ટોળુ પાછળ રહી ગયું હતુ અને આ એક જુવાનિયાને આગળ ધસી આવતો જોઈને બોડિયાએ એની સામે બંદૂક તાકી. જુવાનિયો એક કોડીના ઝાડની આડસમાં ભરાયો. બંદૂક ફૂટી નહિ એથી એણે અનુમાન કર્યું કે બોડિયા પાસે ફોડવાના ટોટા નથી હિંમત કરીને જુવાનિયો બોડિયા તરફ દોડ્યો, અને તેને બાઝી પડ્યો. થોડીવારમાં પાછળ આવતુ ટોળુ પણ આવી પહોચ્યુ. બોડિયાને પકડીને પેટલાદ ફોજદાર પાસે પહોચતો કર્યો. ત્યા બોડિયાએ એવી નોંધ કરાવી કે થોડા દિવસ પહેલા રિંગડા ગામની પાટીદાર બાઈ પાસેથી એણે જે સોનાનો દોરા કાઢી લીધો હતો એ આ મને પકડનાર છોકરાને ત્યા જ છે આથી તે છોકરાને અને તેના બાપને પણ ફોજદારે જેલમાં પૂર્યા

આ બધી હકીકત મેળવીને મહારાજ પેટલાદ ગયા અને ફોજદારને એ બધી વાતથી વાકેફ કર્યા વિશેષમા જણાવ્યું કે જે છોકરાને તમારે ઈનામ આપવુ જોઈએ તેને તો તમે જેલમાં પૂરી દીધો છે! ફોજદારે બોડિયા સિવાયના બીજા બધાને છોડી મૂક્યા

મહારાજ પેટલાદ જેલમાં પેલા બોડિયાને પણ મળ્યા અને કહ્યું, કેમ બોડસગ હવે પસ્તાયો કે ? ને બંદૂ

હતું ત્યારે રજૂ થયો હોત તો આવું થાત ? પેલા જેઠાભાઈને તે પાઘડી બંધાવી તે એ તને છોડાવવા આવ્યા ખરા ? પણ એકાદ મહિનામાં એ પેટલાદની જેલ તોડીને નાઠો. પણ એનો સિતારો પાંસરો ન હતો એટલે એકાદ ગાઉ નાઠો હશે એટલામાં એ પકડાઈ ગયો એને ખૂબ માર પડયો અને બીજા ગુનાઓ બદલ ૨૧ વર્ષની સજા તો થઈ હતી તેમાં આ નાસવાનો ગુનો વધતાં ૭ માસની સજા પણ વધી. આ ઉપરાંત બ્રિટિશ હદના ગુના બદલ બીજી ૧૪ વર્ષની સજા થઈ. એ પણ સાબરમતી જેલમાં જ હતો. મહારાજે એને સચ્ચાસિંહને ભલામણ કરીને ઘંટી કામમાંથી નવા કારખાનામાં ગેત્રંજી કામમાં દાખલ કરાવ્યો. આમ એની ઘંટી તો ગઈ પણ એક વખત એના પગ ઉપર સાળનો કાંડલો પડયો, તે પાકયું. તેમાંથી ધનુર ધાયું અને એ સજા પૂરી કર્યા વિના જ આ દુનિયામાંથી ચાલી નીકળ્યો.

એક દિવસ મહારાજ કાજી પીને એમનુ નાડી પાટીનું કામ શરૂ કરતા હતા એટલામાં વૉર્ડરે આવીને બૂમ મારી કે "રવિશંકર શિવરામ કૌન હૈ ? ચલો તુમ છૂટ જાતે હો, બિસ્રા લે લો." આમ અચાનક છૂટવાનુ આવશે એની મહારાજને કલ્પના પણ ન હતી. ત્યાંના સાથીઓને મળી લેવાની એમને ઇચ્છા હતી પણ જેલમા એવી ઇચ્છાઓ શી રીતે પાર પડે ?

બારડોલી સત્યાગ્રહ અંગે પકડાયેલા ૯-૧૦ જણ હતા એ બધાને આર્ડરલી વૉર્ડમાં એકઠા કરવામાં આવ્યા,

એટલું જ નહિ પણ દેશભરમાં આ લડતની અસર બહુ સારી થઈ.

મહારાજ વગેરે બારડોલી સ્ટેશને ઊતર્યા ત્યારે ખુદ ગાંધીજી એમનું સ્વાગત કરવા આવ્યા હતા એથી એમના આનંદનો પાર ન રહ્યો. બારડોલીમાં એમનું ભાવભીનું સ્વાગત કરવામાં આવ્યું. ત્યાર બાદ વાલોડ, બાજીપરા, સરભોણ જ્યાં જ્યાં એમને ફેરવવામાં આવ્યા ત્યાં ત્યાં લોકોએ ઉત્સાહભેર એમને વધાવી લીધા. ગામે ગામથી ૫૦-૧૦૦ની ભેટ ધરવામાં આવી અને નાળિયેરના તો કોથળા ભરાયા.

સરભોણમાં એક ગમ્મત થઈ. મહારાજ જેલમાં ગયા હતા ત્યારથી એક અનાવિલ મિત્રે દારૂ પીવાનો છોડી દીધો હતો. મહારાજને આવેલા જાણીને એ હોંશભેર મળવા આવ્યો અને મહારાજને ભેટતાં ભેટતાં જણાવ્યું કે રવિ-શંકર તું ગયેલો તે દહાડાનું પીવાનું છોડ્યુ હતું આજે એક પ્યાલી પીને આવ્યો છું. મહારાજે હસતાં હસતાં જ જવાબ આપ્યો કે એવું જાણતો હોત તો તો હજુ મોડો આવત. થોડો વખત બારડોલીમાં રહીને મહારાજે આવા મીઠા સંબંધો બાંધી લીધા હતા.

બારડોલી સત્યાગ્રહની ઘણી અસરો થઈ હતી તેમાંની એક ત્યાંની રાનીપરજ કોમની જાગૃતિ હતી. સુરત જિલ્લામાં અને આસપાસના પ્રદેશોમાં થઈને એ કોમની વસ્તી ચાર લાખની છે. પણ એ ભલી ભોળી પ્રજા એટલી બધી કચડાઈ ગઈ છે કે એ કદી ઊભી થઈ શકશે કે કેમ એની જ શંકા આવતી હતી. શ્રી ચૂનીભાઈ મહેતા અને જુગતરામ

દવે જેવા ભેખધારી સેવકો ઈ. સ. ૧૯૨૧થી આ કોમમાં દટાઈ ગયા હતા. ચૂનીભાઈએ રેંટિયા દાખલ કર્યા જુગતરામ ભાઈએ આશ્રમ સ્થાપીને એમની સર્વાંગી કેળવણીની યોજના કરી. ધીરે ધીરે એ કોમમાં નવું જ ચેતન આવવા લાગ્યુ. પહેલાં ગે કોમને કાળીપરજ કહેવામાં આવતી. ગાંધીજીએ એમને રાનીપરજનુ યથાર્થ નામ આપ્યુ અને આજે એ સાર્વત્રિક થઈ ગયું છે.

એક વખત સરદાર વલ્લભભાઈ, મહારાજ વગેરે બેઠા હતા ત્યાં આવીને એક રાનીપરજ ભાઈએ ફરયાદ કરી કે એ દારૂ નથી પીતો એટલા માટે જ મૂબા સાહેબે પારસીના ઘરમાં બોલાવીને એને માર્યો છે. આ સાંભળીને સરદારે મહારાજ તરફ નજર ફેંકી. મહારાજે કહ્યુ કે નવસારીના હાલના સૂબા અને નાયબ સૂબા બન્ને સારા છે. આવા કારણસર એ મારે નહિ

દેવકી ઊનાઈની પરિષદમાંથી સરદાર સાહેબ અને મહારાજ પાછા ફરતા હતા તે વખતે રસ્તામા સૂબાની અને સરદાર સાહેબની મોટરોનો ભેટો થયો. એ વખતે મોટર ઊભી રખાવીને સરદાર સાહેબ સૂબા તથા પોલીસ નાયબ સૂબાને મળ્યા અને વાત વાતમા પેલા રાનીપરજ ભાઈની ફરિયાદની વાત પણ છેડી. સૂબા સાહેબે જણાવ્યુ કે આપની પાસે આવેલી હકીકત બરાબર નથી લાગતી, પણ આપ આ રવિશંકર મહારાજને અમારા ગાયકવાડી વિભાગમાં મૂકો તો ઘણુ સારુ થાય. બીજા સ્વયંસેવકો લડાવી મારે છે

એ અરસામાં દારૂતાડી બંધ કરવાનું એક મોજું

ઊપડ્યું હતું. લોકો દારૂતાડીના પીઠે પિકેટિંગ કરવા જતા તેથી પારસી લોકોની પીઠાની આવક ઘટી હતી અને તે અકળાયા હતા. રાનીપરજ પરિષદમાં ઊનાઈ મુકામે સરદાર સાહેબે બહુ તેજસ્વી ભાષણ કર્યું હતું. તેમણે એ કોમને ઉદ્દેશીને કહ્યું કે તમે વાઘની બોડમાં રહેનારા, તાડની ટોચે ચડનારા અને કુદરતને ખોળે સૂનારા બહાદુર લોકો છો. તમે આ દારૂતાડીના પીઠા ચલાવનારા પારસીઓથી કેમ ડરો છો? હું આજે તમને અહિંસા શીખવવા નથી આવ્યો. ભયભીત થયેલાઓને હું અહિંસા શું શીખવું? રાજ્યનો કાયદો કહે છે કે બચાવ કરવા માટે સામા થવું, કુદરતી કાયદો કહે છે કે હેરાન કરવા આવનારને વશ ન થવું પણ પ્રતિકાર કરવો. જો તમારા ઉપર કોઈ હાથ ઉગામે તો એનો હાથ જુદો કરી નાખોને! જો તમારી સ્ત્રી સામે કોઈ કુદૃષ્ટિ કરે તો એની આંખ કોતરી નાખજો. એ સભામાં એમણે પીઠાવાળાઓને પણ ચેતવણી આપી હતી કે તમે ગરીબ લોકોને પરાણે દારૂતાડી પાઈને ચૂસી ખાઓ છો પણ એટલું જાણી રાખજો કે આ મૂળ વતન રાનીપરજનું છે.

આ ભાષણથી ત્યાંના પીઠાવાળા પારસીઓમાં ખૂબ ચકચાર શરૂ થઈ. મુંબઈના 'જામે જમશેદ' છાપાએ ખૂબ હો હા કરી મૂકી અને એક તપાસ કમિશન નિમાયું. એ કમિશનમાં બહેરામજી કરીને એક એમ એ. નો વિદ્યાર્થી પણ હતો. એણે જોયું કે રાનીપરજ કોમને હેરાન કરવામાં પારસી પીઠાવાળાઓએ કાંઈ બાકી નથી રાખી આ હેવાલ તેણે મુંબઈમાં પોતાની કોમમાં પણ પહોંચાડ્યો અને આ

તપાસને પરિણામે રાનીપરજ કોમ વિશે એક નિબંધ લખીને એમ. એ.ની ઉપાધી પણ મેળવી.

બારડોલીની લડત નિમિત્તે રાનીપરજ કોમમાં જાગ્રતિનું પૂર આવ્યું હતું. બ્રિટિશ તેમજ ગાયકવાડી બન્ને પ્રદેશના રાનીપરજ ભાઈઓના મનમાં વસી ગયું હતું કે આ દારૂતાડીએ આપણું સત્યાનાશ વાળ્યું છે.

વડોદરામાં રાનીપરજ કોમ માટે એક બોર્ડિંગ નીકળી હતી એથી થોડા રાનીપરજ વિદ્યાર્થીઓની અક્ષરજ્ઞાનની ભૂખ ભાંગી હતી. શ્રી ગોવિંદભાઈ હાથીભાઈ વડોદરા રાજ્યમાં નાયબ દીવાન હતા ત્યારે તેમણે પણ આ કોમમાં કાંઈક રસ લીધો હતો. તેમણે રાનીપરજ બહેનો ગળામાં વજનદાર પથ્થરના હારડાઓ પહેરતી હતી તે રિવાજ કઢાવવા પ્રયાસ કર્યો હતો. પરંતુ આ સત્યાગ્રહની લડત પછી એ કોમનો જુવાન વર્ગ કાંઈક કરવા માટે થનગની રહ્યો હતો, તેને દોરવણીની જરૂર હતી. સરદારના ભાષણોએ તેમનામાં નવી અસ્મિતા પેદા કરી હતી. સરદારનાં ભાષણો સાંભળવા માટે લોકો ૩૦-૪૦ માઈલ ચાલીને પણ આવતા. સાથે પોતાનુ ભાથું પણ બાંધી લાવતા તે વખતના એમના ઉત્સાહ આગળ મહારાજ કહે છે કે ઉજળિયાત સ્વયંસેવકો પણ ફિક્કા લાગતા.

પારસી પીઠાવાળાના ઊહાપોહ અને લાગવગને પરિણામે વડોદરા રાજ્યે એક ઑર્ડિનન્સ કાઢ્યો કે પિકેટિંગ કરનારે તાડીના ઝાડ નીચે ન જવુ અને પીઠાથી અમુક અંતરે ઊભા રહીને જ ચોકી કરવી. આ ઑર્ડિનન્સ મુજબ મોનગઢ,

મહુવા, વ્યારા વગેરે ગામોમાંથી ૨૫-૩૦ રાનીપરજ સ્વયંસેવકોને પકડવામાં આવ્યા.

વ્યારા તાલુકાના કેટલાક દાંડ પારસીઓએ રાનીપરજ કોમને ફફડાવી મૂકવા માટે એક ઘાટ ઘડ્યો હતો. રાનીપરજ પ્રદેશમાં સામાન્ય રીતે એવો રિવાજ છે કે ૮-૧૦ ગામ વચ્ચે અઠવાડિયે એકાદ હટવાડો ભરાય. જે લોકોને એમનો માલ વેચવો હોય તે ત્યાં આવે અને ખરીદી કરનારા પણ ત્યાં આવે. મોટે ભાગે આવો હટવાડો ભરાતો હોય તેની નજીકમાં જ એકાદ ઝાડ નીચે પારસી લોકો પોતાનું દારૂ-તાડીનું પીઠું પણ ખોલે. નજીકમાં પાણી માટે એકાદ કૂવો પણ ખોદાવી રાખ્યો હોય. લોકો પાણી પીવા કે ઝાડના છાંયે આવે ત્યારે એમને માટે ઢોલક અને નૃત્યનું આકર્ષણ પણ ગોઠવવામાં આવ્યું હોય. આવી બધી ગોઠવણ આ વ્યારાના પીઠાવાળાએ પણ કરી હતી. સાથે સાથે તેમણે એક રાનીપરજ બાઈ બે આના આપીને દારૂ ખરીદવા જાય એવું પણ ગોઠવ્યું હતું. એને એવું શીખવવામાં આવ્યું હતું કે જો કોઈ દારૂ ખરીદવા જતાં રોકે તો તારે હાથમાં રાખેલું ખાલી ઢોચકું ફોડીને રડવા લાગવું. પછી અમે જોઈ લઈશું. પેલી બાઈએ બે આનાના દારૂ ખાતર આ બધું નાટક ભજવ્યું. પારસી જુવાનિયાઓને આટલું જ જોઈતું હતું. તે સોટીઓ લઈને ચોકી કરનાર અને નહિ કરનાર બધા પાછળ ફરી વળ્યા. રાનીપરજ કોમ પારસી લોકોથી એટલી દબાઈ ગઈ છે કે સો રાનીપરજ લોકો હોય છતાં એક પારસીથી ડરે. સોટીઓ પડવા લાગી, એટલે બૂમ પડી કે "પારહા મારે છે, નાહો, નાહો." લોકો નાસવા લાગ્યા.

પણ એ જ કોમનો એક થોડુ ભણેલો જુવાનિયો થોડા દિવસ પહેલાં જ સરદારનું ભાષણ સાંભળી આવ્યો હતો. તેના મગજમાં ગરમી આવી ગઈ. તેણે બધાને નાસતા જોઈને બૂમ મારી કે "નાહો છો શુ ? મારોને પારસાને." આટલુ બોલીને તેણે એક પારસીના હાથમાંથી લાકડી ઝૂટવી લઈને પારસીને જ ઝૂડવા માંડયો. આ જોઈ ને નાસવા લાગ્યા હતા તે થોભ્યા અને પેલા એકની સાથે પારસીઓ ઉપર ઊલટયા. પારસીઓ ગભરાઈને દોડતા દોડતા છાપરામાં ભરાઈ ગયા. આખો મામલો બદલાઈ ગયો.

પાછળથી પારસીએ પોલીસમાં લાગવગ વાપરીને એ વખતે હતા એવા અને નહોતા એવા કેટલાયને પકડીને જેલમાં પુરાવ્યા. પણ હવે પ્રજામાં નવું જોશ આવ્યું હતું. જેલમાં જતાં એ ડર્યા નહિ. ત્યારબાદની એક રાનીપરજ પરિષદમાં તો એ લોકોએ એવો પણ ઠરાવ પસાર કર્યો હતો કે વડોદરા સરકાર દારૂતાડી બંધ કરે તો લોકો બ્રિટિશ હદમાં દારૂ તાડીપીવા ન જાય એ માટે અમે ચોકી ગોઠવીશું.

આ પરિસ્થિતિ જોઈને મહારાજને પણ આ કોમમાં કામ કરવાનું મળે તો સારુ એવુ મન થઈ ગયું.

# ૩૮. મહુવા સોનગઢ તરફ

નવસારીના સૂબા સાહેબે તો મહારાજની માગણી કરી જ હતી. એટલામાં મહુવા તરફ આ હટવાડાનો પ્રસંગ બન્યો તેથી સરદાર સાહેબ પણ મહારાજને ત્યાં મોકલવા બાબત સંમત થયા. તેમણે મહારાજને જણાવ્યું કે તારે ત્યાં લાંબો વખત રહેવુ પડશે એ ગણતરી રાખવી. મહારાજ પણ ત્યાં જવા ઊપડે તે પહેલાં વડોદરા જઈ પોતાના મિત્ર જેવા બની ગયેલા પોલીસ કમિશનર સાહેબને પણ મળી આવ્યા અને તેમની સાથેની વાતવાતમાં જણાવી દીધુ કે હવે પોતે મહુવા તરફ જાય છે અને ત્યાંના લોકોને દારૂતાડી ન પીવાનુ સમજાવશે. ત્યાં સૂબા સાહેબનો ઑર્ડિનન્સ છે એટલે સંભવ છે કે તેમને પકડે પણ ખરા. પોતે પકડાય તો જેલમાં મળવા આવવાની ભલામણ પણ કરી. મહારાજે વધારામાં ઉમેર્યું કે મહારાજા સાહેબ કેટલા સારા છે? તેમણે કેવા કેવા સુધારા કર્યા છે? પણ આ દારૂનું પાપ નથી કાઢ્યું. કમિશનર સાહેબે કહ્યું કે રાજ્યને પણ લોભ તો છે જ ને! તેમ છતાં તમે લોકોને દારૂ ન પીવાનું

સમજાવો એમાં કશો ગુનો નથી થતો. તમે એ જાતનું ભાષણ કરશો તો ય તમને કોઈ પકડવાનું નથી.

મહારાજ ઊઠયા ત્યારે તેમણે એમના બરડા ઉપર હાથ મૂકીને કહ્યું કે તમે જાઓ, તમારા ઉપર તો ઈશ્વરનો હાથ છે. તમને કશું થવાનું નથી.

મહારાજ બ્રિટિશ હદ છોડીને ગાયકવાડી પ્રદેશમાં કામ કરવા ગયા ત્યારે પંડ્યાજી પણ થોડે સુધી તેમની સાથે ગયા હતા. નદી આવી ત્યારે એ પાછા ફર્યા તે વખતે તેમની આંખમાં પ્રેમનાં આંસુ હતાં.

આ રીતે મહારાજ રાનીપરજ પ્રદેશમાં પહોંચ્યા. એમની પહેલી મુલાકાત એક હટવાડાની હતી. દારૂના પીઠા આગળ જ એક ખાટલા ઉપર એ વિભાગના ફોજદાર બેઠા હતા. મહારાજ ત્યાં જઈને એમના ખાટલા ઉપર જ એક બાજૂએ બેઠા. નજીકમાં ટોળે વળેલા લોકોને એમણે એમની દર્દ ભરી ભાષામાં દારૂ પીવાથી શાં શાં નુકસાન થાય છે તે સમજાવવા માંડયું. એમની વાતચીત પૂરી થઈ એટલે ફોજદારે શેરડીનો રસ મંગાવ્યો. પણ મહારાજે કહ્યું કે એ વગર પૈસાનો રસ મારાથી ન પીવાય. ફોજદારે કહ્યું કે પૈસા હું ચૂકવું છું. પણ મહારાજે કહ્યું કે મારે એની જરૂર નથી, માફ કરો.

ત્યાંથી ચાલી નીકળ્યા તે આવ્યા મઢુવા. ત્યાં વહીવટદારને મળીને હટવાડા કેસમાં પકડાયા હતા તે બધા ભાઈઓને એમણે જામીન પર છોડાવ્યા. રાતના ત્યાં એક જાહેર સભા કરીને બીજે દિવસે એ વ્યારા જવા નીકળી ગયા

એમણે સાંભળ્યું હતું કે વ્યારાના ફોજદારને ત્યાંના પારસી પીઠાવાળાઓએ ફોડી નાખ્યો છે. આથી અભણ અને ગરીબ રાનીપરજ ભાઈઓ ઉપર ત્યાંના પીઠાવાળાની જહાંગીરી ચાલે છે, અને ફોજદાર પોતે દારૂમાં ચકચૂર રહે છે. એ વ્યારા પહોંચ્યા તે વખતે તાકડે ત્યાં એક મેળો ભરાયો હતો. એ તકનો લાભ લઈને મહારાજે ત્યાં એક ભાષણ આપ્યું અને તેમાં કહ્યું કે આ વિભાગમાં રાનીપરજ કોમ ઉપર ભારે ત્રાસ વર્તી રહ્યો છે એવી હકીકતો અમારી પાસે આવી છે. એ ત્રાસ કઈ કઈ જાતનો છે? અને સ્વયંસેવકો, પોલીસો કે પારસી પીઠાવાળાઓ તરફનો છે! એ બધી તપાસ કરવા માટે હું આવ્યો છું. ગામડે ગામડે ફરીને હું જાતે તપાસ કરવાનો છું, અને તપાસ પૂરી થયે એનો રિપોર્ટ કરવાનો છું.

મહારાજ ત્યાંના ગોપાળજી વકીલને ત્યાં ઊતર્યા હતા. એ વકીલ રાનીપરજ કોમના સાચા સાથી હતા. સાંજે મહારાજને ઉતારે તપાસ થઈ. રવિશંકર વ્યાસ અહીં ઊતર્યા છે? થોડી વારમાં તો પોલીસ કમિશનરે એ વિભાગમાં તપાસ માટે મોકલેલા એક સી. આઈ. ડી. અમલદાર અને પેલા ફોજદાર સાહેબ અંદર આવ્યા. ગોપાળજી વકીલે મહારાજને ફોજદાર સાહેબનું ઓળખાણ કરાવ્યું. પેલા સી. આઈ. ડી. અમલદારે પણ કહ્યું કે મને ય રાવબહાદુરે આ વિભાગમાં તપાસ માટે મોકલ્યો છે. આપ જ્યારે અને જ્યાં જશો ત્યાં મને સાથે બોલાવશો તો આપણે સાથે ફરીશું. મહારાજે કહ્યું, બહુ સારું. બન્ને અમલદારો આભાર માનીને છૂટા પડ્યા.

બીજા દિવસથી જ પેલા અધિકારી સાથે મહારાજે ફરવા માંડ્યું. આખો બ્યારા અને મહુવા તાલુકો ફરી વળ્યા. ફોજદાર સાહેબ સીધા દોર થઈ ગયા. સી. આઈ. ડી. અધિકારીએ પણ સાચી હકીકતનો અભ્યાસ કરીને રિપોર્ટ કર્યો. પ્રવાસમાં હતા તે વખતે મહારાજે રાની પ્રદેશમાં ચાલતાં ખાદી કેન્દ્રો પણ તેમને બતાવ્યાં હતાં. તેમનો રિપોર્ટ રાનીપરજ કોમને માટે બહુ લાભદાયી નીવડ્યો.

મહારાજને વ્યારામાં ગોપાલજી વકીલ મળી ગયા હતા પણ મહુવામાં પેલા જામીન પર છોડાવેલા ભાઈઓ માટે એમને કોઈ ભાવનાવાળો વકીલ નહોતો મળતો. આથી એ વડોદરા ગયા અને ત્યાંના જાણીતા બેરિસ્ટર દેશપાંડે સાહેબને મળ્યા. તેમણે એમને પહેલેથી કહેલુ કે મારા જેવુ કામકાજ હોય તો કહેવું. મહારાજે આવું નાનકડું કામ બતાવ્યું પણ તેમણે તો એ માટે પણ આવવાની તૈયારી બતાવી, અને કહ્યું કે છેલ્લી મુદતે મને ખબર આપજો, હું હાજર રહીશ.

ત્યાંના વહીવટદાર પાસે કેસ ચાલતો હતો તેમની પાસે મહારાજે વકીલ કરવા માટે મુદત માગી પણ તેમણે મુદત આપી નહિ અને કેસ ચલાવ્યો. એથી મહારાજને બહુ દુઃખ થયુ. કેમકે એ દેશપાંડે સાહેબને ખબર ન આપી શક્યા. મુદત ન મળી એથી પારસી પીઠાવાળા રાજી રાજી થઈ ગયા પણ જે ચુકાદો બહાર પડ્યો તે જોઈને બધા આભા જ બની ગયા. તેમણે એકેએક રાનીપરજને નિર્દોષ ઠરાવ્યો હતો અને પારસીઓના વર્તન માટે બહુ કડક ટીકા કરી

હતી. આ સાંભળીને બધાને બહુ નવાઈ લાગી હતી. મહારાજે જજમેંટની નકલ માગી ત્યારે તેમણે કહ્યું કે નકલ-બકલ નહિ મળે. તમારે પત્રિકામાં છપાવવી હશે ખરું ને? છેવટે મર્યાદામાં રહીને છાપવાની સૂચના સાથે તેમણે નકલ આપવાનો હુકમ કર્યો. મહારાજ કહેતા હતા કે એ મૅજિસ્ટ્રેટ બહુ રહેમદિલ હતા પણ ઉપરનો કડપ બહુ જબરો રાખતા. એમના હૃદયમાં ગરીબો પ્રત્યે પ્રેમ ભર્યો હતો.

આ ચુકાદાથી રાનીપરજ ભાઈઓના ઉત્સાહ અને આનંદની શી વાત કરવી! વ્યારાના કેસમાં પણ બધા નિર્દોષ છૂટી ગયા. ત્યાંના મૅજિસ્ટ્રેટે પણ પારસી પીઠાવાળા અને પોલીસોની ટીકા કરી હતી. કષ્ટ પડવા છતાં રાની-પરજ કાર્યકર્તાઓનાં આ ચુકાદાથી કામ કરવાની ધગશ અને ઉત્સાહ વધ્યાં. મહારાજને પણ આવી કચડાયેલી કોમને કાંઈક રાહત પહોંચી એ વિચારથી આનંદ થયો.

એ અરસામાં જ સોનગઢ નજીકના વાજપુર ગામના રાનીપરજ ભાઈઓને કેટલાક પારસી પીઠાવાળાઓએ માર માર્યો છે એ સમાચાર એ બાજુના કાર્યકર્તા ભાઈ ભાઈશંકરે મહારાજને પહોંચાડ્યા. તેથી મહારાજ સોનગઢ જવા ઊપડ્યા. પ્રિન્સ પ્રતાપસિંહરાવ એ વખતે ત્યાંના જંગલમાં વાઘના શિકારે આવ્યા હતા. તે પોતાની સાથે હાથી પણ લાવ્યા હતા. ત્યાંના રાનીપરજ ભાઈઓને મળતાં મહારાજે જાણ્યું કે ચાર ચાર આનાનું દનિયું આપીને એમને જીવના જોખમવાળા કામમાં લઈ જવામાં આવ્યા હતા. મહારાજે પ્રતાપસિંહરાવને રૂબરૂ મળવાનો વિચાર કર્યો.

પણ એ સોનગઢ પહોંચ્યા ત્યાં ભાગોળે જ એમને એક બીજું દશ્ય જોવા મળ્યું.

રસ્તામાં ૨૦–૨૫ ગાડાંની હાર ઊભી હતી. મહારાજે પૂછ્યું, ભાઈઓ, કેમ ગાડાં થોભાવીને ઊભા છો ! જવાબ મળ્યો કે ત્રણ દિવસથી વેઠે પકડ્યા છે, ખાવાનું પણ ઠેકાણું નથી પડતું. બળદને નીરવા માટે ઘાસનું ય ઠેકાણું નથી. કામ તો કશું છે નહિ, ફક્ત બેસાડી મૂક્યા છે. બીજાએ ટાપશી પુરાવી, કાંઈ કામ ના મળ્યું એટલે અમલદારો એમના ઘર માટે રેત મંગાવવા લાગ્યા છે.

આ વાત જાણ્યા પછી તો મહારાજ પ્રતાપસિંહરાવને મળવા માટે તલપાપડ થઈ ગયા. તેમણે ત્યાંના એક ડોક્ટરને ત્યાં ઊતારો કર્યો હતો. એમની પાસેથી જાણ્યું કે રેત તો ચિટનીસે મંગાવી હશે. ચિટનીસનું ઘર સામે જ હતું. ડોકટરને ને એમને ઓળખાણ હતી એટલે એમણે એમને બોલાવ્યા. થોડી બીજી ત્રીજી વાતો થયા પછી મહારાજે શરૂ કર્યું કે આમ ગરીબ માણસોને વેઠે પકડવાં અને ઘરનાં કામ મફત કરાવવાં એ તો નર્યો અન્યાય કહેવાય. આખી વાત સાંભળ્યા છતાં ચિટનીસ ચૂપ રહ્યા પણ એમનાં પત્ની બોલી ઊઠયાં કે હું નહોતી કહેતી કે આ ધોળી ટોપીવાળા ફગફર કરે છે ! ભઈ, એક જ ગાડુ રેત મંગાવી છે. આ પાડોશવાળાએ ખૂબ મગાવી છે એમ કહીને વહીવટદારના ઘર તરફ આંગળી ચીંધી. આ વાત ચાલતી હતી એ જ વખતે વહીવટદાર સાહેબ બહારથી ઘરમાં પેસતા દેખાયા એટલે મહારાજે કહ્યું કે ચાલોને, આપણે એમને જ

મળીએ. વહીવટદાર સાહેબના બૂટ પટાવાળો કાઢી રહ્યો હતો ત્યાં તો મહારાજ વગેરે ત્યાં જઈ પહોંચ્યા.

સાહેબે સવાલ કર્યો કે કેમ આવવું થયું છે? મહારાજે કહ્યું કે આપનું કામ છે.

સાહેબ—શું કામ છે?

મહારાજ—આપ બેસો એટલે વાત કહું.

અવલ કારકુને મહારાજની ઓળખાણ આપી અને બધા બેઠા. મહારાજે પૂછ્યું કે પેલા ગાડાવાળાને શું કામ બોલાવ્યા છે?

સાહેબ—મહારાજા સાહેબ આવ્યા છે.

મહારાજ—એમના તરફથી એમને બોલાવવાનો હુકમ છે? અને હુકમ હોય તો પણ એમને ખાવા-પીવાની તો સગવડ જોવી જોઈએ કે નહિ? અને આટલાં બધાં ગાડાંની શી જરૂર હતી?

સાહેબ—શી ખબર પડે કે કેટલાં જોઈશે?

મહારાજ—હું પ્રતાપસિંહરાવને મળવા માગું છું અને આ વાત તેમના કાને નાખવા માગું છું. એ તો અહીં હાથી પણ લાવ્યા છે. એ હાથી લાવવાનું ગુડ્ઝના ડબ્બાનું ભાડું પણ એમણે ચૂકવ્યું છે. તો શું ગરીબ ગાડાવાળાની મજૂરી ચૂકવવાની એ ના પાડે?

સાહેબ—એ તો હરામખોર તલાટીઓ બોલાવી લાવ્યા છે. આટલાં બધાં ગાડાંની શી જરૂર હતી?

એમ કહીને બીજા ઉપર દોષ ઢોળ્યો.

મહારાજ—એમને કાયદેસર જે પૈસા થાય તે ચૂકવી દો. ભલેને તલાટીઓએ બોલાવ્યા. તલાટી પણ તમારા હુકમ પ્રમાણે કામ કરે છે ને.

સાહેબ—એમને તો વેઠે બોલાવ્યા છે. પૈસા શી રીતે ચૂકવાય?

મહારાજ—મને વેઠ કઢાવવાનો કાયદો બતાવો.

સાહેબ—એ તો કચેરીમાં હોય.

મહારાજ—તો કચેરીમાંથી મંગાવીને બતાવો. તમારે તો જીભ જ ચલાવવાની છે કે બીજું કાંઈ?

આટલી લમણાઝીક પછી કચવાતે મને તેમણે તલાટીને બોલાવ્યો, ધમકાવ્યો અને ત્રણ દહાડાનું સીધું આપવાનો તથા સરકારી ગંજીમાંથી ઘાસ આપવાનો હુકમ કર્યો.

બધુ પતી ગયા પછી મહારાજે કહ્યું કે તમારે તો ટાઢે છાંયે બેસીને હુકમ કરવાનો છે પણ આ લોકોને કેટલું દુઃખ ભોગવવું પડે છે તે જાણો છો? ત્રણ દિવસ આ ગાડાવાળાઓએ કેટલી તકલીફમાં કાઢ્યા હશે? સાથે સાથે મહારાજે બીજી વાત પણ છેડી. આ રાનીપરજ લોકોના કેસ તમારે ત્યાં ચાલે છે એની કેટલા વખતથી મુદત પાડ્યા કરો છો, તેના કરતાં કહી દેતા હો કે કેસ હમણાં ચાલવાનો નથી તો બીચારાઓને ઘરના ધંધા છોડીને ફેરે ફેરે ટાંટિયા તોડતા અહીં સુધી આવવું તો ન પડે. વહીવટદાર સાહેબે કહ્યું, સારૂં, હું જોઈશ.

સાર પછી પેલો કેસ બીજી જ મુદતે ચાલ્યો અને બધા નિર્દોષ છૂટી ગયા.

## ૩૯. વળી પાછા ખેડા જિલ્લામાં

ઈ. સ. ૧૯૨૯માં મહારાજ પાછા ખેડા જિલ્લામાં આવ્યા. બોરસદની લડત બાદ ખેડા જિલ્લામાં મહેસૂલની નવેસરથી આંકણી થવાની હતી તે બંધ રહી. પણ આ વર્ષમાં અહેમદાવાદ અને માતર તાલુકાના શિયાળુ પાકને બહુ નુકસાન થયું હતું તેમ છતાં સરકાર પૂરું મહેસૂલ લેવા માગતી હતી. માતર તાલુકો ઘણાં કેટલાંક વર્ષોથી ઘસાતો આવ્યો હતો એટલે ત્યાંના લોકો મહેસૂલ ભરી શકે એમ નહોતા. આથી સરદાર સાહેબે પંડ્યાજીને તથા મહારાજને ત્યાંની સ્થિતિની તપાસ કરવા મોકલ્યા.

મહારાજ તથા પંડ્યાજીએ સામાન્ય તપાસ કરી. પછી તેઓ એ વખતના ખેડા જિલ્લાના કલેક્ટર મિ. માસ્તરને મળ્યા, સરદારનો સંદેશો પહોંચાડ્યો અને જણાવ્યું કે આ વર્ષે શિયાળુ પાકમાં ગહેલો (વલિયારી તથા કપાસમાં પડતી જીવાત) પડ્યો છે. આથી લોકોનો શિયાળુ પાક નિષ્ફળ ગયો છે. તેથી મહેસૂલ મુલતવી રાખો. એમ ન થાય તો એ સામે પ્રજાને ઝૂંબેશ પણ ઉઠાવવી પડે. કલેક્ટરે કહ્યું કે તે અમે જોઈ લઈશું.

મહારાજ વગેરે માતર તાલુકામા ફર્યાં એ વખતે ગુજરાત વિદ્યાપીઠ તરફથી શ્રી જે. સી. કુમારપ્પા તથા ત્યાંના ગ્રામસેવક વિદ્યાલયના વિદ્યાર્થીઓ એ તાલુકાની આર્થિક તપાસ કરી રહ્યા હતા તેમના મોઢેથી પણ એમણે ખેડૂતોનાં દુઃખની વાતો સાભળી. તાલુકાના લોકો સહકારી મંડળીઓના દેવામાં ડુબી ગયા હતા આ સ્થિતિમાં મહેસૂલ ભરવું એ તેમને માટે કઠણ કામ હતુ. લિબાસીના આગેવાન શ્રી ઈશ્વરભાઈ માતર તાલુકાના ગામેગામ મહારાજ સાથે ફર્યા. મહેમદાવાદ તાલુકામાં પણ એ જ રીતે તપાસ કરી. ત્યાં એમની સાથે શ્રી પ્રભુદાસ ઠક્કર ફર્યા હતા. થોડો વખત શ્રી દાદુભાઈ દેસાઈ પણ મોટર લઈને ફરવા આવ્યા હતા એમને પણ ખાતરી થઈ કે લોકો મહેસૂલ ભરી શકે એમ નથી.

મહારાજે તથા પંડ્યાજીએ એમનો રિપોર્ટ તૈયાર કરીને સરદાર સાહેબ તથા જિલ્લાના કલેક્ટર ઉપર મોકલી આપ્યો. ગાધીજીને પણ આ હાલતથી વાકેફ કરવામા આવ્યા.

આ જ અંગે સરદાર સાહેબ ઉત્તર વિભાગના કમિશનરને અમદાવાદમાં મળ્યા અને કમિશનરની સૂચનાથી કલેક્ટર જાતે ગામડાંમાં તપાસ કરવા નીકળ્યા. મહારાજ પણ તેમની સાથે સાથે ફરવા લાગ્યા.

અકલાચા ગામમાં કલેક્ટર સાહેબે ગામ લોકોને ભેગા કર્યા અને પાક વિષે પૂછપરછ કરવામાં માંડી મહારાજ પણ નજીકમાં બેઠા હતા. જવાબ આપનાર ભાઈની નજર મહારાજ તરફ હતી. એ જોઈને સાહેબને વહેમ પડ્યો કે એ ભાઈ

મહારાજની સલાહ પ્રમાણે જ જવાબો આપે છે. આથી તેમણે એ ભાઈને પૂછ્યું કે તમારે રવિશંકર સામે જોવાનું છે કે મારી સામે? તમને એ સવાલ પૂછે છે કે હું? મહારાજ કલેક્ટરની આ ટીકા પોતાને અપમાનરૂપ છે એવું જણાવીને ત્યાંથી ચાલી નીકળ્યા." મહારાજ સરદારને મળ્યા અને વાત કમિશનર સુધી પહોંચી. કમિશનર તરફથી કલેક્ટરને સૂચના મળી કે આવો ખોટો વહેમ નહિ રાખવો જોઈએ. કલેક્ટરે મહારાજને ફરી બોલાવ્યા અને પેલા બનાવ માટે દિલગીરી વ્યક્ત કરી. ત્યાર બાદ તપાસ દરમ્યાન મહારાજ કલેક્ટર સાથે તેમની મોટરમાં સાથે જ ફરવા લાગ્યા.

છેવટે સ્પેશિયલ અધિકારી શ્રી ભટ્ટે તે વરસનું મહેસૂલ મુલતવી રાખવા ઉપરાંત માતર અને મહેમદાવાદ તાલુકાના જમીનમહેસૂલમાં કાયમ માટે ૨૫ ટકાનો ઘટાડો કરવાની ભલામણ કરી હતી. પણ એ જાહેરાત બહાર આવે તે પહેલાં તો દેશવ્યાપી લડત સામે આવતી દેખાઈ. એ અરસામાં જ સરદાર સાહેબે ભરૂચ મુકામે એક ભાષણ કર્યું હતું, તેમાંથી લડતના ભણકારા સંભળાવા લાગ્યા હતા. સરકારને પણ સરદાર સાહેબનું એ ભાષણ ખૂંચ્યું હતું. પણ બારડોલીના વિજય પછી પ્રજામાં સરકાર સામે લડત કરવાની એક આકાંક્ષા જાગી હતી. જુવાનો પૂર્ણ સ્વાતંત્ર્યની લડત માટે થનગની રહ્યા હતા.

## ૪૦. ઉત્તર ગુજરાતની માગણી

મહારાજ એક વખત કિખલોડમાં એમના યજમાનોને મળવા ગયા હતા ત્યાં વડોદરા રાજ્યના પોલીસ કમિશનર તરફથી એક સ્વાર આવ્યો અને તેણે મહારાજના હાથમા એક ચિઠ્ઠી મૂકી તેમા લખ્યુ હતું કે ચિઠ્ઠી જોઈને તરત મળવા આવો મહારાજ તરત ઊપડ્યા વડોદરા અને પોલીસ કમિશનરસાહેબને મળ્યા તેમની પાસે મહેસાણા પ્રાન્તના સૂબાનો લાબો સાત પાનનો રિપોર્ટ આવ્યો હતો તે તેમણે એમની સામે ધર્યો મહારાજે કહ્યુ કે હું ક્યાં અગ્રેજી ભણેલો છુ ?

ઉત્તર ગુજરાતમા વાસેલ નામનું એક આખુ ગામ કોઈ ઠાકરડાએ બાળી મૂક્યુ હતુ તેનો આ રિપોર્ટ હતો કમિશનરસાહેબે કહ્યુ કે તમે મહેસાણા પ્રાતમા જાઓ. અહીં બહુ કામ થયુ પણ ત્યાં તો સાવ અંધારું છે. તમારે ત્યાના કામ અગે જોઈએ તો હું તમને પાચ હજાર રૂપિયા આપુ મહારાજે જવાબ આપ્યો કે માગથી એવડા મોટા પ્રદેશમાં કામ ન થાય. તેમણે કહ્યુ કે જરૂર જણાય તો સાથે બીજા કોઈ માણસને રાખો.

મહારાજ—મારે ત્યાં જવું હોય તો સરદારનો હુકમ જોઈએ.

કમિશનર સાહેબ—મારો સંબંધ તમારી સાથે શું ઓછો છે?

મહારાજ—તમે છો તો ખરા જ. પણ સરદારનો સંબંધ જુદી જાતનો કહેવાય.

છેવટનો જવાબ પાછળથી આપવાનું કહીને મહારાજ ત્યાંથી છૂટા પડ્યા.

ત્યાર પછી મહારાજ સરદારને મળ્યા.

સરદારે કહ્યું કે થોડી વહેલી કે મોડી આપણે માથે મોટી લડત આવી રહી છે. વળી એ અજાણ્યા મુલકમાં તારી ઓળખાણપાળખાણ ન હોય. ત્યાં શી રીતે કામ કરવાનું ફાવશે?

મહારાજે કહ્યું કે ઓળખાણ નહિ હોય તો ત્યાં જઈએ એટલે એ થઈ જાય. પણ પાંચદસ વર્ષ સુધી મને ત્યાંથી બોલાવવો ન જોઈએ. તો જ ત્યાંનું કાંઈક થાળે પડે.

સરદારસાહેબ—પણ આ લડત તો થોડા વખતમાં આવી સમજને!

મહારાજે એવો વિચાર કર્યો હતો કે સૂરતવાળા છગનલાલ પટેલને એ વિભાગમાં કામ માટે ગોઠવવા. એટલે એ એમને સાથે લઈને ઉત્તર ગુજરાતમાં વડનગર પાસે છાબલિયાં કરીને એક ગામ છે ત્યાં ગયા. એ ગામ પાકું ચોર ગામ ગણાતું. પણ આવાં અજાણ્યા અને ચોર ગામ તરીકે પંકાયેલા ગામમાં પણ મહારાજનો ભાવ પૂછનાર એક જણ નીકળ્યો. તેને ત્યાં જઈને મહારાજે ખીચડી પકવી અને બન્ને જમ્યા.

તે જ દિવસે એ ગામમાં એક બાઈ કૂવામાં પડીને મરી ગઈ હતી. પોલીસ આવી પહોંચે એ પહેલા ગામલોકો એના પગમાં દોરડું ભરાયુ અને એ કૂવામાં ગબડી પડી એવી એવી વાતો ગોઠવતા હતા.

મહારાજે કહ્યું કે એવી સાચીજૂઠી ગોઠવણી કરવા કરતાં સાચી જ વાત કહી દોને કે ઘરમા તકરાર થઈ હતી એટલે એ સ્ત્રિઈને કૂવે પડી અમલદાર આવશે ત્યારે હું પણ હાજર રહીશ. પણ ગામલોકોને મહારાજની વાત ગળે ન ઊતરી

ફોજદાર આવ્યા એટલે મહારાજ પણ ચોરામા ગયા. એ મહારાજને ઓળખતા નહોતા, પણ મહારાજે તો જે બન્યુ હતું એ સાચેસાચુ ફોજદારને કહી દીધુ. એમણે પૂછ્યું કે તમે ક્યાંથી આવો છો? મહારાજે કહ્યું કે ચરોતરમાંથી.

ફોજદાર—શા માટે આવ્યા છો?

મહારાજ—ગામ જોવા માટે.

મહારાજના જવાબથી તેમને જરા આશ્ચર્ય તો થયુ. પણ તેમણે કહ્યુ કે તમે આ લોકોને ઓળખો છો? પાકા ચોર લોકો છે. વચ્ચે એક જણ બોલી ઊઠ્યો, 'પણ સાહેબ! આપના કહ્યા વિના કદી ચોરી કરવા ગયા છીએ?' છેવટે અકસ્માતને નામે એ કેસ માંડી વાળવામાં આવ્યો

આ પ્રસંગથી પણ મહારાજને થયું કે આ પ્રદેશ પણ રહેવા જેવો તો છે જ. પણ એમણે જોયુ કે અહીં રહેવું હોય તો લાંબા વખતની તૈયારી સાથે આવવુ જોઈએ પણ એને માટે તે વખતે અનુકૂળ સંજોગો નહોતા, એટલે ત્યારે તો એમણે એ વિચાર છોડ્યો.

## ૪૧. સરદાર રાસથી પકડાયા

સરદારસાહેબનું ભરૂચનું ભાષણ વાંચ્યા પછી મહારાજને થતું હતું કે હવે ગમે ત્યારે લડત આવી પડશે. લડત શરૂ થાય એ પહેલાં એકાદ વખત સરદારસાહેબ કાંઠા ગાળામાં આવી જાય અને ત્યાંના ભાઈઓને બે શબ્દો કહી જાય તો સારું એવું એમને થયા કરતું હતું એ પ્રમાણે શ્રી આશાભાઈએ સરદારસાહેબની રજા મંગાવીને કનકાપુરા મુકામે એક જંગી સભા યોજી.સરકાર તો એની ત્રેવડમાં જ હતી. કલેક્ટરનો મુકામ એ અરસામાં બોરસદ હતો. એ એવું ઇચ્છતા હતા કે સરદારનું ભાષણ ન થવા દેવું.

મહારાજ અને પંડ્યાજી એ અરસામાં મહેમદાવાદ મુકામ કરીને રહેતા હતા. સરદારસાહેબ એક રાત એમની સાથે ગાળીને પંડ્યાજી સાથે કાંઠાની સભામાં જવા નીકળ્યા. તા. ૭મી માર્ચ ૧૯૩૦નો એ દિવસ હતો. રસ્તામાં રાસ ગામ આવતું હતું ત્યાં એમના જમવાની વ્યવસ્થા કરવામાં આવી હતી. જમ્યા પછી તરત કનકાપુરા પહોંચવાનું હતું. રાસના 'કાર્યકર્તા ભાઈ આશાભાઈએ સરદારસાહેબને

વિનતિ કરી કે આપ ગામના લોકાને બે શબ્દો ન કહેતા જાઓ ? સરદારસાહેબને પણ લાગતું તો હતું જ કે કાંઈક નવાજૂની થશે. એમ છતાં આશાભાઈનો આગ્રહ જોઈને એમણે કહ્યું કે લોકો તૈયાર હોય તો ગોઠવો. એકાદ કલાકમાં કનકપુરા પહોંચી જવાશેને ? આશાભાઈએ કહ્યું, જરૂર.

તરત રાસમાં નગારું પિટાયું અને વડ નીચે આખું ગામ ભેગું થઈ ગયું પોલીસ બંદોબસ્ત કનકાપુરા ગોઠવાયો હતો. ત્યાં આજુબાજુના આઠદસ ગામના લોકો ભેગા થયા હતા. આ રાસની સભા તો અણધારી ગોઠવાઈ. એમ છતા સમાચાર મળ્યા એટલે પોલીસો તથા દહેવાણના ઠાકોર મોટરો દોડાવતા ગામની સભામાં આવી પહોંચ્યા એમની સાથે મેજિસ્ટ્રેટ પણ હતા સભાનુ કામ શરૂ થાય એ પહેલાં મજિસ્ટ્રેટે જાતે સરદાર સાહેબના હાથમા નોટિસ મૂકી નોટિસ આપતી વખતે એમનો હાથ ધ્રૂજતો હતો. નોટિસમાં જણાવવામાં આવ્યુ હતું કે સરદાર સાહેબે ભાષણ ન કરવુ. પણ સરદાર સાહેબે કહ્યું કે હુ તો ભાષણ કરવાનો.

ત્યારબાદ એ લોકોને ઉદ્દેશીને કહેવા લાગ્યા કે મને તમારી સાથે વાતો ન કરવાની નોટિસ આપવામા આવી છે. પણ હું તમારી સાથે વાત પણ ન કરું એ શી રીતે બને ? મને પકડવામાં આવે તો કોઈએ ગભરાવાની જરૂર નથી. પૂરી શાંતિ સાચવજો. મારો વિચાર તો ગાંધીજી જેલમાં જાય પછી સત્યાગ્રહ કરવાનો હતો, પણ લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ત્યારે કાંઈ મોં ધોવા જવાય છે ? મારે

બીજું કશું કહેવાનું નથી, પણ ગાંધીજી કહે એ પ્રમાણે વર્તજો. સરદાર સાહેબ આગળ લંબાવે એ પહેલાં તો પોલીસ અમલદારે પોલીસો પાસે ત્યાં પરેડ કરાવી અને લોકોમાં પોલીસોનું અસ્તિત્વ સિદ્ધ કર્યું, અને પોલીસ અમલદારે સરદારને પકડેલા જાહેર કર્યા. આ રીતે રાસની ભાગોળેથી સરદાર સાહેબને પકડવામાં આવ્યા. એથી રાસ ગામનાં ભાઈબહેનોનું દિલ ઘવાયું. એમણે સંકલ્પ કર્યો કે સરકારને કરવું હોય તે કરે, પણ આ લડત ચાલે ત્યાં સુધી આપણે લડતમાં પાછી પાની નથી કરવી. પાછળથી નાકરની લડત શરૂ થઈ તે વખતે રાસ મોખરે રહ્યું. સરદાર સાહેબને ત્યાંથી બોરસદ લઈ જવામાં આવ્યા અને તે જ દિવસે કેસ ચલાવીને ત્રણ માસની સજા સંભળાવવામાં આવી.

આ સમાચાર મહારાજે મહેમદાવાદમાં સાંભળ્યા. એ સાંભળીને એમને દુઃખ પણ થયું અને આનંદ પણ થયો. સરદાર પકડાયા એથી દુઃખ અને લડત આવી એથી આનંદ.

સરદાર પકડાયા તેને બીજે દિવસે સાબરમતીની રેતીમાં એક જંગી સભા ભરાઈ. ગાંધીજીના પ્રમુખપણા નીચે અમદાવાદની જનતાએ સરદાર સાહેબને અભિનંદન આપ્યાં. ગાંધીજીએ જણાવ્યું કે આપણે સરદારને પગલે જવાનું છે. આ બનાવથી ગુજરાતના વાતાવરણમાં ગરમી ફેલાઈ ગઈ.

માતર અને મહેમદાવાદ તાલુકાની તપાસનું કામ

ચાલતું જ હતું. મહારાજ વગેરેએ ઘેર ઘેર ફરીને આંકડા એકઠા કર્યા હતા. બન્ને તાલુકા દેવામાં ડૂબી ગયા હતા. જિલ્લાભરના ખેડૂતોની હાલત લગભગ એવી જ હતી. મહારાજે એમની બધી હકીકતો ગાંધીજી પાસે રજૂ કરી હતી. પણ ગાંધીજી હવે એનો કાયમી ઉકેલ શોધી રહ્યા હતા. એમના મનમાં દાંડી કૂચનો વિચાર સ્ફુર્યો હતો. મહારાજને પણ લાગતું હતું કે આવાં થીંગડાં મારવા કરતાં હવે લડત જ ઉપાડવી જોઈએ. મહારાજ તેમજ પંડ્યાજી હવે ગાંધીજી પાસે આવી ગયા હતા. ગાંધીજી મીઠા સત્યાગ્રહનો વિચાર કરતા હતા, તે જોઈને પંડ્યાજીએ મહારાજને ધરાસણા તપાસ કરવા માટે મોકલ્યા. મહારાજે ત્યાં જઈને મીઠાના મોટા મોટા ડુંગરો જોયા. જાહેર જનતાને ત્યાં જવાનો પ્રતિબંધ હતો. પણ મહારાજ તો ઠેઠ સુધી પહોંચી ગયા. મીઠું શી રીતે પકવે છે, તે જોયું. ત્યાંના મજૂરોને રોજી શી મળે છે, તેની તપાસ કરી; અને ધરાસણાના અગર સંબંધી બીજી ઘણી હકીકત મેળવીને એમણે ગાંધીજી પાસે રજૂ કરી. સ્વ. મહાદેવભાઈએ પણ એ અગાઉ જેટલી માહિતી મંગાવી શકાય તેટલી મંગાવી લીધી હતી. બધા સાથે મસલતો ચલાવ્યા પછી ગાંધીજીએ દાંડી કૂચ કરવાનો નિર્ણય જાહેર કર્યો. તે વખતે સ્વ૦ મોતીલાલ નહેરુ, સ્વ. પ્રભાશંકર પટ્ટણી અને મરહૂમ અબ્બાસ સાહેબ તૈયબજી પણ ત્યાં આવી પહોંચ્યા હતા. દિવસે દિવસે વાતાવરણમાં ઉત્સાહ વધતો જતો હતો. જ્યાં ત્યાં એવી અફવાઓ ચાલતી હતી કે હવે ગાંધીજીને પકડશે.

સરદાર સાહેબના પકડાયા પછી આશ્રમની પ્રાર્થનામાં શહેરના લોકો એટલા મોટા પ્રમાણમાં આવવા લાગ્યા હતા કે પ્રાર્થનાસ્થાન નાનું પડવા લાગ્યું હતું. રોજ પ્રાર્થના બાદ ગાંધીજીના મુખમાંથી એવી અલૌકિક વાણી ઝરતી હતી કે પ્રજામાં નવુ નવું ચેતન રેડાતું જતું હતું. છેક છેલ્લા દિવસોમાં તો મેદનીને કારણે પ્રાર્થનાસભાનું સ્થાન નદીની રેતીમાં જ ગોઠવવું પડ્યું હતું. કોઈ મહાભિનિષ્ક્રમણની તૈયારી ચાલી રહી હોય એવા એ દિવસો હતા.

## ૪૨. એ પુણ્ય દશ્યો

તા. ૧૨ મી માર્ચ ૧૯૩૦ના રોજ ગાંધીજી સાબરમતી આશ્રમમાંથી એક કૂચ શરૂ કરવાના હતા. પેદલ ચાલતી એ કૂચ ગુજરાત વીંધીને દાંડી કિનારે પહોંચવાની હતી ત્યાં દરિયાકિનારે મીઠા સત્યાગ્રહનાં મંડાણ થવાનાં હતાં. ત્યાર પછી આખા દેશમાં સત્યાગ્રહનું આંદોલન શરૂ થવાનું હતું સ્વાતંત્ર્યસંગ્રામ માટે જુવાનિયાઓ એક વર્ષથી ધમપછાડા મારી રહ્યા હતા, યુવક પરિષદો જોરશોરથી સભામંચો ગજવી રહી હતી, પરંતુ ગાંધીજી આજ સુધી તેમને થોભાવી રહ્યા હતા હવે એ જ ગાંધીજી સ્વાતંત્ર્ય-સંગ્રામની આગેવાની લઈ રહ્યા હતા. લાહોર મહાસભાના પૂર્ણસ્વાતંત્ર્યના આદેશે દેશભરમાં એક નવું જ વાતાવરણ પેદા કર્યું હતું ગાંધીજીના એક એક શબ્દમાંથી જાણે અગ્નિ ઝરતો હતો. દાંડી કૂચ થવાની હતી તેની આગલી સાંજે હજારોની સંખ્યા વચ્ચે, સાબરમતીની રેતીમાં એ સંતપુરુષે કહ્યું કે આશ્રમમાં આ મારું છેલ્લું ભાષણ છે સ્વરાજ્ય મળશે ત્યારે હું અહીં પાછો ફરીશ ત્યાં સુધી હું આ સ્થળનો ત્યાગ કરું છું.

એ દિવસોની પ્રાર્થનાનાં દૃશ્યો બહુ ભવ્ય હતાં. શહેરમાંથી સેંકડો લોકો રાત્રે સાબરમતી આશ્રમમાં આવતા. છેલ્લે દિવસે પ્રાર્થના પૂરી થઈ છતાં કોઈ ત્યાંથી ખસ્યું જ નહિ. બધાને મનમાં શંકા હતી કે આજે રાત્રે ગાંધીજીને સરકાર પકડી જશે. લોકો નદીની રેતીમાં જ પડયા રહ્યા. ગાંધીજી તો ગમે તેવી અફવાઓ વચ્ચે પણ એમનું કાર્ય કર્યે જતા હતા. એંશી આશ્રમવાસીઓને એમણે પોતાની સાથે જોડાવાની છૂટ આપી. તેમને માટે કડક નિયમન ઘડી કાઢ્યું અને એ સૈનિકો પણ પોતાના માથાં ઉતારી આપવાની તૈયારી સાથે ગાંધીજીની ટુકડીમાં જોડાયા. બીજા ઘણાભલા એ ટુકડીમાં જોડાવા આવ્યા, પણ કોઈને રજા ન મળી. ગાંધીજીએ એટલું કહ્યું કે હું બધાને તક આપવાનો છું, થોડી વાર ધીરજ ધરો. રાત ગઈ અને સવાર પડી પણ ગાંધીજીને કોઈએ પકડયા ન હતા.

તા. ૧૨ મીએ સવારે આશ્રમની બહારના જાહેર રસ્તા ઉપર ગળે થેલીઓ ભેરવીને એક સૈનિકની અદાથી ગાંધીજી ઊભા રહી ગયા. એમની પાછળ હાથમાં તંબૂરાવાળા પંડિત ખરે અને એમની પાછળ બીજા ૭૮ સૈનિકો ગોઠવાઈ ગયા. પૂ. કસ્તૂરબાએ પોતાના શુભ હસ્તે ગાંધીજીને તેમજ બીજા સૈનિકોને કુંકુમ અને અક્ષતથી તિલક કર્યાં. રામનામની ધૂન શરૂ થઈ. આખું વાતાવરણ પવિત્ર, ગંભીર અને ખુબ સ્મરણીય હતું. મહાત્મા ગાંધીજીની જય અને ભારતમાતની જયના જયનાદો વચ્ચે એ કૂચને વિદાય આપવામાં આવી. આખું અમદાવાદ શહેર એ વખતે સાબરમતી આશ્રમના રસ્તે ઊભરાયું હતું. એ ઐતિહાસિક કૂચ શરૂ થઈ ત્યારે

આશ્રમથી એલિસબ્રિજ સુધી ટુકડીની બન્ને બાજુએ માનવ-મેદની સિવાય બીજું કાંઈ દેખાતું ન હતું. એ આંખોમાં કાંઈક ઓર ઉત્સાહ દેખાતો હતો. ગાંધીજીના પગલે પગલે નવી શક્તિ જાગ્રત થતી હતી. શેઠશ્રી અંબાલાલ સારાભાઈ ગાંધીજીને માટે એક સુંદર ઘોડો ભેટ લાવ્યા હતા. ગાંધીજી એના ઉપર બેસવાના ન હતા, પણ પ્રેમભર્યા આગ્રહને વશ થઈને તેને પણ સાથે લીધો હતો. કેલીકો મિલ આગળ તેમનું સ્વાગત કરવામાં આવ્યું. એ દશ્ય જ એવું હતું કે એ જોઈને લોકોમાં અનેરા ભાવો અને પ્રેરણાઓ જાગતાં હતા.

ગાંધીજીની ટુકડી કોઈ પણ ગામમાં પહોંચે તે પહેલાં પૂર્વતૈયારી કરવા માટે ગૂજરાત વિદ્યાપીઠ તરફથી દસ સ્વયંસેવકોની બે અરુણ ટુકડીઓ નીકળી ગઈ હતી. મહારાજ પણ એ ટુકડીઓ સાથે અગાઉથી પહોંચી ગયા હતા અને ગાંધીજી અને તેમની ટુકડી આવે તે પહેલાં તેમનું યોગ્ય સ્વાગત થાય તથા લોકોમાં લડત માટેની તૈયારી થાય એવી સમજૂતી ફેલાવતા હતા તથા વ્યવસ્થા કરતા હતા.

અસલાલી, બારેજા, નવાગામ, વાસણા, ડભાણ અને નડિયાદ આમ રસ્તે આવતાં બધાં ગામોમાં આજુબાજુના વીસ વીસ અને પચ્ચીસ પચ્ચીસ ગામના લોકો જમા થતા હતા અને ગાંધીજીના મુખમાંથી ઝરતી વીરવાણી સાંભળીને એમના મનમાં કાંઈક સંકલ્પો દઢ થતા હતા. આ પેદલ ચાલતી કૂચના પગલે પગલે પ્રજામાં નવો જુસ્સો ઉમેરાતો હતો. નવજુવાનોને માથાં ઉતારી આપવાનું મન થતું હતું. ખેડૂતોમાં વખત આવ્યે તારાજ થઈ જવાની હિમ્મત આવતી હતી, અને સરકારી પટેલતલાટીઓને સરકાર સાથેના

અપવિત્ર સબંધમાંથી હાથ ધોઈ નાખવાનું મન થતુ હતુ. આ કૂચ દરમ્યાન ગાંધીજીના કામનો બોજો તો વધ્યે જ જતો હતો.

નડિયાદમાં ગાંધીજીની ટુકડીને સંતરામ મંદિરની ધર્મશાળામા ઉતારો આપવામાં આવ્યો હતો. ગાંધીજી રાત્રે મંદિરની અગાસીમાં સૂતા હતા. અડધી રાત્રે તે ચોકાએક જાગ્યા અને કાંઈક લખવા બેઠા. તે વખતે ફાનસ ત્યાં હતું નહિ. મહાદેવભાઈ મોડી રાત સુધી જાગીને સૂઈ ગયા હતા, એટલે ગાંધીજીએ તેમને ઉઠાડ્યા નહિ પણ ચંદ્રના અજવાળે જ લખવા માંડ્યું. એટલામાં મહાદેવભાઈ જાગ્યા અને તેમણે ફાનસ કર્યું. પણ આ બધા વખત દરમ્યાન મહારાજ કહે છે કે એમનુ લખવાનું તો ચાલતું જ હતું. એ ઉપરથી કલ્પના કરો કે બાપુના દિલમાં એ વખતે કેવા ભાવ ઊઠતા હશે!

નડિયાદથી બોરિયાવી અને બોરિયાવીથી આણંદ. આણંદમાં એમને ચરોતર એજ્યુકેશન સોસાયટીના મકાનમાં ઉતારો આપવામા આવ્યો હતો. ત્યાંની જાહેર સભામાં એમણે શ્રી મોતીભાઈ અમીનની પ્રવૃત્તિઓનાં ખૂબ વખાણ કર્યા. ત્યાં એક દિવસ થાક ખાવા માટે મુકામ કર્યો બીજે દિવસે ટુકડી નાપા થઈને બોરસદ આવી. બોરસદ હાઈસ્કૂલના મકાનમાં એમને ઉતારો આપવામાં આવ્યો હતો. ત્યાંની જાહેરસભામા ગામેગામની માનવમેદની ઊમટી હતી. પ્રવાસમાં એક એક ગામ આગળ વધતા હતા તેમ ગાંધીજીના મોઢામાંથી તેજના તણખા ખરતા હતા. અહીં એમણે કહ્યું કે આ સામ્રાજ્યનો અંત લાવવા માટે મારો જન્મ

છે. હું જીવતો નહિ હોઉં તો મારા વિચારો પણ એનો અંત લાવશે. એમનાં એ સમયનાં ભાષણો મરેલાં મુડદાંઓને પણ બેઠાં કરે એવાં હતાં. દિવસ જતા હતા તેમ તેમ ગુજરાતમાં અને આખા દેશમાં જોશ અને જાગ્રતિનાં નવાં નવાં મોજાં ફેલાતાં જતાં હતાં. પણ સરકાર એમને પકડતી નહોતી. બોરસદથી રાસ થઈને એ કનકાપુરા આવ્યા. ત્યાંના રજપૂત ભાઈઓ સમક્ષ એમણે નિર્ભયતાનું મહત્ત્વ, લોકધર્મ અને બહિષ્કારની અહિંસક શક્તિનો ખ્યાલ આપ્યો. એ જ સભામાં એમણે આ દાંડી યાત્રાનો મર્મ પણ સમજાવ્યો. અહીં ખેડા જિલ્લાની હદ પૂરી થઈ. મહી નદી ઓળંગે એટલે ભરૂચ જિલ્લામાં પ્રવેશ થાય. ખેડા જિલ્લાના બધા કાર્યકરો તથા બીજી હજારોની માનવમેદની ગાંધીજીને વિદાય આપવા માટે મહીની ભેખડો ઉપર ટોળે વળી હતી.

મહારાજ એ વખતના પ્રસંગનું વર્ણન કરતાં કહે છે :

એ રાતનો વખત હતો. નદીમાં પાણી ઊતરવા લાગ્યું હતું. બદલપુરના એક ભક્ત હૃદયના સજ્જન રઘનાથજીએ ગાંધીજીને નદી પાર કરાવવા માટે રૂા. ૪૦૦) ખરચીને એક હોડી ખરીદી હતી. તેમણે બીજી હોડીઓ પણ મંગાવી હતી. એ રાતનું દૃશ્ય અનુપમ હતું. એક બાજુ ભેખડો ઉપર હજારોની મેદની ઊભી હતી, કિનારે મશાલો અને તાપણીનો પ્રકાશ પડતો હતો અને પાણીમાં ભાતભાતના પડછાયા પાડતી ત્રણ હોડીઓ નદી પાર કરતી હતી. રામચંદ્રજી વનમાં ગયા અને ગંગા પાર કરી તેવો જ ધીરગંભીર આ પ્રસંગ હતો. રઘનાથભાઈનો ભાવ પણ

રામાયણના પેલા ગુહક નાવિક જેવો જ હતો.

ગાંધીજીની હોડીમાં એટલા બધા લોકો બેસી ગયા હતા કે અકસ્માતનો ભય જણાતો હતો. પણ પ્રભુકૃપાથી સૌ સુખરૂપ પાર ઊતરી ગયા. નદીનાં પાણી ધાર્યા કરતાં બહુ વહેલાં ઊતરી ગયાં. આથી નદીનો બે માઈલ જેટલો પટ તો પગે કાદવ ખૂંદીને જ વટાવવો પડ્યો.

ગાંધીજી તે દિવસે સાત આઉ તો ચાલ્યા જ હતા. આખા દિવસના કાર્યક્રમો અને પેદલ મુસાફરી પછી આ બે માઈલનો કાદવ ખૂંદવો એ એમના શરીર માટે બહુ વધારે પડતું તાણ હતું. એમ છતા સાથીઓની ખભે બેસાડવાની વિનંતિ એમણે માન્ય ન રાખી અને કરેલા સંકલ્પ મુજબ કાદવ ખૂંદતા ખૂંદતા રાત્રે અગિયાર વાગ્યે કારેલીના બાડામાં પહોંચ્યા. એ જ રસ્તેથી રાત્રે બાર વાગ્યે પંડિત જવાહરલાલ આવવાના હતા. તેમને લઈ આવવા માટે મહારાજ આવેલી હોડીમાં જ પાછા ફર્યા હતા. જેમ વખત જતો હતો તેમ નદીનાં પાણી ઊતરતાં જતાં હતાં અને કાદવ ખૂંદવાનો પટ વધતો જતો હતો. જવાહરલાલ જેવાને આવો કાદવ ખૂંદવાનો જિંદગીમાં ક્યારે આવ્યો હોય ! તેમને ધોતિયું ઊંચું લઈને ચાલવાની ટેવ જ ન મળે, એટલે ઢીંચણ સુધીના પાણીમાં પણ તેમનું ધોતિયું પલળતું જાય. તેમણે ચાલતાં ચાલતાં પૂછ્યું કે મહાત્માજી કિતને દૂર હૈં ! મહારાજે કહ્યું કે સામે બત્તી દેખાય છે ત્યાં.

પોતાની મોટર તેમણે કનકપુરાની ભેખડે ઊભી રાખી હતી અને ગાંધીજીને મળીને તુરત આ જ રસ્તે પાછા ફરવાની એ ધારણા રાખતા હતા. પણ ત્રણ માઈલનો કાદવ ખૂંદીને

મુકામે પહોંચ્યા ત્યારે રાતના બે વાગ્યા હતા. ગાંધીજી ઊંઘી ગયા હતા જવાહર આવ્યા એટલે એ જાગ્યા. સવારનો ચાર વાગ્યાનો પ્રાર્થનાનો ઘંટ વાગ્યો ત્યાં સુધી એ જુવાને અને વૃદ્ધ પુરુષે પિતા પુત્ર માફક નજીક બેસીને કોણ જાણે શી શી વાતો કર્યા કરી!

પ્રાર્થના બાદ નાસ્તો કરીને કૂચ તો નિત્યના નિયમ મુજબ આગળ વધી. ખેડા જિલ્લાના કાર્યકર્તાઓએ બાપુની રજા લીધી. બાપુ અને તેમની મંડળી હવે ભરૂચ જિલ્લાના કાર્યકર્તાઓને સોંપાઈ. જવાહરલાલ બહુ થાકી ગયા હતા એટલે આવ્યા હતા એ જ રસ્તેથી પાછા ન ફરતાં તેઓ ત્યાંથી સીધા ભરૂચ ગયા અને મહારાજ તેમનો સંદેશો તથા ટપાલ લઈને પેલી મોટર થોભાવી હતી ત્યાં જવા ઊપડ્યા.

## ૪૩. મીઠા સત્યાગ્રહ

કૂચ દરમ્યાન બોરસદ અને મહેમદાવાદ તાલુકા વચ્ચે મુખીપણાનાં રાજીનામાં આપવા બાબત હરીફાઈ ચાલતી હતી. એમાં બોરસદ તાલુકો આગળ ગયો, પણ તલાટીનાં રાજીનામાં આપવામાં મહેમદાવાદે પહેલ કરી. મહેમદાવાદ તાલુકાનાં હવે બહુ થોડાં ગામો એવાં હતા કે જ્યાંના મુખીઓએ રાજીનામાં નહોતાં આપ્યાં. મહારાજ ગામડે ગામડે ફરીને ગાંધીજીનો સંદેશો ફેલાવતા હતા. એમની મદદમાં ભાઈ પ્રભુદાસ ઠક્કર તથા ગોપાળદાસ એ જણ હતા.

તા. ૬ ઠ્ઠી એપ્રિલના રોજ ગાંધીજીએ દાંડી તટે એક ચૂટી મીઠું ઉપાડ્યું, એની સાથે દેશભરમાં મીઠાનો કાયદો હતો ન હતો થઈ ગયો. દેશના ખૂણે ખૂણે મીઠા સત્યાગ્રહ શરૂ થઈ ગયો. દરિયો કે ખાડી હતી ત્યાં અગર બનાવવામાં આવ્યા. ખારીનાં મેદાનો હતાં ત્યાંથી મણબંધ ખારી ઉસરડી લાવ્યા. અને જ્યાં એવી કોઈ સગવડ ન હતી ત્યાં દરિયાનું પાણી ઉકાળીને ચોકે ચોક બજારોમાં મીઠું પકવવામાં આવ્યું. સરકારે પણ આ આહ્વાન ઝીલી લીધું. તેણે

ગાંધીજી કે એમની ટુકડીમાંના એક પણ માણસને પકડયો નહિ પણ દેશભરમાં દમનના દોર છૂટા મૂકી દીધા. લાઠીઓ ચાલી, હાડકાં ભાંગ્યાં, માથાં ફૂટયાં અને ધરપકડો થઈ.

લસુંદ્રા મહેમદાવાદથી ૨૦ માઈલ દૂર થાય. મહારાજ, સ્વ. ફૂલચંદભાઈ તથા સ્વ૦ ગોકળદાસબાપુ અગાઉથી ત્યાંની ખારી જોઈ આવ્યા હતા અને લસુંદ્રા જઈને મીઠા સત્યાગ્રહ કરવાનો તેમનો કાર્યક્રમ ગોઠવાઈ ગયો હતો. પચ્ચીસ-પચ્ચીસની ચાર ટુકડીઓ લસુંદ્રા, કઠલાલ, કઠાણા અને હળધરવાસમાં તૈયાર રાખવામાં આવી હતી. પહેલા દિવસની પહેલી ટુકડી મહારાજની આગેવાની સાથે નીકળવાની હતી. શ્રી છોટાલાલ વ્યાસ પણ પોતાની એક ટુકડી લઈને ઉમરેઠથી આવી પહોંચ્યા હતા. બધાએ મળીને એવું નક્કી કર્યું હતું કે આગેવાને મીઠું ન પકવવું પણ દોરવણી આપવા માટે પાછળ રહેવું. પણ એમાં મહારાજે એમની એક શરત રજૂ કરી હતી કે જો લાઠીચાર્જ શરૂ થશે તો તે વખતે પોતે પાછળ નહિ રહે. એમની એ શરત બધાએ કબૂલ રાખી હતી. રાષ્ટ્રગીતો ગાતી પહેલી ટુકડી આગળ વધી તે વખતે મહારાજ નજીકની જ એક ટેકરી ઉપર ઊભા ઊભા બધું જોયા કરતા હતા. થોડીવારમાં ફોજદાર તથા પોલીસ ઇન્સપેક્ટર એમની નજીક આવ્યા અને બીજા કોઈનું કશું નામ ન લેતાં એમને જ પકડેલા જાહેર કર્યા. સ્વયંસેવકો અને પોલીસો વચ્ચે મીઠાની ખેંચાખેંચી ચાલતી હતી. એ દૃશ્ય જોવા માટે આજુબાજુનાં ગામોમાંથી હજારો લોકો ત્યાં આવ્યા હતા. એક સ્વયંસેવક પાસેથી મીઠું ઝૂંટવવા માટે પોલીસને એની સાથે કુસ્તીમાં ઊતરવું પડયું. પેલો ભાઈ જમીન

પાસે સહકારની માગણી કે આશા કરે એ જુદી વાત. ત્રાસનું વાતાવરણ એવું કડક બની ગયું હતું કે શરૂઆતના ત્રણેક માસ માટે તો બ્રિટિશ રાજ ત્યાંથી ઊખડી ગયું હોય એવું જ લાગતું હતું. છેવટે આશાભાઈ ઉપર માટલાં ચોરવાની કલમ લાગુ કરીને ૨॥ વર્ષની સજા દુર્લભજીભાઈએ કરી. પાછળથી એ સજા ઘટાડીને ૭ માસની કરવામાં આવી હતી.

મહારાજ કહે છે કે હું સાબરમતીમાં આવ્યો ત્યારે સરદાર સાહેબ પણ ત્યાં જ હતા. શરૂઆતના ત્રણચાર દિવસ સુધી તેમને ડબલિયા ખોલીની ઓરડીમાં ચોવીસ કલાક માટે પૂરી રાખ્યા હતા અને સામાન્ય ગુનેગાર કેદીઓને આપવામાં આવે છે એવો જ ખોરાક આપવામાં આવ્યો હતો; કોઈની સાથે એમની મુલાકાત થવા દેવામાં આવતી નહોતી. પહેલે જ દિવસે એમની સામે જેલના રોટલા ધરવામાં આવ્યા. એ જોઈને ભાવતુ નામના ત્યાંના એક વૉર્ડરની આંખમાં આંસુ આવી ગયાં. તેણે સરદારને પોતાને મળતી ઘઉંની રોટી ખાવા આગ્રહ કર્યો. પણ સરદાર સાહેબે એ લીધી નહિ, પરંતુ હસતાં હસતાં કહ્યું કે તું ગભરાય છે શા માટે? ત્રણ મહિના તો હું ભૂખ્યા કાઢી નાખું એવો છું. આખો દિવસ એ પોતાની ઓરડીમાં બેઠા બેઠા કાંત્યા કરતા. એમની ઓરડીનાં સળિયાનાં બારણાં ઉપર જાળી જડી દેવામાં આવી હતી, પણ એ તો જાણે બારણાંને જાળી છે જ નહિ એમ સમજીને બેસતા. ચારેક દિવસ પછી સરકારને પોતાની ભૂલ સમજાઈ અને સરદાર સાહેબને સ્પેશિયલ ક્લાસ આપવામાં આવ્યો. અને એમને

ત્યાંથી બદલીને ઓર્ડરલી યાર્ડમાં લઈ ગયા થોડા દિવસો બાદ અમને બધાને પણ સરદાર સાહેબવાળા યાર્ડમાં જ લઈ જવામાં આવ્યા. ત્યાં પણ આખો દિવસ સરદાર સાહેબ કાંત્યા કરે. સવાર સાંજની પ્રાર્થનામાં એ ભળતા. અમે એ ઓર્ડરલી વાસને 'વલ્લભઆશ્રમ' એવું નામ આપ્યું હતું. અમને બધાને 'બી' કલાસમાં ચડાવવામાં આવ્યા એટલે વલ્લભઆશ્રમમાં અમારા દિવસો નિગતે જતા હતા. અમને કાચું રેશન આપવામાં આવતુ અને અમે જાતે રસોઈ બનાવી લેતા. ૧૫–૨૦ દિવસ આમ ચાલ્યુ. એટલામાં એક રાત્રે અમે પ્રાર્થના કરતા હતા તે વખતે જેલ સુપરિન્ટેન્ડેન્ટ આવ્યા અને તેમણે જાહેર કર્યું કે અમારી ૩૫ જણની બદલી થવાની છે માટે અમારે તૈયાર થઈ જવું. આ હુકમને અડધો કલાક થાય એ પહેલા તો અમને ઉપાડયા. અમારામાંથી ૧૫ને યરોડા જેલમાં લઈ ગયા અને અમને ૨૦ને નાસીક જેલમાં લઈ ગયા. સરદારસાહેબ વળી પાછા સાબરમતી જેલમાં એકલા રહી ગયા.

ઉપર પડી ગયો પણ હાથમાંનું મીઠું છોડ્યું નહિ. એક સ્વયંસેવક એવી બૂમ મારતો હતો કે મને ખાંપવો હોય તો ખાંપી નાખજો પણ પાછો નથી ફરવાનો. વાતાવરણ એવું રંગમાં આવ્યું હતું કે જેમ ખેંચાખેંચી વધતી જતી હતી તેમ સ્વયંસેવકોનો ઉત્સાહ વધતો જતો હતો. જ્યાં-ત્યાં વંદેમાતરમ્ અને મહાત્મા ગાંધીની જયના પોકારો સંભળાતા હતા.

મહારાજને પકડીને પોલીસના તંબૂઓ પાસે લઈ ગયા હતા. એમની તપાસ કરવા માટે શ્રી છોટાલાલ વ્યાસ ગયા તો તેમને પણ પકડેલા જાહેર કર્યા. મીઠું તો બીજા ઘણાએ લીધું હતું પણ તેમને કોઈને પકડ્યા નહિ. મહારાજને ત્યાંથી મહેમદાવાદ લઈ ગયા. ૨ વર્ષની સજા, ૨૦૦ રૂ. દંડ અને દંડ ન ભરે તો ૩ માસ વધુની સજા કરવામાં આવી. ત્યાંથી એમને સાબરમતી લઈ ગયા. એ ત્યાં પહોંચ્યા તે પહેલાં તો બદલપુરમાં મીઠા સત્યાગ્રહ કરતાં શ્રી દરબારસાહેબ તથા સ્વ. ગોકળદાસ બાપુને પણ પકડીને ત્યાં પહોંચાડી દીધા હતા. રાસના આશાભાઈને પણ પકડી લાવ્યા હતા. પણ એમના ઉપર ચોરીનો આરોપ મૂકવામાં આવ્યો હતો અને ૨॥ વર્ષની સજા કરી હતી.

બન્યું હતું એવું કે રાસમાંથી સરદારસાહેબ પકડાયા ત્યારપછી રાસ ગામે ગાંઠ વાળી હતી કે સરકારી તંત્ર સાથે કોઈ પણ જાતનો સંબંધ ન રાખવો. ત્યાંના મુખી, તલાટી, રાવણિયા બધાનાં રાજીનામાં આવી ગયાં હતાં. ગામમાં કોઈ અમલદાર આવે તો તેને પાણી પાવાનો પણ કોણ ભાવ પૂછે? આથી બોરસદના બે મુસલમાનોને રાવણિયા

બનાવીને ત્યાં ગોઠવ્યા હતા તેમને પણ પોતાનુ ખાવાનું બોરસદથી લાવવુ પડતુ. એક વખત ડી. ડી. સી. રાસ ગામમા આવવાના હતા ગામના વસવાયાઓએ સરકારી અમલદારોને કશી મદદ ન કરવી એવો ઠરાવ કર્યો હતો. સાહેબ માટે ચોરામાં પાણીના માટલાં જોઈતાં હતાં પણ કોણ આપે ? એક બહેરી કુંભાર બાઈએ આ અસહકારનો ઢંઢેરો સાંભળ્યો ન હતો. તેને ત્યા જઈને રાવણિયો માટલા લઈ આવ્યો. આશાભાઈને આ વાતની જાણ થઈ એટલે એ પેલી બાઈને મળ્યા. બાઈએ કહ્યુ કે જો એવું નક્કી થયુ હોય તો મારે માટલા નથી આપવા. ચાલો, ચોરામાંથી પાછાં લઈ આવીએ. બાઈને સાથે લઈને આશાભાઈ ચોરામાં પડેલાં બન્ને માટલા પાછાં ઉપાડી લાવ્યા.

એ વખતના ડી. ડી. સી. સ્વ૦ દુર્લભજીભાઈ કે જેમણે પાછળથી પોતાની જગ્યાનુ રાજીનામું આપ્યું હતું અને જે જીવ્યા ત્યાંસુધી રાષ્ટ્રકાર્યમાં પડ્યા હતા, તેમણે આશાભાઈને બોલાવીને પૂછ્યું કે મહાત્માજીના 'નવજીવન'માં એવુ ક્યાંય લખ્યુ છે કે અમલદારોને પાણી પણ ન પાવુ. હોય તો મને બતાવો

આશાભાઈ—એ કાંઈ હુ ન સમજું. હુ તો એટલું જ સમજું કે તમે અમે જે સરકારને કાઢવા મથીએ છીએ એનાં થાંભલા થઈને બેઠા છો. એમને અમે શુ કામ સહકાર આપીએ ! અને ગાંધીજીએ એવુ તો કહ્યુ જ છે કે અમલદાર અમલદાર તરીકે આપણી પાસેથી કોઈ પણ સાથ ન મેળવી શકે. માણસ માંદા હોય તેની સારવાર કરીએ એ જુદી વાત અને અમલદાર એના અધિકારની રૂએ આપણી

## ૪૪. 'ફ્રોગમેન'ની ફજેતી

બીજાં બધાં જેલખાનાંઓથી જુદું પડે એવું નાસી-કનું જેલખાનું હતું. એ તાજેતરમાં જ છેલ્લી ઢબ પ્રમાણે બાંધવામાં આવ્યું હતું. આખી જેલમાં ગટર ગોઠવી હતી. પરદેશી ઢબનાં ફ્લશ જાજરૂઓ તથા મૂતરડીઓ ગોઠવ્યાં હતાં અને ત્યાનાં હવાપાણી તો સારાં હતાં જ.

જેલની પાછળ જ મહારાજ વગેરેનો રેલવે ડબ્બો લાવવામાં આવ્યો. અને બધા કેદીઓને નવી જેલમાં દાખલ કરવામાં આવ્યા. જેલના સુપરિન્ટેન્ડન્ટ મિ. ભંડારી તથા જેલર મિ. કટેલીએ અગાઉથી આ નવા આવનાર કેદીઓ માટે જેલની ઓરડીઓ વાળા ચોગાનને સ્વચ્છ કરાવી રાખી હતી. દરેક ઓરડીમાં ગાદલું, પાથરણું, પુસ્તકની ઘોડી, થાળી, વાડકો, પ્યાલો તથા લોટો આટલી ચીજો ગોઠવી રાખી હતી. એ યાર્ડમાં ૩૦ ઓરડીઓ હતી. એટલે આખો યાર્ડ આ નવા કેદીઓ માટે રોકવામાં આવ્યો.

મહારાજ કહે છે કે, "આ નવી જેલનો ઠાઠ જોઈને

મને તો એમ જ લાગ્યું કે, આ વખતે સરકારે અમને મહેમાન તરીકે જ જેલમાં બોલાવ્યા છે. અહીં પણ અમે કાચો સામાન મેળવીને રસોઈ હાથે બનાવવાનું નક્કી કર્યું. શ્રી છોટાલાલ વ્યાસ અમારા રસોડાના વ્યવસ્થાપક બન્યા. અમને દરેકને રોજ ૧ શેર દૂધ, ૫ તોલા ઘી, તેલ, શાક, ઘઉંનો લોટ વગેરે 'બી' કલાસનો ખોરાક આપવામાં આવતો અને એમાંથી ઘરના જેવી જ રસોઈ બનાવવામાં આવતી."

મહારાજ ઉંમરે સાથીઓમાં સૌથી મોટા હતા અને પહેલા જેલમાં આવી ગયા હતા એટલે કેદીઓ અંગેની જેલ સુપરિન્ટેન્ડેન્ટ સાથે કાંઈ પણ વાત કરવાની આવતી ત્યારે એમને આગળ ધરવામાં આવતા. શરૂ શરૂમાં સુપરિન્ટેન્ડેન્ટ સગવડઅગવડની પૂછપરછ કરતા હતા તે વખતે નીચેની વાતચીત થઈ.

સુપરિં૦—તમારા બધા ભાઈઓની હજામત માટે શું કરીશું?

મહારાજ—કોઈ સારો હજામ નિયમિત આવે એવું ગોઠવજો.

સુપરિં૦—સારું. પરંતુ એ હજામ ક્યારે આવે?

મહારાજ—દર રવિવારે મોકલજો.

સુપરિન્ટેન્ડેન્ટે કહ્યું, બહુ સારું. એમણે તરત જ જેલરને એ જાતનો બંદોબસ્ત કરવાની સૂચના કરી દીધી.

મહારાજે જેલઑફિસેથી આવીને સાથીઓ પાસે

હજામની વ્યવસ્થા થઈ ગઈ છે, એ જાતની વધાઈ ખાધી. પણ એમની વ્યવસ્થા વિષે સાંભળીને સાથીઓ રાજી થવાને બદલે ઊકળી ઊઠ્યા.

એક સાથી—તમે અઠવાડિયે એક વાર હજામતનું ગોઠવી આવ્યા એ શી રીતે ચાલે? અમારે તો રોજ હજામત કરવા જોઈશે.

આ સાંભળીને મહારાજને નવાઈ લાગી. શરૂમાં તો એમને એવું લાગ્યું કે આ બધા જુવાનિયા એમના ગામડિયાપણાની મશ્કરી કરે છે. પણ વેડછી આશ્રમવાળા શ્રી ચીમનભાઈ પણ આંતરે દહાડે તો હજામત કરાવવી જ જોઈએ એવું કહેવા લાગ્યા ત્યારે મહારાજને થયું કે સુપરિન્ટેન્ડેન્ટને ફરી મળવું જોઈએ. એ ફરી સુપરિન્ટેન્ડેન્ટ પાસે ગયા.

મહારાજ—અમારા ભાઈઓને અઠવાડિયે હજામત થાય એ તો બહુ લાંબું પડે છે.

સુપરિ૦—તમે કહો ત્યારે હજામને બોલાવીએ.

મહારાજ—ત્યારે અઠવાડિયામાં બે વખત બોલાવજો.

સુપરિ૦—સારું, એમ ગોઠવીએ.

મહારાજે એમની આ નવી દરખાસ્ત સાથીઓ પાસે મૂકી, પણ એથી એમને શાનો સંતોષ થાય!

એક ભાઈ—મહારાજ, તમારે ગામડામાં અઠવાડિયે હજામત કરવાની હોય એટલે તમને અમારી મુશ્કેલી નહિ સમજાય.

બીજા ભાઈ—આવું બધું કર્યા કરતાં અમારા બિસ્ત્રામાં અમારો હજામતનો સામાન છે એ કઢાવી આપો તો બધી પંચાત મટી જાય.

મહારાજ—તમારી બધાની પાસે હજામતનો સામાન છે?

મહારાજને આશ્ચર્ય થયું પણ વારવાર મુદત બદલવા કરતાં મહારાજને આ છેલ્લી સૂચના વધારે વાજબી લાગી અને એમણે એ વ્યવસ્થા કરાવી.

વાળ હોળવાના દાંતિયા વિષે પણ આવું જ રમૂજી પ્રકરણ બન્યું હતું.

સુપરિન્ટેન્ડેન્ટ પાસે વાળ હોળવાની ફરિયાદ ગઇ એટલે તેમણે મહારાજને પૂછ્યું કે વાળ હોળવવા માટે કેવી વ્યવસ્થા કરીશું?

મહારાજ—શહેરમાંથી સીસમના કાંસકા મંગાવશો તો ચાલશે.

સુપરિન્ટેન્ડેન્ટે મહારાજના કહ્યા પ્રમાણે સીસમના કાંસકા મંગાવ્યા પણ જ્યારે મહારાજે એ કાંસકા એમના સાથીઓના હાથમાં મૂક્યા ત્યારે કેટલાકે તો ચિડાઈને એ ફેંકી જ દીધા. અને વધારામા ફરિયાદ કરી કે આવા કાંસકાથી તે વાળ હોળાતા હશે?

મહારાજ—અમારે ત્યાના ભૈરાંઓના લાંબા વાળ હોળાય પણ તમારા વાળ ટૂંકા રહ્યા એટલે શાના હોળાય?

છેવટે દાંતિયા પણ એમના બિસ્ત્રામાંથી કાઢવાનું નક્કી કર્યું.

## ૪૫. રાસને અભિનંદન

સંધિ થઈ અને કાર્યકરો છૂટી છૂટીને બહાર આવ્યા એ વખતે લોકોમાં ખૂબ ઉત્સાહ હતો. સંધિની સાથે સાથે એવી વાતો આવી કે ખાલસા થયેલી જમીનો પાછી મળશે. રાવણિયા, મુખી, તલાટી વગેરે જે જે સરકારી નોકરોએ રાજીનામાં આપ્યાં હતાં તેમને ફરી નોકરીમાં લેવામાં આવશે અને ચાલુ કેસો મોકૂફ રાખવામાં આવશે. આથી લોકોના ઉત્સાહમાં વધારો થયો, પણ એ બધું ખોટું પડ્યું જોઈને લોકોમાં નિરાશા આવવા લાગી.

શ્રી. આશાભાઈ એમની ૭ માસની જેલ ભોગવીને બહાર આવ્યા હતા ત્યારે રાસ ગામના ભાઈઓ ઉપર દમનનો કોરડો વીંઝાઈ રહ્યો હતો. પોલીસ પાર્ટી રાસને ઘેરો ઘાલીને જપ્તીઓ કરવાની છે એ સમાચાર એમના જાણવામાં આવ્યા એટલે એમણે રાસના લોકો પાસે હિજરત કરાવી. નડિયાદના ગાયકવાડી હદના ઝારોળા અને વાસણા ગામનાં ખેતરોમાં એમણે માંડવા નંખાવ્યા અને પહેલે દિવસે

તો આખું ગામ ત્યાં હિજરત કરી ગયું. પણ સરકારી અમલદારોએ જાહેરાત બહાર પાડી કે નાકરમાં જોડાયેલા ખેડૂત સિવાયનાઓનું કોઈ કશું નામ લેવાનું નથી, ત્યારે બે ત્રણ દિવસે ખેડૂત સિવાયનાં થોડાં કુટુંબો પાછાં ફર્યાં.

હિજરત કરતી વખતે લોકોએ જાણસ દાગીના ઠેકાણે પાડયા હતા પણ બીજી ચીજ વસ્તુઓ તો જેમ જોઈશે તેમ લઈ જવાશે એમ માનીને બધાં ભર્યાં ભાદર્યાં ઘર છોડીને હિજરત કરી ગયા હતા. પોલીસ પાર્ટી ખૂબ ચડાઈ હતી. તેણે આશાભાઈને પકડવા માટે પ્રયત્નો કર્યા પણ એ હાથમાં આવ્યા નહિ પછી તો ગાયકવાડી પ્રદેશમાંથી રાસનો કોઈ ખેડૂત બ્રિટિશ હદમાં આવે તો એને ઝૂડવો એવા પોલીસોને હુકમ મળી ગયા હતા. અને આ કામ માટે સરહદ ઉપર ખાસ પોલીસ ગોઠવવામાં આવી હતી

બીજી બાજૂથી પોલીસોએ લોકોના નધણિયાતાં મકાનો લૂંટવા માંડ્યાં. આશાભાઈ વલ્લભભાઈ નામના એક ખેડૂતના ૬૪) રૂપિયાના મહેસૂલ બદલ રૂપિયા ૨૩૦૦)નો માલ જપ્ત કરી દીધો. ઘરની કોઠીઓનુ અનાજ ત્રણ ત્રણ અને ચાર ચાર આને મણ લેખે વેચી માર્યું બીજી છાની છૂપી લૂટ ચાલી એનો તો કોઈ હિસાબ જ મળે એવુ નહોતુ. ખેતરોનો ઊભો પાક પણ સરકારે ઉપાડવા માંડ્યો હતો. ખેડૂતો પણ પોતાના ખેતરોમાંથી રાત્રે રાત્રે ગાડાં ભરી ભરીને માલ વહી લાવતા હતા. આમ માલ લાવતી વખતે તુલસીભાઈ નામનો એક ભાવનાશીલ ખેડૂત ગાડા નીચે કચરાઈ ગયો.

હિજરત વખતનાં દુઃખ અસહ્ય હતાં. છતે અનાજે અને છતે સાધને ખેડૂતો અનાજ અને સાધન વિનાના બની ગયા હતા. બધાં હિજરતના માંડવામાં પડ્યાં હતાં એ જ વખતે વરસાદ આવ્યો. જે ખેતરોમાં માંડવા નાખ્યા હતા એમાંથી જ વરસાદના વહેળાનો માર્ગ હતો અને બરાબર એ જ વખતે ત્યાં એક બહેનને પ્રસૂતિ થતી હતી. એ વખતના દુઃખની વાત શી કરવી ? પણ એ વખતે પ હિજરતીઓના દુઃખમાં ભાગ પડાવવા માટે ભાઈ આશાભાઈ ૪।। મહિના સુધી સાથે રહ્યા હતા. તેમણે માંડવાઓમાં રેંટિયા અને પીંજણો ચાલુ કરાવ્યાં હતાં. અને આવા દુઃખ વચ્ચે પણ હસીને દહાડા કાઢવાની કળા શીખવી હતી. એટલે હિજરતીઓએ આ દુઃખના દહાડા પણ શાંતિથી પસાર કર્યા.

સંધિ થઈ એટલે હિજરતીઓને પાછા ગામમાં લાવવા જોઈએ. એમનાં ઘર તો ભેળાઈ ગયાં હતાં. પરંતુ દાતરડું કે દોરડું સુધ્ધાં રહેવા નહોતું પામ્યું. ગામમાં બધાંને પાછા આવવાનું થયું, ત્યારે તેમના મનમાં હર્ષ હતો કે દુઃખ એ કળવું મુશ્કેલ હતું.

ગામમાં પ્રવેશ કરતાં પહેલાં રાસવાસીઓએ હઠ પકડી કે મહાત્માજી અમારા ગામમાં પ્રથમ પગ મૂકે પછી જ અમે ગામમાં જઈએ. ગાંધીજી તે વખતે ત્યાં પહોંચી શકે એવું હતું નહિ. છેવટે શ્રી મોરારજીભાઈ, સરહદના ગાંધી અબ્દુલ ગફારખાન તથા બીજા આગેવાનો સાથે વાજતે ગાજતે રાસવાસીઓએ રાસ ગામમાં પ્રવેશ કર્યો. લોકો

એમનો વાસ લઈને ગામમાં આવતા હતા ત્યારે દરેક ગાડા ઉપર ગેટિયો શોભતો હતો. લોકોએ ખૂબ વેઠ્યું હતુ પણ એમના મોઢા ઉપર પ્રસન્નતા તરવરતી હતી.

ત્રણેક દિવસ પછી ગાંધીજી રાસ આવ્યા. ત્યાંના તળાવમાં એક મોટી સભા થઈ તે વખતે તેમણે લોકોને આશ્વાસન આપ્યુ તથા અભિનંદન આપ્યાં. તેમણે એમ પણ કહ્યુ કે રવિશંકરે હવે રાસમા રહેવું જોઈએ. ત્યારથી મહારાજ રાસમા રહેવા લાગ્યા રાસ ગામના લોકોને પણ એથી ભારે હૂંફ મળી રહી.

સંધિ તો થઈ ગઈ પણ સંધિની કલમોનો અમલ સરકાર ઝટ કરવાની નહોતી. આથી ગાંધીજીને ખૂબ લખાપટી અને દોડાદોડી ચાલતી. એ વખતે એકલા રાસ ગામની ૨૪૦૦ એકર જમીન ખાલસા થઈ હતી અને એમાંથી ૩૫૦ એકર તો વેચાઈ ગઈ હતી. જે વેચાઈ ન હતી એ જમીન તો ખેડૂતોને પાછી મળી ગઈ પણ જે વેચાઈ ગઈ હતી એ જમીન લેનારને સમજાવીને પાછી અપાવવાની સરકારે બાહેધરી આપી હતી તેનો અમલ થતો નહોતો જમીન રાખનાર બારૈયો ભાઈઓમાથી કેટલાક પાછી આપવા તૈયાર થયા તો તેમને બીજાઓએ ખાવ્યા દહેવાણના ઠાકોરે જમીન પાછી આપી તો કંડોરના પુમાનસિંહે ટાપા ખવડાવ્યા છતાં ન આપી. સંધિકાળ દરમ્યાન લોકોના દિલમાં દુઃખ અને રોષ બન્ને હતાં પણ તેમની હિમ્મત ગજબ હતી. તેઓ મહેનતુ પણ એવા જ હતા. હજારોનું નુકસાન થયુ હતુ પણ એ વર્ષ તો તેમણે ખેચી કાઢ્યુ.

સરકારી અમલદારો સંધિ થયા પછી બાકી મહેસૂલ વસૂલ કરવા માગતા હતા. પણ લોકોનાં ઘર કોચાયાં હતાં અને લૂંટાયાં હતાં, એટલે મહેસૂલ ભરવા કોઈ તૈયાર ન હતું. આ અંગે જ પંદર દિવસ સુધી ગાંધીજીને બોરસદમાં રહેવું પડ્યું. એમણે, રાસ ગામ તરફથી મહેસૂલ પેટે નામના પાંચસો રૂપિયા ભરાવડાવ્યા, બીજું બધું મહેસૂલ મોકૂફ રખાવ્યું. આ પ્રસંગ પછી સાધારણ શાંતિ સ્થપાઈ હતી એટલામાં એક અણધાર્યો કિસ્સો બન્યો.

## ૪૬. વડદલાનું કલંક ધોવાયું ખરું

૧૯૩૦ની સ્વાતંત્ર્ય લડત ચાલતી હતી તે વખતે વડદલાના મુખીએ મુખીપણું છોડયું. ત્યાંના જ એક પાટણવાડિયાએ એ મુખીપણું સ્વીકાર્યું. એ ભાઈને સમજાવવા માટે એની જ નાતના ભાઈઓ એકઠા થયા હતા એ વખતે ગામના આગેવાનોએ આ ન્યાતના પંચ સાથે સારો વર્તાવ ન રાખ્યો આથી પંચ વેરાઈ ગયું અને પાટીદાર પાટણવાડિયા વચ્ચે વડદલામાં એક તડ પડી ગઈ. પરિણામ એ આવ્યું કે હરાજ થયેલી જમીન રાખવા પાટણવાડિયા પણ તૈયાર થયા. આ બધું બન્યું ત્યારે મહારાજ જેલમાં હતા.

પરંતુ આ બનાવ બન્યા પછી થોડા વખતમાં જ ગામના પાટીદાર મુખીનું ખૂન થયું. અદાવતને લીધે ગામના જ પાટણવાડિયાએ આ ખૂન કર્યું હતું. ખૂન ધર્મજની હદમાં થયું હતું આથી મરનારની લાશને ત્યાંના ચોરામાં ખસેડવામાં આવી. મરનારે મરતા પહેલાં થોડું ભાન હતું ત્યારે બે ત્રણ નામ લખાવ્યાં. પછી થોડી વારે એ મરણ પામ્યો.

પાછળથી ગામના એક ગૃહસ્થે મુખીપણું લેનાર તથા જમીનો રાખનાર એમ નવાં ચાર નામો ઉમેરાવ્યાં. અને એનો રીતસર કેસ ચાલ્યો. મહારાજે જેલમાંથી છૂટ્યા બાદ આ ગામની મુલાકાત લીધી ત્યારે બધી સાચી હકીકત એમની પાસે આવી. એમણે જોયું કે પેલા ચારેય ભાઈઓ ખૂનની બાબતમાં તદ્દન નિર્દોષ છે. એમને આવી રીતે ખોટા કેસમાં સંડોવાયેલા જોઈને મહારાજને દુઃખ થયું. બે વર્ષ પહેલાં પેલા ગૃહસ્થે આવાજ બે નિર્દોષ ભાઈઓને સાત સાત વર્ષની સજા કરાવી હતી. ચોમાસાની રેલમાં ત્યાંના પાટણવાડિયાઓનાં મકાન પડી ગયાં હતાં. તેમને આપવાની મદદનાં નાણાં પેટલાદના નારણભાઈ શેઠને ત્યાં જમા રાખવામાં આવ્યાં હતાં. એ નાણાં ચૂકવવા માટે મહારાજ વડદલા ગયા હતા ત્યારે એ ગૃહસ્થે જ "એ તો દુષ્ટ લોકો છે એમને મદદ પહોંચાડવે શો ફાયદો થવાનો છે?" એવું કહ્યું હતું. મહારાજે એને સામો જવાબ આપ્યો હતો કે ગુનેગાર હોય તેને સજા થાય પણ નિર્દોષ હોય તેને મદદ શા માટે ન પહોંચાડવી? મહારાજનો આવો જવાબ એમને ગમેલો નહિ અને બબડવા લાગેલા. આ વખતે પણ ગામમાં મહારાજને આવીને તપાસ ચલાવતા જોઈને એ ભાઈ મહારાજને ન સંભળાવવા જેવા શબ્દો સંભળાવવા લાગ્યો. પણ મહારાજના મનમાં દઢ પણે ઠસી ગયું હતું કે આ તો નર્યો અન્યાય થઈ રહ્યો છે. અને નિર્દોષ લોકોને એમાંથી બચાવવા જ જોઈએ.

ગાંધીજી આ અરસામાં જેલમાં હતા. મહારાજ એમને

મળ્યા અને આખો કિસ્સો કહી સંભળાવ્યો વિશેષમાં એવું પણ જણાવ્યું કે આ લોકો આ ગુનામાં નિર્દોષ છે પણ ચોરીઓ કરે છે એમણે સત્યાગ્રહીઓની જમીનો રાખી છે અને એક તો સત્યાગ્રહીનું છોડેલું મુખીપણું પણ લીધું છે એમને મદદ કરી શકાય? ગાંધીજીએ કહ્યું કે ગમે તેમ હોય છતાં જે નિર્દોષ હોય તેને મદદ કરવી જ જોઈએ

પણ કોર્ટનો ચુકાદો ઊલટો જ આવ્યો નિર્દોષ પણ મુખીપણું લેનારને ફાંસીની સજા અને સાચું ખૂન કરનાર તથા બીજા પાંચને દેશનિકાલની સજા થઈ આ ચુકાદો બહાર પડ્યો તે દિવસે વડદલાના પેલા ભાઈએ ગામમાં ગોળ વહેંચ્યો "નિર્દોષને ફાંસી ન જ થવી જોઈએ, તમારાથી થાય એટલી મદદ કરો અને સત્યાગ્રહીઓની જમીન પાછી અપાવી શકો તો તે પણ કરો," એવા ગાંધીજીના શબ્દોએ મહારાજનું ખાવાપીવાનું ભુલાવી દીધું.

સજા જાહેર થઈ તેને બીજે દિવસે જ મહારાજ વડોદરા જેલમાં ગયા અને સજા પામેલા ભાઈઓને મળ્યા એમણે તેમને જમીન રાખવા બદલ ઠપકો આપ્યો અને નિર્દોષ હોવા છતાં ગુનેગાર ઠરવા બદલ ખેદ દર્શાવ્યો થોડી સમજાવટ પછી જમીન રાખનારે જેલ સુપરિન્ટેન્ડન્ટની રૂબરૂમાં જમીન પાછી આપવાનો કરાર કરી આપ્યો, અને મહાત્માજી ઉપર લેખી સંદેશો મોકલાવ્યો કે "અમે દેશની પવિત્ર લડત વિરુદ્ધ પડીને ભૂલ કરી હતી, તે બદલ માફી માગીએ છીએ અને અમારા તરફ કશો અભાવ નહિ રાખો એવી આશા રાખીએ છીએ" એમની પાસેથી છૂટા પડીને

મહારાજે એમની અપીલ નોંધાવી અને શ્રી ઝાટકિયા વકીલની મદદથી એ કેસમાં સાતેય જણ નિર્દોષ છૂટી ગયા

બન્યું હતું એવું કે ડેથ ડેક્લેરેશનનું પત્રક ધર્મજના મુખીની આગળ ભરવામાં આવ્યું હતું એમાં પાછળથી ઉમેરેલાં ચાર નામો સફાઈમાં લખાયેલાં હતાં, અને એની નકલ કરતી વખતે નવાં ઉમેરેલાં નામો એકધારે લખાઈ ગયાં હતાં આ મુદ્દા ઉપરથી કેસ ખોટો છે એવું પુરવાર થયું આ ભાઈઓ નિર્દોષ છૂટી ગયા, એથી મહારાજના હરખનો પાર ન રહ્યો કેમકે એમને થયેલા અન્યાયથી મહારાજનું હૈયું સળગી ઊઠ્યું હતું એમને છોડાવવા માટે મહારાજે રાતદહાડો જોયો ન હતો ધોમ ધખતા તાપમાં માઈલોના માઈલો એ ચાલ્યા હતા વકીલોને મળે સાક્ષીઓને મળે, અમલદારોને મળે કોઈ પણ રીતે નિર્દોષ લોકોની નિર્દોષતા એ પુરવાર કરવા માગતા હતા અને જ્યારે એ નિર્દોષ જાહેર થયા, ત્યારે ટોળાબંધ મહારાજ એમને મળવા માટે જેલમાં દોડી ગયા જેલ સુપરિન્ટેન્ડેન્ટે એમને ઑફિસમાં બોલાવ્યા ત્યારે તમે નિર્દોષ જાહેર થયા છો એવું એમને જણાવવામાં આવ્યું ત્યારે એ અવાક્ બની ગયા એક જણ તો લાંબો થઈને મહારાજના પગ આગળ ઢળી પડ્યો એની આંખમાં હર્ષનાં આંસુ હતાં મહારાજે કહ્યું કે સતનો બેલી ભગવાન છે

એમને છોડવાનો હુકમ આવ્યો પણ એમને ખાતું પણ ચાલું ભાવે ? આ શુભ સમાચાર આપનાર ભાઈએ મહારાજ પાસેથી કશુંક મળવાની આશા રાખી હતી.

મહારાજને પણ થયું કે એને રાજી કરું. પણ એમણે ગજવામાં હાથ નાંખ્યો તો ફક્ત એક આનો હતો. એમણે એ એક આનો પેલાના હાથમા મૂક્યો તે એણે ન લીધો. મહારાજ કહે છે કે "એથી એને સંતોષ થયો હોય કે નહિ પણ મને તો ન જ થયો. મેં તો એ નિમિત્તે આશ્વાસન જ મેળવ્યું."

સાતે ય જણ જેલમાથી બહાર આવ્યા ત્યારે મહારાજે એમને પૂછ્યુ કે તમને લાગે છે કે તમારો પુનર્જન્મ થયો ? માણસ જન્મે છે ત્યારે આગલા ભવનું વેર ભૂલી જાય છે. તમે ય જૂનું વેર ન રાખશો. તેમણે એ કબૂલ રાખ્યું. મહારાજ ઉપર તેમને અપૂર્વ શ્રદ્ધા બંધાઈ હતી. તેમને એમ જ લાગતુ હતું કે મહારાજે અમને છોડાવ્યા છે.

રાત્રે મહારાજ તેમને પોતાના મિત્ર સ્વ. વેલચંદભાઈ બેન્કરને ત્યાં લઈ ગયા બીજે દિવસે સવારે એઓ તેમને ગાંધીજીનાં દર્શન કરાવવા બોરસદ લઈ આવ્યા. ગાંધીજીએ તેમને સદાચારી બનવાની શિખામણ આપી અને આશીર્વાદ આપ્યા. એ જ સાંજે મહારાજે તેમને તેમના ઘરે પહોંચાડ્યા. કુટુંબીઓ પણ મહારાજને પગે પડવા લાગ્યા.

પેલા ગૃહસ્થને સ્વાભાવિક રીતે મહારાજ તરફ દ્વેષ થયો. એ થોડાં વર્ષો સુધી ટક્યો પણ મહારાજે પોતાના આ વલણ બદલ હંમેશાં સંતોષ અનુભવ્યો છે.

ગાંધીજીએ પણ મહારાજને કહેલુ કે જો ફાંસીની સજા કાયમ રહેશે તો પોતે મહારાજા સાહેબને પત્ર લખીને દયાની

માગણી કરશે. મહારાજ'માને છે કે એમના આશીર્વાદથી જ આવો સુખદ નિવેડો આવ્યો.

પેલા ભાઈએ આ નિર્દોષ છૂટેલાઓ સામે અપીલ કરી. કેસ ફરી ચાલ્યો, એમાં ગુનેગારો તરફથી બેરિસ્ટર દેશપાંડે સાહેબ ઊભા રહ્યા અને અપીલમાં પણ એ નિર્દોષ ઠર્યા.

ત્યારબાદ મહારાજ ગાંધીજીના કહેવા પ્રમાણે રાસમાં જ સ્થિર થઈ ગયા. ત્યાંની જમીન પાછી મેળવવાનું તેમજ ગામ લોકોને બીજી રાહત પહોંચાડવાનું એમનું મુખ્ય કામ હતું. એ અરસામાં રાસમાં ૩૦૦ રેંટિયા ચાલતા હતા. ઘેર ઘેર પીંજણ અને ચરખા ચાલતા હતા અને પેદા થતું સૂતર આજુબાજુનાં ગામોમાં વણાતું હતું.

## ૪૭. રાસની ફનાગીરી

સંધિ થઈ હતી તે પ્રમાણે રાસની જમીન ખેડૂતોને હજુ પાછી નહોતી મળી. રાજીનામું આપનાર મુખી તથા રાવણિયાઓને હજુ કામ પર ચડાવવામાં નહોતા આવ્યા. એટલામાં ગાંધીજીને લંડનની રાઉન્ડ ટેબલ કૉન્ફરન્સમાં જવાનું થયું. ત્યાં જઈને એમણે જોઈ લીધું કે એ કૉન્ફરન્સમાંથી કાંઈ સાર નીકળવાનો નથી. એમણે ત્યાં આપેલાં વ્યાખ્યાનો કોઈ પણ રાજનીતિજ્ઞ પુરુષને શોભે એવાં, મૂળભૂત મુદ્દાઓને સ્પષ્ટ કરનારાં અને છતાં જરાય કાવાદાવા વિનાનાં સરળ અને તેજસ્વી હતાં. સરકારની દાનત સાફ ન હતી એ તો સંધિકાળ દરમ્યાનના એના વલણ અને વર્તનથી જ જણાવા લાગ્યું હતું. આ કૉન્ફરન્સમાં એ દીવા જેવું સ્પષ્ટ થઈ ગયું.

ગાંધીજી મુંબઈ પહોંચે એ પહેલાં પંડિત જવાહરને તથા શ્રી શેરવાણીને યુક્ત પ્રાંતમાંથી પકડી લેવામાં આવ્યા હતા. ગાંધીજી મુંબઈને કિનારે ઊતર્યા ત્યારે લોકોએ એમનુ ભવ્ય સ્વાગત કર્યું. સાંજના એમણે એક જાહેર વ્યાખ્યાન આપ્યું. એ જ દિવસે રાત્રે એમને તથા બીજા આગેવાનોને

બીજી બાજૂથી રાસ ગામના લોકોને પજવવામાં સરકારે કાંઈ બાકી ન રાખી. લાલચો બતાવી, ડર બતાવ્યો અને પજવણી શરૂ કરી, પણ લોકો ડગ્યા નહિ. છેવટે મામલતદારે ગામમાં આવીને એક એક ખાતેદારને બોલાવવા માંડ્યો. અને કહ્યું કે વધારે નહિ તો ચાર આની મહેસૂલ ભરો. પણ લોકોએ તેય ન માન્યું. એટલે જે જે મહેસૂલ ભરવાની ના કહેવા લાગ્યા તેમને જેલમાં ધકેલવા માંડ્યા. આ રીતે રાસના ૧૮૦ ખેડૂતોને જેલમાં પૂર્યા. પણ લોકોએ મહેસૂલ ન જ ભર્યું. એકલા રાસ ગામના ખેડૂતોને સરકારે ૧૯૦૦૦ રૂપિયાનો દંડ કર્યો અને એ દંડ વસૂલ કરવા માટે જપ્તીને નામે લૂટો ચાલી છતાં લોકો ન ડગ્યા.

સરકાર આમ ત્રાસનીતિથી ન ફાવી ત્યારે તેણે ભેદનીતિ શરૂ કરી. રાસ અને ચિખોદ્રા ગામ વચ્ચે સગપણનો ગાઢ સંબંધ છે. આ ચિખોદ્રા ગામમાં તમાકુના મોટા મોટા વેપારીઓ છે. તેમને સરકારી અમલદારો સાથે ઊઠબેસ પણ ખરી. આ તકનો લાભ લઈને અમલદારોએ ત્યાંના અગિયાર સધ્ધર આસામીને પકડ્યા અને જણાવ્યું કે તમે રાસને પાયમાલ ન થવા દો. સમજાવીને મહેસૂલ ભરાવી દો. ૫૦૦૦) તમે હમણાં ભરી દો અને બાકીની રકમ પાછળથી ભરાવજો તો અમે બધી સખ્તાઈ બંધ કરી દઈએ. પેલા ભાઈઓએ ૫૦૦૦) હજારનું ડિપોઝિટ ભર્યું. પણ જ્યારે રાસના ભાઈઓએ આ વાત સાંભળી ત્યારે એમને હાડોહાડ વ્યાપી ગઈ. રાસના ભાઈઓએ એમની સામે સત્યાગ્રહ આદર્યો. રૂપિયા ભરનારાઓના ઘરે જઈને તેમણે ઉપવાસ શરૂ કર્યા. પેલા સગા બે બાજૂથી

ભીંસમાં આવ્યા. રાસના લોકોએ તેમને જણાવ્યું કે તમે અમારી શા માટે દયા ખાઓ છો? તમે તો મહેસૂલ ભર્યું છે. હવે અમારું પણ નાક કપાવવું છે?

છેવટે તેમણે મહેસૂલ ન ભરવાનું વચન આપ્યુ. કરાર મુજબ એ લોકોની અનામત રકમ પાછી મળવી જોઈએ. કેમકે કશુ સમાધાન થયુ નહિ પણ આ અગિયારેય ભાઈઓને નોટિસ આપવામાં આવી કે તમે રાસનુ બાકીનુ મહેસૂલ ભરો નહિ તો આણંદ પોલીસ થાણામાં રોજ હાજરી પુરાવો. અ ગ્રેજ સરકારની રાજનીતિની નફ્ફટાઈનો આથી બીજો કયો પુરાવો શોધવા જવો પડે એમ છે! પેલા ભાઈઓએ આ સામે કેસ માંડ્યો અને છેવટે તેમની અનામત રકમ તેમને પાછી મળી.

આ ઇલાજ નિષ્ફળ ગયો એટલે સરકારે બીજો ઇલાજ અજમાવ્યો. રાસના બેચાર આગેવાનો પોતાના નામના વૉરંટ નીકળ્યાં હોવાથી બહારગામ ચાલ્યા ગયા હતા. સરકારે તેમની સાથે વાટાઘાટો ચલાવી કે તમે મહેસૂલ ભરી દો તો ૩૦ની સ ધિ દરમ્યાન પાછી નહોતી મળી એ રાસની જમીન પાછી અપાવીએ અને મુખી રાવણિયાને પાછા નોકરી ઉપર ચડાવીએ. તેમણે જવાબ આપ્યો કે આનો છેલ્લો નિર્ણય કરતાં પહેલાં અમારા આગેવાનો વિસાપુર જેલમા બેઠા છે તેમની સલાહ લેવી જોઈએ સરકારે ખાસ હુકમો કાઢીને વિસાપુર જેલમાં પુરાયેલા રાસના ૮૦–૯૦ ભાઈઓ સાથે આ ચાર ભાઈઓને મળવા દેવાની વ્યવસ્થા કરી જેલમાં આ બધા ભાઈઓની એક સભા યોજાઈ. તેમાં બહારથી આવેલા

એકી સાથે પકડવામાં આવ્યા. કૉન્ગ્રેસની બ
ગેરકાયદેસર ઠરાવવામાં આવી અને વ
ચાલુ થઈ ગયું. પ્રજા ઉપર આ અણધાર્યે
થોડા દિવસ તો પ્રજાને શું કરવું એ સમજ
એ અસ્પષ્ટતામાંથી જ સ્પષ્ટતા આવી. ૧૯૩૦
ભરમાં પ્રજાએ ફરી સત્યાગ્રહ આંદોલન શ
હજારો લોકો જેલમા ગયા. દંડ, લાઠીચા
અને બીજા અત્યાચારોનો પાર ન રહ્યો.

રાસમાંથી, મહારાજને તથા આશાભ
લીધા હતા. પણ લડત આવી રહી છે ર
મહારાજને પહેલેથી વાગી ગયા હતા. આથી
એ પહેલાં થોડા દિવસે આશાભાઈએ
ભાઈઓને એકઠા કર્યા હતા અને એ વખતે બ
એમણે કહ્યું હતું કે —જુઓ, લડત આવી ર
જોડાવુ એ આપણા બધાની ફરજ છે. સરકા
આપેલાં વચનો પાળ્યાં નથી. વળી, આ લ
ઉપાડવા નથી ગયા પણ એણે આપણા ઉપર
એમ છતા નાકરની લડતમા જોડાતાં પહેલાં
વિચાર કરજો. તમે આ લડતમાં આવતાં કષ્ટોનો
કર્યો જ છે. જેમની છેક સુધી ટકવાની અને ફ
તૈયારી હોય એ જ એમા જોડાજો. હસવું અને
એ બન્ને બનવાનુ નથી. લડતમાં જોડાનારાએ
મિલકત ખોવાની છે એની પહેલેથી ગણતરી કરી
જોઈએ. એમ છતાં આવે તે બધુ વેઠવાની તૈયા
બેલાશક આ લડતમાં જોડાય.

એ સભામાં જ લોકોએ ઠરાવ કર્યો કે અમે તો મહેસૂલ નહિ ભરીએ. મહારાજે કહ્યું કે આ વખતે ત્રીસ માફક હિજરતે પણ નથી નીકળવાનું. ગમે તેવા જુલ્મો થાય છતાં ગામમાં રહીને જ એ વેઠવાંનો છે એ ખ્યાલમાં રાખજો. પણ લોકો એકના બે ન થયા. મહારાજને પકડયા એની સાથે રાસની લડત શરૂ થઈ ગઈ.

'સંધિકાળ' દરમ્યાન લોકોને ખોયેલી જમીન પાછી નહોતી મળી એટલે લોકોના દહાડા બહુ મુશ્કેલીમાં ગયા હતા. એમને થોડો ટેકો આપવા માટે ૧૦૦ મણ રૂ લાવીને મહારાજે અને આશાભાઈએ રેંટિયા ચાલુ રખાવ્યા હતા. સસ્તું બિયાવું પૂરું પાડવા માટે એક દુકાન પણ ચાલુ કરવામાં આવી હતી અને જેમ તેમ કરીને એમનું ગાડું ગબડાવે જતા હતા. તેમ છતાં બીજી લડત આવી તેમાં એ જોડાયા જ એવો રાસ ગામનો જુસ્સો હતો!

મહારાજને પકડીને બે મહિના સુધી સાબરમતી જેલમાં રાખ્યા. ત્યાર બાદ ખેડા લાવીને એક નોટિસ આપવામાં આવી અને એમને છોડી મૂકયા. પેલી નોટિસમાં એવી મતલબનુ લખાણ હતુ કે એમણે મહેમદાવાદની હદ છોડવી નહિ અને રોજ ખેડા હાજરી પુરાવવા જવું. આ વિચિત્ર અને બેહૂદા હુકમનુ પાલન કરવાપણું તો હતું જ નહિ સરકાર તો એમને સજા કરવા માટે કાંઈક બહાનું તૈયાર કરતી હતી. તે એને મળી ગયુ. એટલે સરકારે નોટિસ ભંગ કરવાના ગુના બદલ મહારાજને ૯ માસની સજા, ૫૦ રૂ. દંડ અને દંડ ન ભરે તો ૨ માસ વધુ એ પ્રમાણે સજા કરી.

ભાઈઓની હકીકતો સાંભળી, ચર્ચાઓ થઈ અને નિર્ણય જાહેર થયો કે રાસનું સમાધાન કરવું હોય તો પહેલાં વરોડા જેલના દરવાજા ખખડાવો. અમારા સેનાપતિ ત્યાં છે. સમાધાન તો એ જ કરી શકે. આ રીતે રાસ અજિતગઢ રહ્યો. આ છેલ્લા પાસા પછી અમલદારોએ પણ રાસ ગામ પાસેથી મહેસૂલ વસૂલ કરવાના હાથ ધોઈ નાખ્યા.

સમાધાન ન થયું એટલે ફરી દમનનાં ચક્રો શરૂ થઈ ગયાં. રાસના ૩૦૦ ખાતેદારો છે. તેમની ૨૪૦૦ એકર જમીનમાંથી ૨૫૦ એકર તો સરકાર કબજે જ હતી. હવે બીજી ૯૦૦ એકર જમીન ખાલસા કરી. આ જમીનો ખાલસા થઈ એ વર્ષે પાક એટલો સુંદર થયો હતો કે છેલ્લાં દસ વર્ષમાં આવો પાક નહોતો દેખાયો. આવી ઊભા પાકવાળી જમીનોનો સરકારે કબજો લીધો. સીમમાં ૨૫-૩૦ જગ્યાએ પોલીસોની રાવટીઓ નંખાઈ અને કોઈ પણ ખેડૂતને તેના ખેતરમાં પ્રવેશવાની મનાઈ કરવામાં આવી. છેવટે એ દસ લાખ રૂપિયાની જમીન પાંચ પાંચ અને દસ દસ રૂપિયે એકરના ભાવે ખંભાત, નાગપુર, ગોધરા, નડિયાદ અને અમદાવાદના મુસલમાનોને વેચી દેવામાં આવી. રાસ ગામમાંથી પણ બેચાર એ જમીન લેવા બહાર પડ્યા.

જમીન જવાથી રાસના ખેડૂતો નિરાધાર થઈ ગયા. એમની પાસે ઢોરને ખવડાવવા માટે ઘાસ સુધ્ધાં ન રહ્યું. આથી એમને એમનાં ઢોર પણ વેચી દેવાં પડ્યાં.

રાસની જમીન હરાજ થવાની છે એ વાતની જાણ

પેટલાદના ચંદુભાઈ શેઠને થઈ ત્યારે તેમણે મહારાજને જણાવ્યું કે આપ વાંધો ન ઉઠાવો તો રાસનું મહેસૂલ ભરી દઉં. લોકો મારા પર રોષે ભરાશે કે અપજશ ગાશે એ વેઠી લઈશ, પણ જમીનનો કબજો લઈ લઉં અને જ્યારે એ પાછી આપવાની જરૂર ઊભી થશે ત્યારે તરત હું એ પાછી આપીશ. બીજો કોઈ રાખશે તો જમીન પાછી મળવી મુશ્કેલ થશે અને લોકો હેરાન થશે. વળી આ વાત તમારા અને મારા સિવાય બીજા કોઈને જાણવા નહિં દઉં. આ શેઠે ઘણી વખત રાહતકાર્યોમાં મદદ કરી હતી એટલે તેમની માગણી શુભ દાનતવાળી અને વ્યવહારપૂર્ણ હતી. તેમણે તથા તેમની મિલના મૅનેજર શ્રી હરિવલ્લભદાસે રાસ ગામના ભાઈઓને પણ બીજી ઘણી મદદ પહોંચાડી હતી. પણ આ બાબતમાં તો મહારાજે એમને સ્પષ્ટ શબ્દોમાં જણાવ્યું કે આપણી લડત દાવપેચની કે પોલિસીની નથી. આપણે એવું ન કરી શકીએ.

આમ રાસના બહાદુર ખેડૂતોએ માર ખાધા, અપમાન વેઠ્યાં, ભૂખ વેઠી, દુઃખ વેઠ્યાં પણ ગામનું નાક સાચવ્યું. આખા ગુજરાતમાં રાસ ગામનો ભોગ પ્રથમ પંક્તિનો હતો. દિવસો જતા હતા એમ લડતના રંગ બદલાતા જતા હતા. સરકારી દમન અને લાંબા વખતનાં કષ્ટોથી પ્રજા થાકી હતી. આશરે પોણો લાખ ભાઈબહેનો જેલના સળિયા પાછળ હતાં નાના કે મોટા એકેએક આગેવાનને સરકાર શોધી શોધીને પકડતી હતી, પણ રાસના ખેડૂતોએ ઠેઠ સુધી એમનું પાણી જવા ન દીધું.

## ૪૮. રાસમાં રાહતકાર્ય

**મ**હારાજને એ મહિના અટકમાં રાખ્યા પછી નોટિસભંગને બહાને ફરી અગિયાર મહિનાની સજા કરી હતી. એ સજા પૂરી કરીને એ બહાર આવ્યા ત્યારે લડતનાં પૂર ઓસરતાં જતાં હતાં. બાપુજીએ લડતને મોકૂફ રખાવી હતી. રાસના ખેડૂતોએ આખી લડત દરમ્યાન રંગ રાખ્યો હતો, પણ એમનાં દુઃખોનો પાર ન હતો. આશાભાઈ, મહારાજ પહેલાં છૂટીને આવી ગયા હતા. તેમણે રાસના લોકોને રાહત પહોંચાડવાનો નિર્ણય કર્યો હતો, પણ તેમની સામે વોરંટ તૈયાર જ હતું. એટલે રાસમાં પગ મૂકવો એ તેમને માટે જોખમ હતું. એમ છતાં આજુબાજુનાં ગાયકવાડી ગામોમાં રહીને તેમણે રાસને રાહત પહોંચાડવાની વ્યવસ્થા કરવા માંડી. મહારાજ તો બહાર આવીને દસબાર દિવસ ફર્યા એટલામાં ફરી તેમને પકડીને પંદર માસની સજા ઠોકવામાં આવી.

આશાભાઈએ ૫૦૦ મણ રૂ ખરીદ્યું. બારડોલીથી રેંટિયા અને પીંજણ મેળવ્યાં, અને રાસના લોકોને રૂપિયે

પીંજણ અને રૂપિયે રેંટિયો આપવા માંડ્યો. પૈસે ત્રાક અને આને તાંત આપવા માંડી, અને માણસદીઠ ૭ શેર રૂ વહેંચવા માંડ્યું. થોડા દિવસમાં તો ઘેર ઘેર રેંટિયા ફરતા થઈ ગયા. ઘરડા ડોસા અને નાનાં બાળકો પણ રેંટિયો કાંતતા. નિયમ એવો કર્યો હતો કે ૭ શેર રૂમાંથી કાંતીને પોણા૭ શેર સૂતર આપી જાય તેને ફરી ૭ શેર રૂ આપવામાં આવે. આવેલું સૂતર વણકરી લીધા વિના વણાવી આપવું, અને તાકાની માલિકી કાંતનારની. આ રીતે આશાભાઈએ ભારે કુશળતાથી રાસના ખેડૂતોને સાચી રાહત પહોંચાડી. તેમણે રાસના બસો જેટલા ભાઈઓને અમદાવાદની મિલોમાં કામે વળગાડી દીધા. ૪૦ વિદ્યાર્થીઓને બહારગામનાં શાળા–છાત્રાલયમાં દાખલ કરાવી દીધા. ખાદીમાં આવતી રાહત-ખોટ મહારાજના મિત્ર શ્રી. વેલચંદ શેઠ ઉપાડી લેતા હતા. આમ દોઢ વર્ષમાં રાસ ગામે ૫૦૦ મણ રૂ કાંતીને તેની ખાદી વણાવી. પણ આ બધાં કામોમાં ભાઈ આશાભાઈ જેલમાં બેઠેલા મહારાજ પાસેથી જ પ્રેરણા અને દોરવણીનું બળ મેળવતા હતા. તેમને મહારાજમાં અનન્ય શ્રદ્ધા હતી.

પણ વખત જતો ગયો અને સંજોગો વધારે કપરા આવતા ગયા. પાછળથી લડતમાં નિરાધાર થઈ ગયેલાઓને રાહત આપવા માટે ગુજરાત રાહત સમિતિ નિમાઈ. તેના તરફથી રાસના ખેડૂતોને માસિક ૨ાા–૩ હજાર રૂપિયા મળવા લાગ્યા. આ રાહતની રકમમાંથી મોટાને માસિક ત્રણ અને બાર વર્ષથી નાનાને માસિક દોઢ રૂપિયા પ્રમાણે રાહત આપવામાં આવતી. પણ અનુભવે જણાયું કે આમ રોકડા રૂપિયા વહેંચીને રાહત પહોંચાડવાથી સાચી રાહત નથી

પહોંચાડી શકાતી. એથી અંદરઅંદર કલેશ વધે છે. તથા લેણિયાતો ખેડૂતો પાસેથી રોકડા રૂપિયા ઝૂંટવી જાય છે. રાહત લેનારમાં પણ લોભવૃત્તિ વધે છે અને જાહેર ફંડમાંથી વધારે ને વધારે રકમ મેળવવાની હલકી દાનત વધતી જાય છે.

આ રાહતકાર્ય ચાલતું હતું એ અરસામાં જ મહારાજ છૂટીને બહાર આવ્યા. એમણે પણ જોયું કે ખેડૂતોને રોકડનાણાં આપવા કરતાં માલ ખરીદવા જતાં એ લૂંટાય છે, એ લૂંટમાંથી એમને બચાવવા એ જ મોટી રાહત થઈ પડશે. આ વિચારમાંથી ત્યાંની ધર્મશાળાના મકાનનાં એક સસ્તા અનાજની દુકાન કાઢવાનું નક્કી થયું. મહારાજે ગુજરાત રાહત સમિતિને મળીને બે-ત્રણ માસની ગહતની રકમ સાથે મેળવી લીધી અને એમાંથી દરેક ખેડૂતને ૮૦) રૂપિયાની એક ભેસ અગર બળદ અને રૂપિયા ૪૦) ના કપાસિયા અગર ગુવાર આપવાની યોજના ગોઠવી.

મહારાજ કહે છે કે, "સસ્તા અનાજની દુકાનમાં શરૂઆતમાં અમે કપાસિયાનાં વેગન મંગાવ્યાં. ત્યારબાદ ગુવાર, ડાંગર, બાજરી, ચણા વગેરે અનાજ મંગાવ્યું. પાછળથી જણાયું કે તેલ, ગોળ, મગફળી, ખજૂર, સાકર વગેરે લોકોને જરૂરિયાતની બધી વસ્તુઓ મંગાવીએ તો એમને વધારે રાહત મળી રહે. એટલે તે પણ મંગાવ્યું, પણ આ બધા માટે તો બહુ મોટી મૂડી જોઈએ. અમે તેનો એક ઉપાય ખોળી કાઢ્યો. જે ચીજ અમે મંગાવવાના હોઈએ એની આઠ દિવસ પહેલાં જાહેરાત કરીએ અને

જેમને જેટલી જોઈતી હોય તેટલીના રોકડા નાણા ચૂકવી જવા જોઈએ દરેક ચીજ અમે પડતર ભાવે વેચતા વળી માલ એટલો જથ્થાબંધ મગાવતા કે સામાન્ય વેપારી કરતા અમારી દુકાને એ લગભગ અડધી કે પોણી કિંમતે પડતો આથી લોકો પહેલેથી નાણા જમા કરાવી જતા અને એ નાણામાથી અમારો વ્યવહાર ચાલતો દુકાન શરૂ કરવા માટે અમે ૫૦૦૦) રૂપિયા બહારથી મેળવ્યા હતા પણ ઉપર જણાવ્યો ઇલાજ હાથ આવ્યા પછી એમાના ૨૫૦૦) તો અમે પાછા જ આપી દીધા આ દુકાનથી એકલા રાસને નહિ પણ આજુબાજુના ઘણાં ગામોને રાહત પહોંચવા લાગી. અને એ વિભાગના વેપારીઓનો વેપાર તો બંધ જ પડી ગયો."

લડત દરમ્યાન ખેડૂતોના ખેતીનાં સાધનો પણ લૂંટાઈ ગયા હતા આથી મહાગુજરાતે કેટલાક હળ કેટલાક સમાર, સેંકડો કુહાડા, સેંકડો દાતરડા એમ ખેતીના સાધનો પણ મોટા પાયા ઉપર તૈયાર કરાવ્યાં અને એથી એ ખેડૂતોને બહુ સસ્તામા પડ્યા આશાભાઈને નાની ચીજ તો નજરમા જ ન આવે તેમણે માળવાથી સાગની વેગન મગાવ્યુ પંજાબથી બીડીનુ વેગન આણ્યુ, વલસાડથી ગોળના માટલાનું વહાણ મગાવ્યુ અને આગ્રાથી ગ્રોસબંધ ફાનસના ગોળા મગાવ્યા એ દુકાનમા અઠવાડિયે ૩૦ મણ તેલ ખપતુ અને રોજનો રૂા ૩૦૦–૪૦૦ નો વકરો થતો વાસ, વળી, સિમેન્ટ, ટૂંકમા જીવનને જરૂરની લગભગ બધી ચીજો એ દુકાનેથી મળી રહે એવી વ્યવસ્થા કરી હતી ભાવ પાટિયા ઉપર લખવામા આવતા અને માલના રોકડા

નાણાં લઈને બિલ ફાડી આપવામાં આવતાં. લોકોને આ દુકાન મારફતે નહિ નહિ તોય ૫૦-૬૦ હજાર રૂપિયાની રાહત પહોંચી હશે.

પણ દુનિયામાં સારા કામના પણ દુશ્મનો હોય છે. કેમકે સ્વાર્થી લોકના સ્વાર્થ ઉપર એવાં કામો કાપ મૂકે છે. આ દુકાન સામે ત્યાંના વેપારી લોકોને તો રોષ હતો જ. તે આ દુકાન વિરુદ્ધનો પ્રચાર કરવામાં એક પણ તક જવા દેતા નહિ. વાસણ હોય ત્યાં જેમ ખખડાટ થાય તેમ ગામ હોય ત્યાં કોઈક વખત કલેશ પણ થાય. આવા કલેશનો લાભ લઈને એ વર્ગે આ સસ્તા અનાજની દુકાન વિરુદ્ધ એક નવું ભૂત ઊભું કર્યું. ખુદ મહાત્માજી વિશે કયાં ખોટી અફવાઓ નહોતી ફેલાવવામાં આવી કે એમણે તો અમદાવાદમાં પોતાની મોટી મોટી મિલો બંધાવી લીધી છે! તો પછી આ એક નાનકડી દુકાન ચલાવનારાઓ વિરુદ્ધ અફવાઓ ફેલાવવામાં શી વાર લાગે? કોઈ એમ કહેવા લાગ્યા કે ખેડૂતોને નામે આ લોકો પોતાનાં ઘર ભરી લે છે.

મહારાજ કહે છે કે, "ભાઈ આશાભાઈ અને એના બે સાથી શ્રી કોઠારી તેમજ નરસિંહરામ જેવા કરકસરિયા અને પ્રામાણિક કાર્યકર્તા મળવા મુશ્કેલ. પણ એમના વિશે લોકોમાં સાચીજૂઠી વાતો ફેલાવવામાં આવી."

ગાંધીજી છૂટીને રાસ આવ્યા ત્યારે તેમની પાસે આ જાતની ફરિયાદો રજૂ કરવામાં આવી. સરદારસાહેબ સાથે મળીને મહારાજે નિર્ણય કર્યો કે લોકોને રાહતની

જરૂર હતી ત્યારે આપણે રાહત પહોંચાડી. હવે લોકોમાં જ દુકાન વિશે વહેમ કે ગેરસમજ ફેલાઈ હોય તો આપણે એ શા માટે ચાલુ રાખવી ? લોકોમાં એક એવી પણ માન્યતા ફેલાવવામાં આવી હતી કે દુકાન મારફત રાહત આપીને રાસના બલિદાનની કિંમત ઓછી કરી નાખવામાં આવે છે.

દુકાનમાંથી પૈસા ખાઈ જવાની વાત તો બાજૂએ રહી, પણ ઘરના રોટલા ખાઈને વખતોવખત લડતમાં જોડાવાને કારણે તેમજ લડત ન હોય ત્યારેય ઘરખટલા તરફ બેદરકાર રહીને જાહેરનું કામ કરતા રહેવાને કારણે ભાઈ આશાભાઈ તો દેવામાં ડૂબી ગયા હતા. એમ છતાં પ્રજાનું કામ કરવા જનારને કેવા કડવા ઘૂંટડા ગળે ઉતારવા પડે છે અને જેમની સેવા કરવા નીકળ્યા હોઈએ છીએ એમના તરફથી જ કેવા આરોપો, ગાળો અને રોષ સહન કરવો પડે છે તેનો ભાઈ આશાભાઈને તથા તેમના કુટુંબને પાકો અનુભવ થયો. સત્ય આખરે તરે છે એમ એ પણ સમાજની તાવણીમાં તવાઈને આખરે શુદ્ધ કાંચન જેવા બહાર નીકળ્યા.

આવા સંજોગોમાં રાસની દુકાન બંધ થઈ પણ મહારાજ કહે છે કે :—' આ દુકાનના અનુભવ ઉપરથી હું તો એવા અનુમાન પર આવ્યો છું કે નિસ્વાર્થી અને કુશળ કાર્યકર્તા મારફત પ્રજાના હિત માટે આવી દુકાન ચલાવવામાં આવે તો તેની મારફત આખા તાલુકાને ફાયદો પહોંચાડી શકાય. વેપારીઓ મનમાન્યા ભાવ લઈને ગરીબ ખેડૂતોને લૂંટે છે તેના ઉપર આવી દુકાનથી

અંકુશ મુકાય છે. જો સહકારી ધોરણે આવી દુકાન ચલાવવામાં આવે તો એ દ્વારા સંગઠન અને સહકારના બીજા અનેક લાભો મળી શકે."

રાસની દુકાન બંધ કરી ત્યારે દુકાનને બધું ખર્ચ જતાં રૂપિયા દોઢસોનો નફો રહ્યો હતો.

## ૪૯. ઉત્તર ગુજરાતમાં પ્રવેશ અને સુણસરમાં વસવાટ

ઈ સ ૧૯૩૦–૩૨ની લડત બાદ પેટલાદના સ્ત્રી-કાર્યકર્તા શ્રી કંચનબહેનની ઉદ્યોગશાળામાં ત્યાંના વ્યાયામ-મંદિરની બહેનોને તરતા શીખવવા માટે થોડા દિવસ મહારાજ પેટલાદ રોકાયા હતા એક દિવસ ત્યાંના સર-ફોજદારે મહારાજને બોલાવ્યા અને જણાવ્યું કે પોલીસ કમિશનર સાહેબ આપને યાદ કરે છે મહારાજ વડોદરા જઈ પો. કમિશનર સાહેબને મળ્યા

કમિશનર–તમને એક કામ બતાવવું છે

મહારાજ–બોલો, શું છે?

કમિશનર–મહેસાણાના પોલીસ નાયબ સૂબા મેજર અકવીનો તમારી મદદ માગે છે ત્યાંની મોટા ભાગની વસ્તી ઠાકરડાઓની છે એ લોકો બહુ ગુનાને રસ્તે ચડી ગયા છે તમે એ પ્રદેશમાં જાઓ અને એમને સીધે રસ્તે ચડાવો તો આપણે એમનાં નામો હાજરીમાંથી પણ કમી કરી નાખીએ

હાજરી નીકળી જાય એ તો મહારાજને બહુ ગમતી વાત હતી, પણ જવાબ આપ્યો કે હમણાં તો હું છૂટી શકું એમ નથી. એમનાથી છૂટા પડતી વખતે કમિશનર સાહેબે ભાડું આપવા માંડ્યું. મહારાજે ન લીધું એટલે એમણે પૂછ્યું કે ત્યારે ભાડું ક્યાંથી કાઢશો? મહારાજે જવાબ આપ્યો કે પેટલાદમાં જેમને ત્યાં ઊતર્યો છું એ આપશે.

કમિશનર–એકાદ વાર અમારું ભાડું ન લો?

મહારાજ–માફ કરો.

આ પ્રસંગ પછી બે મહિને મહારાજને સિદ્ધપુર સોસાયટીનો પાયો નાખવા માટે ઉત્તર ગુજરાતમાં જવાનું થયું તે વખતે મેજર એક્વીનો સાથે એમને મુલાકાત થઈ. એ વખતે પણ તેમણે એમને ત્યાં રોકાઈ જવાનો આગ્રહ કર્યો હતો પરંતુ મહારાજે જવાબ આપ્યો કે આ વિભાગથી હું બિલકુલ અજાણ્યો છું એટલે એકાદ વખત આ વિભાગ જોવા આવી જાઉં પછી છેવટનો નિર્ણય કરી શકું. વળી હમણાં તો હું રાસના રાહતકાર્યમાં પણ ગૂંચાયેલો છું.

ઈ. સ. ૧૯૩૫માં રાસની દુકાન બંધ થઈ અને મહારાજ ત્યાંના રાહતકાર્યમાંથી છૂટા થયા કે તરત જ એમને મહેસાણા યાદ આવ્યું. એ સીધા જઈને એક્વીનો સાહેબને મળ્યા. સાહેબ એ જાણીને ખુશ થઈ ગયા. તેમણે એમને સુણસર જવાની સલાહ આપી. ત્યાંના ઠાકરડા મંડળમાં કામ કરનાર શ્રી ભાઈશંકરભાઈને લઈને મહારાજ સુણસર જવા ઊપડ્યા. સુણસર જવા માટે

મહેસાણાથી પાટણ જતાં ધીણોજ સ્ટેશને ઊતરવું પડે છે. ધીણોજથી સુણસર ૪ માઈલ થાય. સરદારે એમને સુણસરના ગોપાળજીભાઈને ત્યાં જવાનું કહ્યું હતું પણ ગામમાં કોઈ ગોપાળજીભાઈનું ઘર બતાવે ત્યારે ત્યાં જાયને !

સુણસરમાં ૩૦૦ ઘર અને ૨૧૦૦ માથાં હતાં. ત્યાંની લગભગ બધી જ વસ્તી ઠાકોરભાઈઓની હતી. ગામની શાખ એવી પડી હતી કે આજુબાજુના ગામલોકો ત્યાંના લોકોથી ડરતા હતા. એમનો ધંધો ચોરીનો ગણાતો હતો. સુણસર ગામ આંકડાનું છે. આ નરવાદાર ગામમાં બહારના બે પીંજાગ આવીને વસ્યા છે. ગામમાં એ બન્નેએ દુકાનો કાઢી હતી. ઠાકોરનાં ગામોમાં સુણસર કુળવાન ગામ ગણાય છે ત્યાંના લોકોને ઘોડા ઉપર બેસવાનો બહુ શોખ હતો અને દરેક ઘરમાં એકાદ તરવાર તો હોય જ. ત્યાંનાં મકાનો બધાં નાનાં નાના હતાં અને લોકો ગરીબ સ્થિતિનાં હતાં.

કોને ઘરે જવુ એનો વિચાર કરતાં કરતાં મહારાજ અને ભાઈશ્રી કરભાઈ ચારપાંચ જણા ટોળે વળીને કશીક ભાંજગડ ચલાવતા હતા ત્યાં જઈ પહોંચ્યા. એ ગામમાંથી કોઈક પરગામનું ઢોર લઈ આવ્યુ હતુ તેની આ ભાંજગડ ચાલતી હતી. મહારાજે તેમના તરફ વળીને પૂછ્યું કે, "ગોપાળજીનું ઘર ક્યાં ?" તેમાંના એકે કહ્યું, "ક્યા ગોપાળજી? અમારે ત્યાં તો ઘણા ગોપાળજી છે." મહારાજે કહ્યું કે આગેવાન છે તે. જવાબ આવ્યો, 'અહીં તો ઘણા આગેવાનો છે.' મહારાજે કહ્યુ કે અમને નાયબ સૂબાએ મોકલ્યા છે અને એમને મળવુ છે. નાયબ સૂબાનુ નામ સાંભળીને

એ ભાઈઓ ભડક્યા એક ડોસાએ પૂછ્યુ, "તમે ક્યાંથી આવો છો ? એ તો બહારગામ ગયા છે" બહારગામથી આવેલા પાટીદારે કહ્યુ કે આ બોલ્યા એ ગોપાળજીના બાપ જ છે ડોસાએ ફરી પૂછ્યુ, "ગોપાળજીનુ શુ કામ છે ? મહારાજે જવાબ આપ્યો - એ આવશે ત્યારે મળીશુ

ડોસા ઊભા થયા મહારાજ પણ એમની સાથે સાથે ચાલવા લાગ્યા એ મહારાજને એમને ઘેર લઈ ગયા પણ ઘરમાં મહાજન હોવાથી બાજૂની એક ઓરડીમા બેસાડ્યા નજીકમાં ડોસા પણ બેઠા મહારાજે તકલી કાંતતા કાંતતાં એમને પ્રશ્ન કર્યો કે, "તમે શો ધધો કરો છો ?" ડોસાએ જવાબ આપ્યો કે, "ખેતી કરીએ છીએ શુ કરીએ, જમાનો બગડી ગયો એટલે છોકરાને ખેતી કરવાની આવી અમે તો કંઈ ખેતી કરતા નહિ આ કણબા ખેતી કરે અમે તો લાવીએ અને ખાઈએ પણ હવે કાયદા થયા એટલે આ છોકરાઓને કણબા જેવી ખેતી કરવી પડે છે"

થોડીવાર પછી ડોસા ગામના બીજા બેચાર આગેવાનોને બોલાવી લાવ્યા એમાં દલાજી કરીને એક વૃદ્ધ અને હોશિયાર ડોસા પણ હતા તેમણે મહારાજને કેટલાક પ્રશ્નો પૂછ્યા મહારાજે એના સામાન્ય ઉત્તર આપ્યા પણ એથી તેમને સંતોષ ન થયો તેમને એમ થયુ હતું કે આ માણસ અહીંયાં શુ કામ આવ્યો હશે ? એના આવવામાં જરૂર કંઈક ભેદ હોવો જોઈએ મહારાજે તો એટલુ જ જાણ્યુ હતું કે એ ગામ જોવા માટે આવ્યા હતા થોડી આડી અવળી વાતો પછી મહારાજે પૂછ્યુ 'અહીં હાજરી છે ?'

જવાબ—હા. પાંચસો નામ હાજરીમાં છે.

સવાલ—એ કાઢી નંખાવો તો !

જવાબ—એ કઢાવવા માટે તો હજાર ખર્ચ્યા. વકીલને રોકીને વડોદરા સુધી લડયા. પણ હાજરી નીકળી નહિ. એક વાર તલાટી મારફત વહીવટદારને ૪૦૦ આપ્યા છતાં નીકળી નહિ.

મહારાજ—ફરી પાળો તો રોગ જાય. હાજરીયે નીકળી જાય. કેમ ના નીકળે ?

જવાબ—ના નીકળે. હવે અમે ચોરી નથી કરતા.

મહારાજ—ધારો કે હાજરી ના નીકળી તોય પ્રયત્ન કરવામાં તમારું શું જવાનું હતું? તમારે કશો ખર્ચ નહિ કરવો પડે. મારા જેવાને એકાદ શેર ખીચડી આપવી પડે. ખીચડીનું નામ સાંભળીને પેલા ઘરમાલિકને ખ્યાલ આવ્યો.

ઘરમાલિક—તમારા ખાવાનું શું ?

મહારાજ—ખાવાનો તો છું જ.

મહારાજ સવારે દસ વાગ્યાના ગામમાં આવ્યા હતા. ઉપરના સવાલજવાબ થવા ત્યારે સાંજના ચાર થવા આવ્યા હતા.

છેવટે મહારાજ ખીચડી પકવવા બેઠા અને પેલો ઘરધણી બધાએ ભેગા થવાનુ છે એવી ખબર આપવા ગામમાં ગયો.

રાત્રે હાજરી પુરાવ્યા પછી બધા એક સ્થળે એકઠા થયા. મહારાજે તેમને ચોરી વગેરે ખોટા ધંધા છોડીને સદાચારી જીવન જીવવાથી થતા ફાયદા બતાવ્યા. મોડી

રાત્રે બધા વેરાઈ ગયા પણ પાંચસાત આગેવાનો ત્યાં બેસી રહ્યા એમાં એકબે ભગત હતા. એમણે તંબૂરો લઈને ભજન શરૂ કર્યા તે રાતનો એક વાગ્યો. ભજન થયા પછી એ ભગતોના વિવેચન પણ ચાલ્યા. મહારાજ એ સાંભળીને ખુશ ખુશ થઈ ગયા.

બીજે દિવસે એમાંના એક બોડા ભગત મહારાજને પોતાને ઘેર લઈ ગયા. મહારાજ તેમને ત્યાં બેઠા હતા એવામાં ધીણોજના મુખી, પોલીસ તથા બીજા દસબાર જણા પગલું શોધતા શોધતા ત્યાં આવી પહોંચ્યા. તેમણે કહ્યું કે અમારે ત્યાં ખાતર પડ્યું છે અને તેનું પગલું તમારે ત્યાં નીકળે છે. ગઈ રાતે એક હજારની ચોરી થઈ છે. આખા ગામના જુવાનો તથા મોટેરાઓને પોલીસથાણે લઈ જવામાં આવ્યા. પેલા ભગતને પણ જવું પડ્યું. મહારાજ ત્યાં જ રોકાઈ રહ્યા. સાંજના એમાંના કેટલાક ધીણોજથી પાછા આવ્યા. ત્યાર બાદ મહારાજ ખીચડી બનાવી જમ્યા અને બીજે દિવસે ગામ જવા ઊપડ્યા.

સુણસરમાં આવીને મહારાજે જે કાંઈ જોયું તે ઉપરથી એમની પહેલી છાપ એ પડી કે ચોરીનો ધંધો ત્યાંના લોકોના હાડમાં ભીંતગી ગયો હતો અને પરિણામે એમનો વિવેકવિચાર પણ ચાલ્યો ગયો હતો. હાજરીની પ્રથાએ એમને સુધારવાને બદલે વધારે રીઢા બનાવ્યા હતા. એમનામાં કામ કરવું હોય તો હાજરી તો કાઢી જ નાખવી એવું એમને લાગ્યું. આ નવા કામમાં પૂરેપૂરા પરોવાઈ જવા માટે તો રાસનાં થોડાં બાકી રહેલાં કામો પૂરાં કરવા માટે

એ રાસ ઊપડ્યા હતા. એક અઠવાડિયામાં તો મહારાજ પાછા સુણસર આવી પહોંચ્યા.

આવ્યા પછી એ ફરી પોલીસ નાયબ સૂબાને મળ્યા અને એમની કામ કરવાની પદ્ધતિ વિશે થોડી ચર્ચા કરી. પોલીસ નાયબ સૂબાએ જણાવ્યું કે જો આપ અહીં જ કામ કરવા રોકાશો તો આપણે આખા પ્રાન્તમાંથી ૧૦-૧૫ હજાર હાજરીના નામો કઢાવી શકીશું અને બીજાં ત્રણેક હજાર નવાં નામો હાજરીમાં ઉમેરવાનાં છે તે પણ અટકાવી શકીશું. એ સાંભળીને મહારાજને આ નવા પ્રદેશમાં કામ કરવાનો લોભ વધ્યો. સુણસર અને તેની આજુબાજુનાં બાર ગામોને ક્રિમિનલ ટ્રાઈબ્ઝ એક્ટ લાગુ કરવામાં આવ્યો હતો. એ એક્ટ પ્રમાણે ગામના પંદર વરસથી મોટી ઉંમરના બધા ભાઈઓને દહાડામાં બે વખત હાજરી પુરાવવી પડતી હતી. ત્યાંની આખી કોમને ગુનેગાર જાતિ ગણવામા આવી હતી. બીજા ગામોમાં કાવસિયાનો કાયદો લાગુ પાડવામાં આવતો. એ કાયદા પ્રમાણે ગુનેગાર ઠરે તેણે જ હાજરી પુરાવવાની હોય છે. આ બાર ગામોમાંનાં ત્રણ બલુચ-કોમનાં હતા અને બાકીનાં નવ ઠાકોરોનાં હતાં. બલુચોનું મુખ્ય ગામ સહિયદ હતુ બીરખાં બહારવટિયો થઈ ગયો તે આ સહિયદ ગામનો જ. ત્યાંના લોકો લૂંટફાટ કરવામાં તથા સામાન્ય ખેડૂતોને દબાવવામાં પાવરધા ગણાતા.

બેત્રણ મહિના સુધી મહારાજ એ વિભાગમાં ફર્યા. અને જેમ બોરસદના મહીકાંઠા ગાળામાં ફરી ફરીને લોકોને સમજૂતી આપતા હતા તેમ અહીં પણ આપવા માંડી.

આવી સમજૂતી અને અમલદારોના સહકારથી પેલાં બાર ગામ સિવાયનાં મહેસાણા પ્રાંતનાં ૩૦ વર્ષ ઉપરનાં લગભગ બધાં જ નામો હાજરીમાંથી કમી કરવામાં આવ્યાં. ત્રીસ વર્ષથી નીચેની ઉમરના લોકોનાં નામો પણ ધીમે ધીમે હાજરીમાંથી નીકળતાં જતાં હતાં. એ કામમાં મહારાજને ત્યાંના ઉદાર દિલના અને બાહોશ પોલીસ નાયબ સૂબા મેજર એક્વિનોનો પૂરેપૂરો સહકાર મળતો હતો. એક વખત તો તેમણે મહારાજને કહ્યું કે સુણસરના લોકો તેજસ્વી છે. એમની પાસેથી ચોરી લૂંટ છોડાવજો પણ એમનું તેજહરણ ન થવા દેશો.

પેલાં બાર ગામનાં નામો હાજરીમાંથી રદ ન થયાં તેથી એ લોકો હતાશ થયા. પણ મહારાજે તેમને કહ્યું કે એમને ક્રિમિ૦ ટ્રા૦ એક્ટ લાગુ પડ્યો છે એટલે એ નીકળતાં થોડી વાર લાગશે. ત્યાં સુધી તેમણે ધીરજ ધરવી રહી. લગભગ બધા અમલદારોનો એવો ખ્યાલ બંધાયો હતો કે સુણસર કદી સુધરે નહિ. પણ મેજર એક્વિનો અને મહારાજનો મત એથી ઊલટો હતો.

એક વખત મહારાજ વડોદરાના પોલીસ કમિશનર સાહેબને મળ્યા અને પોતાના અનુભવોની વાતો કહી. એ ઉપરથી સાહેબે કહ્યું કે તમે ફર્યા કરો છો એના કરતાં સ્થિર થાઓ તો વધારે સારું. તેથી કામ દેખાઈ આવશે અને લોકોમાં પ્રતિષ્ઠા વધશે. અમલદારો પણ સહેલાઈથી તમને મળી હળી શકશે. મહારાજને એમનો વિચાર ગમ્યો તેથી એ ત્યાર બાદ સુણસરમાં સ્થિર થયા. શરૂ શરૂમાં લોકોને એવો પણ વહેમ પડ્યો કે આ કોઈ સી. આઈ. ડી.નો

માણસ છે. મહારાજ ગામમાં રહેવા જાય એ પણ ગામલોકોને પસંદ નહોતુ આથી ગામની ભાગોળે તળાવની પાળ નજીક એક જૂની ઓરડી હતી એમાં મહારાજે ઉતારો કર્યો. આથી ગામલોકો સાથે બહુ ઓછો સંપર્ક રહી શકતો. એમ છતાં કેટલાક ભાઈઓ કુતૂહલ ખાતર મહારાજ પાસે આવતા. પરંતુ મહારાજ ખપ પૂરતી જ વાતો કરતા. અને પાછળથી તો કામ ન હોય તેમને એ ઝટ વિદાય લેવાની પણ સૂચના કરતા.

મહારાજ રહેતા હતા તળાવને કિનારે પણે નહાવા-ધોવાનીય ત્યા સગવડ નહોતી. તળાવનુ પાણી સુકાઈ ગયુ હતુ એટલે વહેલી સવારે લોકો વીરડામાથી પાણી ભરી જતા. મહારાજ પાણી ભરવા મોડા જાય ત્યારે વીરડાનું પાણી ડહોળાઈ ગયુ હોય. આથી એમને પીવાના પાણીના પણ વાખા પડે. લોકો પણ એવી જ હાડમારી ભોગવતા હતા કપડાં મલાં થાય તો નહોતું ધોવા માટે પૂરતુ પાણી કે નહોતો કપડા ધોવાનો પથ્થર આથી મહારાજ તો આખો દહાડો ધોતિયાભેર જ રહેતા ચારેક મહિના સુધી તો લોકો મહારાજની ઓરડીમાં જુવારનો લોટ અને ચણદની દાળ મૂકી જતા અને મહારાજ એમાથી રોટલા દાળ પકવીને ખાઈ લેતા. એ એક ટંક ખાઈ લેતા એટલે આખા દિવસનુ પતી જતુ. એ બહારગામ જાય ત્યારે બારણે સાંકળ મારીને જાય. કેમકે એમની પાસે કશુ ચોરાય એવુ તો હતું જ નહિ. ગામના લોકોના ઘરમા એ ભાગ્યે જ જતા. પણ ગામના કે પરગામના લોકો કામ પડે ત્યારે એમની ઓરડીએ જતા અને એ ત્યા રહ્યા રહ્યા એમના અનેક પ્રશ્નોની ચર્ચા કરતા.

## ૫૦. અજાણ્યા પ્રદેશની મુશ્કેલીઓ

ઉત્તર ગુજરાતમાં ગયા પછી મહારાજના શરૂઆતના કેટલાક મહિનાઓ તો ફરવામાં, પરિચય કેળવવામાં અને હાજરી કઢાવવામાં જ ગયા.

આમ ફરતા ફરતા એક વખત એ સુણસરમાં એક ભગતને ત્યાં રાત રોકાયા. પેલા ભગતે એમને રાંધવા કહ્યું પણ મહારાજે ના પાડી તેથી આગ્રહ કરી કરીને તેણે મહારાજ પાસે દૂધ લેવાનું કબૂલ કરાવ્યું. એ ભાઈ ઉમંગભેર દૂધ દોવડાવવા ઊપડયા પણ જોગેજોગે તે જ દિવસે એમની ભેંસ વટકી અને દૂધ આપ્યું નહિ. મહારાજને આ વાતની ખબર પડી એટલે એમણે કહ્યું કે, "કાંઈ હરકત નહિ. મારે દૂધની જરૂર નથી. તમારા આગ્રહને વશ થઈને જ મેં દૂધ લેવાની હા પાડી હતી." આમ કહીને પેલા ભાઈ બીજે દૂધ લેવા જતા હતા તેમને એમણે રોક્યા.

મહારાજ આવ્યા છે એવું જાણીને એ ભગતને ત્યાં બીજા ભાઈઓ પણ બેસવા આવ્યા. એ બધા પેલા ભગતને

તોડી ખાવા લાગ્યા કે મહારાજને ખવડાવ્યું પણ નહિ ! કાંઈ નહિ તો છેવટે દૂધ તો પાવું હતું? મહારાજે અંભળાવ્યું કે ભાઈ મારે દૂધ પીવું જ નથી. પેલા ભગતે બચાવમાં કહ્યું કે ભેંસે આજે દૂધ આપ્યું જ નહિ. એકસાથે એત્રણ જણ બોલી ઊઠયા, બીજા કોઈને ત્યાંથી લઈ આવવું હતું. આટલુય તારાથી ન થયું ? આવું સાંભળીને પેલા ભગત છોભીલા પડી ગયા. પણ આ પ્રસંગથી મહારાજને બહુ દુઃખ થયું એમણે મન સાથે એક નિશ્ચય કરી લીધો કે સુણસરમાં એક વર્ષ સુધી દૂધ ન ખાવું. એમને એમ થયુ કે મેં દૂધ પીવાની હા પાડી ત્યારે એને બિચારાને આટલું સાંભળવું પડ્યું ને ! ત્યાર પછી તો સાત વર્ષ સુધી મહારાજે દૂધ લીધું જ નહિ.

બીજે દિવસે સવારે હાજરી કઢાવવા માટે એ વીસનગર તરફ ચાલી નીકળ્યા. બપોરે બાર એક વાગ્યે એ વીસનગર પહોંચ્યા. કોઈ ઓળખીતાને ત્યાં ગયા પણ એ બહારગામ ગયા હોવાથી એમનું મકાન બંધ હતુ. હવે ઊતરવું ક્યાં? એક રામજી મંદિરમાં ગયા. પણ મંદિરના બાવાએ કહ્યુ કે અજાણ્યા લોકોને અહીં પેસવા દેવામાં નથી આવતા. મહારાજ ત્યાંથી પાછા ફર્યા અને જતાં જતાં સંભળાવ્યું કે જો અજાણ્યાને અહીં રહેવા ન દો તો ગામના તો શુ કામ અહીં આવે જ ? બાવાએ જવાબ આપ્યો કે એનુ તમારે શું કામ છે? તમે તમારે રસ્તે પડોને. મહારાજ ત્યાંથી ચાલતા થયા પણ જતાં જતાં ફરી સંભળાવતા ગયા કે તું અધર્મ આચરી રહ્યો છે.

ત્યાર પછી મહારાજ એ જ ગામના એક પ્રતિષ્ઠિત અને જાણીતા સદ્‌ગૃહસ્થને ત્યાં ગયા. એમનો પોષાક, શરીર ઉપર ઊડેલી ધૂળ તથા પગમેલો વગેરે જોઈને તેમણે પૂછ્યું કે ક્યાંથી આવો છો? મહારાજે કહ્યું કે સુણસરથી. પેલા ભાઈએ પૂછ્યું, કેમ આવવું થયું? મહારાજે કહ્યું કે હાજરી પુરાવવાના કામ સારુ આવેલો છું. અમારી ઓળખાણવાળા એક ભાઈને ત્યાં ગયો હતો પણ તે બહારગામ ગયા હોવાથી મળ્યા નહિ. પેલા ભાઈએ ઉલટતપાસ કરતા હોય તેમ જણાવ્યું, પણ એમાં તમારું શું કામ હતું? પોલીસ નાયબસૂબાને કહીશું અને કાઢી નખાવીશું. ઠીક પણ તમારે ઉતારો કર્યો હશે ખરું ને? તમે અમારા ગામના મંત્રીને મળજો. હું એમના ઉપર ચિઠ્ઠી લખી આપું. એમનું વાણી તથા અજાણ્યા માણસ સાથે વાતચીત કરવાની પદ્ધતિ જોઈને મહારાજને દુઃખ થયું. એમને થયું કે શું શહેરના લોકો આવડા બધા વિવેકવિનાના હોતા હશે? એમણે મહારાજને નીચે બેસીને થાક ખાવાનું પણ ન કહ્યું. પછી પાણી પાવાની કે જમાડવાની તો વાત જ ક્યાં રહી! એમનું નામ શહેરમાં બહુ જાણીતું હતું તેથી મહારાજને વધારે દુઃખ થયું. મહારાજે એમને જણાવ્યું કે ચિઠ્ઠીની કશી જરૂર નથી. એમણે કહ્યું કે ઠીક ત્યારે સરનામું લેતા જાઓ. પણ મહારાજનું મન એ વખતે જરા અસ્વસ્થ બન્યું હતું કે એમણે કહ્યું કે હું એમ ને એમ શોધી લઈશ. પાછળથી મહારાજને એ ભાઈ સાથે બહુ ઓળખાણ થઈ હતી, પણ મહારાજ કહે છે કે જ્યારે જ્યારે આ પ્રસંગ એમને યાદ આવતો ત્યારે ત્યારે એ સંકોચાઈ જતા.

ત્યાંથી નીકળીને મહારાજ મહાદેવના મંદિરમાં ગયા. પણ ત્યાંની ગંદકી જોઈને એમને ત્યાં ઊતરવાનું મન ન થયું. એ મંદિરથી થોડે દૂર એક ધર્મશાળા હતી. મહારાજ ત્યાં ગયા ધર્મશાળાના રખેવાળે કહ્યું, આવો, રહો મહારાજે કહ્યું કે મારે નાહવું છે રખેવાળે કહ્યું કે ગરમ પાણીથી નાહવું હોય તો આ સામે દેરાસર છે ત્યાંથી મળશે અને ટાઢે પાણીએ નાહવું હોય તો આ અહીં જ છે. એની વાતચીત અને પરોણાગત જોઈને મહારાજ ખુશ થયા પણ એમણે નાહવા માટે કપડાં ઉતાર્યાં અને એમના ખભા ઉપર જનોઈ દેખાઈ એટલે રખેવાળે પૂછ્યું કે તમે કેવા છો? મહારાજે કહ્યું કે બ્રાહ્મણ આ શબ્દો સાંભળ્યા કે તરત રખેવાળે કહ્યું કે ત્યારે તો અહીં વ્યવસ્થા નહિ થાય જાઓ, જાઓ, બીજા કોઈ સ્થળે ઉતારો કરો. આ તો ફક્ત જૈન લોકો માટે જ ઊતરવાનું સ્થાન છે મહારાજે કહ્યું કે હું આ ધર્મશાળાના બધા નિયમો પાળીશ પણ રખેવાળ એકનો બે ન થયો. તેણે કહ્યું કે તમે તમારી બ્રાહ્મણોની ધર્મશાળામાં જાઓ

મહારાજ કહે છે કે પેલા સદ્‌ગૃહસ્થના ઘેરથી નીકળેના ત્યારે મને ગુસ્સો થયો હતો, દુઃખ થયું હતું પણ આ વખતે મને હસવું આવ્યું

ત્યાંથી નીકળ્યા પછી મહારાજે નિર્ણય કર્યો કે હવે કોઈને ત્યાં ઊતરવું નથી પણ ફર્યા જ કરવું ચાલતા ચાલતા તે તો આખા ગામ સોંસરા થઈને સ્ટેશન નજીક પહોંચ્યા સ્ટેશન પાસે જ એક મોટી ધર્મશાળા હતી મહારાજે જોયું કે ત્યાં એક ઠાકરડો રખેવાળ હતો મહારાજે પૂછ્યું,

વખતે એમની આયેના એક પોલીસે મહારાજને જોઈ લીધા હશે એટલે તેણે નાયબ સૂબાને ખબર આપી કે રવિશંકર મહારાજ તો સ્ટેશન પરની ધર્મશાળામાં છે. પોલીસે ત્યાંના યુવક મંડળને પણ ખબર પહોચાડી તેથી સવારના ૯–૧૦ વાગ્યા હશે એવામાં ત્યાંના યુવકમંડળના મંત્રી તથા બીજા પાચસાત જુવાનો મહારાજની ભાળ કાઢતા કાઢતા ધર્મશાળામાં આવ્યા

તેમણે કહ્યુ કે આપને અહીં ઊતરવાનું હોય કે? અમને ખબર તો પહોચાડવી હતી એમની સાથે વાતો ચાલતી હતી એટલામાં પોલીસ નાયબ સૂબાનો એક માણસ મહારાજને બોલાવવા આવ્યો મહારાજ એમની સાથે સરકારી ઉતારે ગયા સરકારી કચેરીના ચોપડામાં તેમણે ૭૦ ગામના હાજરડાઓને જો દર્યા હતા એ બધાના નામ હાજરીમાંથી કમી કરવાના હતાં જેમના જેમના નામો કાઢી નાખવાનાં હતાં તેમના નામોની યાદી મધાંની રૂબરૂમાં અને પોલીસ નાયબ સૂબા અનેક ઊભા થઈને મહારાજ વાચી ગયા અને હાજરી નીકળી ગયા પછી તેમની શી શી જવાબદારી વધે કે તેની સમજૂતી આપી

સ્ટેશન પરની ધર્મશાળાના રખેવાળનું નામ પણ આ હાજરીમાંથી નીકળી ગયુ તેણે ધર્મશાળામાં જે વતનુ વર્તન ગમ્યુ હતું તે બદલ એ મનમાં ને મનમાં શરમાવા લાગ્યો

સાંજના યુવક મંડળના ભાઈઓ સાથે મહારાજ ત્યાંનુ

ખાદી કાર્યાલય જોવા ગયા અને રાત્રે ઠાકરડાઓની એક સભા ગોઠવાઈ હતી તેમાં ગયા. એ સભામાં પેલો રખેવાળ પણ આવ્યો હતો. તે પોતાના વર્તન બદલ મહારાજની માફી માગવા લાગ્યો મહારાજે તેને શિખામણના બે બોલ કહ્યા.

આ રીતે એ દિવસોમાં મહારાજ ચાણસ્મા તાલુકાના ગામડે ગામડે ફરતા હતા.

કે અહીં ઊતરું કે? પેલા છોકરડાએ કહ્યું, હોવે, કરીને ઊતારો. આ રહી ધરમશાળા.

મહારાજ—નાહવું છે. પાણીબાણી મળશે કે?

રખેવાળ—હોવે, અહીં પાણી ઢાંકી મૂક્યું છે!

મહારાજ— કૂવો બૂવો છે કે નહિ?

રખેવાળ—કૂવો તો છે પણ દોરડાં વિના પાણી કાઢશો શાનાથી?

મહારાજ—મારી પાસે દોરીલોટો છે.

રખેવાળે કૂવો બતાવ્યો એટલે મહારાજ કૂવે જઈને નાહ્યા. ઠંડા પાણીથી નાહ્યા એટલે એમનો મનનો અને તનનો અડધો થાક ઊતરી ગયો. નાહ્યા પછી એમણે થોડી વાર ત્યાં આરામ લીધો.

આગલી રાત્રે સુણસરમાં એ ભૂખ્યા સૂઈ રહ્યા હતા. સવારમાં એ નીકળ્યા તે પહેલાં તો ભગત એમને માટે દૂધ દોવડાવીને લાવ્યા હતા પણ તે પહેલાં તો સુણસરમાં દૂધ ન લેવાનો સંકલ્પ થઈ ચૂક્યો હતો એટલે એને જેમ તેમ સમજાવીને એ ચાલી નીકળ્યા હતા. આખા દિવસની રગડામણ પછી એમને થાક અને ભૂખ બન્ને લાગ્યાં હતાં. એટલામાં એમની નજર ધર્મશાળાના એક પાટિયા ઉપર ગઈ. એ વાંચીને એમણે રખેવાળને પૂછ્યું કે અહીં વાસણ મળશેને! રખેવાળ બબડ્યો, આ પણ એક આવ્યો છે સારથી મંડ્યો જ પડ્યો છે. એટલામાં એક નવો મુસાફર ધર્મશાળામાં આવ્યો. તે બિચારો પણ ક્યાંકથી બળ્યો-ઝળ્યો આવ્યો હશે. મહારાજ તેના તરફ ફર્યા અને પૂછ્યું કે ક્યાંથી આવો છો?

મુસાફર—કાઠિયાવાડથી
મહારાજ—કાઠિયાવાડમાં કયાં રહેવું ?
મુસાફર—અમરેલી.
મહારાજ—અમરેલી તળમાં જ રહેવુ ?
મુસાફર—ના. નજીકના ગામડામાં.
મહારાજ—કયા ગામમાં ?
મુસાફર—તમારે એ બધાની શી પંચાત છે ?
મહારાજ—હું ત્યાં ફર્યો છુ.
મુસાફર—રહેવું તો વાંકડિયામા.
મહારાજ—નાનુ કે મોટું ?
મુસાફર—[ આશ્ચર્ય સાથે ] મોટુ વાંકડિયા.
મહારાજ—ત્યાં તારાચંદ, જમુ રવાણી વગેરે રહે છે ને?

મુસાફર—હા, તમારે ને એમને શી રીતે ઓળખાણ ?
મહારાજને અને એ ભાઈને પછી તો ઘણી વાતો થઈ અને એકબીજાનો ઠીક ઠીક પરિચય થયો.

સાંજે એક આનો આપીને ધર્મશાળાના રખેવાળ પાસેથી મહારાજે ગોદડી માગી. એમનો પહેરવેશ જોઈને રખેવાળે કહ્યું કે આ ધગડી પડી છે એ જ વાપરોને, એક આનો શુ કામ ખર્ચો છો ? મહારાજે કહ્યુ કે લે આ આનો અને ગોદડી આપ પેલાએ કબાટ ઉઘાડીને ગોદડુ, ચાદર, પાથરણુ બધુ કાઢી આપ્યુ. પેલા પરિચિત બનેલા મુસાફર સાથે મહારાજે તે દિવસની રાત એ ધર્મશાળામાં કાઢી.

બીજે દિવસે પોલીસ નાયબસૂબા ત્યાં આવવાના હતા અને તે એમને મળવાના હતા. સ્ટેશનથી બહાર નીકળતી

## ૫૧. પાણીનું દુઃખ ટાળ્યું

ઉત્તર ગુજરાતમાં આવ્યાને છ એક માસ થયા હશે એટલામાં મર્હૂમ મહારાજા સાહેબ અને દીવાન સાહેબ પાટણની મુલાકાતે આવ્યા. દીવાનસાહેબે એ વખતે મહારાજને મળવા બોલાવ્યા અને એમને કાંઈ તકલીફ હોય તો જણાવવા કહ્યું. મહારાજે કહ્યું કે મને અંગત તો કશી તકલીફ નથી પણ સુણસર ગામના લોકોને પાણીની ભારે હાડમારી છે. વીરડા ખોદીને પાણી પીએ છે. પછી નહાવાધોવાની કે બીજી સ્વચ્છતાની તો વાત જ કયાં કરવી?

દીવાનસાહેબે સૂબા સાહેબને સુણસરમાં કૂવો કરાવી આપવાનું સૂચન કર્યું તેની નોંધ થઈ. ગામમાં શાળા પણ ન હતી. એ ચાલુ કરવા માટે પણ આજ્ઞા અપાઈ. પણ મહારાજે કહ્યું કે શાળા નથી જોઈતી, કેમકે રાજ્યમાં ફરજિયાતનો કાયદો ચાલે છે અને લોકો દંડ નહિ ભરી શકે. દીવાનસાહેબે સુણસર ગામને ફરજિયાત શિક્ષણના કાયદામાંથી મુક્ત રાખવા જણાવ્યું. બીજી કોઈ તકલીફ વિશે પૂછપરછ થઈ ત્યારે મહારાજે જણાવ્યું

કે ઉદ્યોગધંધાની જરૂર છે. ખાદીકામ શરૂ કરી શકાય પણ એમાં વખત જાય. વરસાદ નથી આવ્યો તેથી લોકો ભૂખે મરે છે. તેમને તાત્કાલિક રાહતની જરૂર છે. એ રાહત તો ગામનુ તળાવ ખોદાવીને આપી શકાય. દીવાનસાહેબે મહારાજની આ દરખાસ્ત પણ મંજૂર રાખી. વાત તો ફક્ત પંદર મિનિટ ચાલી પણ એમાં ઘણા પ્રશ્નો ઊકલી ગયા અને દીવાનસાહેબે બતાવેલા સમભાવ અને સહાનુભૂતિથી મહારાજ ખૂબ રાજી થયા.

દીવાનસાહેબ સાથેની મુલાકાત પછીથી એ વિભાગના નાનામોટા અમલદારો મહારાજ તરફ એક નવા જ ભાવથી જોવા લાગ્યા. સુણસર ગામના લોકો પણ કૂવો, તળાવ અને નિશાળની વાત જાણીને ખુશ થયા. તેમને થયું કે આ દાદા આપણા ગામમાં આવ્યા એ તો બહુ સારું થયું.

થોડા વખતમાં કૂવાનો કૉન્ટ્રેક્ટ અપાયો અને તળાવનું ખોદકામ શરૂ થયું. આથી નવરા લોકોને કામ મળ્યું. એક દિવસ એક ઠાકરડો મહારાજ પાસે આવ્યો અને કહ્યું, દાદા, ચિઠ્ઠી લખી આપોને એટલે પીંજારો અધમણ જાર જોખી આપે.

મહારાજ—શાની જાર અને શાની ચિઠ્ઠી ?

ઠાકરડો—તમે તળાવ ખોદાવો છો એમાં હું મજૂરીએ જાઉં છું. મારી મજૂરીના પૈસા પેટે મને જાર અપાવો.

મહારાજ—એ તળાવ તો સરકાર ખોદાવે છે. પગાર થશે ત્યારે તને મજૂરીના પૈસા મળશે. પણ તારે ત્યાં અનાજ ન હોય તો લાવ ચિઠ્ઠી લખી આપુ.

એમણે એક ચિઠ્ઠી લખી આપી ત્યાં તો એવાં બીજાં પાંચસાત ઘરાક તૈયાર થયાં. મહારાજને થયું કે લોકોને અનાજની અડચણ છે. અને સસ્તા અનાજની દુકાન કાઢવામાં આવે તો એમને સારી રાહત મળી રહે.

તરત જ એમણે આ અંગે એક પત્ર અમદાવાદ લાલાકાકાને લખ્યો અને નજીકના ધીણોજ ગામમાંથી ૨૦૦ મણ જુવાર ખરીદી લાવીને બે આના ખોટ ખાઈને વેચવા માંડી. અનાજ મેળવવા માટે લોકોનો દરોડો પડ્યો. ત્રણ મહિનામાં એમણે એ દુકાનમાંથી ૪૬૦૦ મણ જુવાર વેચી. નાણાં તળાવની મજૂરીમાંથી વસૂલ લેવામાં આવતાં તેથી -ઉઘરાણી કરવાની આફતમાંથી પણ બચી જવાયું. ઊંટો ઉપર બહારગામથી અનાજ આવવા લાગ્યું ત્યારે ગામલોકો કહેવા લાગ્યા કે દાદાએ તો સુણસરને અનાજથી ભરી દીધું.

બીજે વર્ષે પાક સારો થયો. તળાવ ઊંડું થયું હતું અને કૂવાના ધોધમાંથી આવણું ચાલુ રહ્યું હતું આથી તળાવમાં પાણી હિલોળા મારતું હતું. આમ લોકોનું પાણીનું દુઃખ ટળ્યું.

## ૫૨. ખાનગી કૂવાની યોજના

**ત**ળાવમાં પાણી ન રહેતું ત્યારે કેટલાક ખેડૂતો તળાવમાં વીરડા ખોદીને તળાવના કકડાઓમાં શિયાળુ ઘઉં પકવતા. આ ઉપરથી મહારાજને કલ્પના આવી કે જો ગામમાં થોડા કૂવા હોય તો લોકો જરૂર બે પાક લે, અને ગામની સમૃદ્ધિ વધે. લોકો હળવે વળગે તો નવરાશના નખ્ખોદમાંથી પણ બચી જાય

મહારાજે એક યોજના બહાર પાડી કે જે શિયાળુ પાક કરશે તેમને પોતે કોસ, વરત અને બી ઉછીનાં આપશે એ બધા માટે જોઈતા નાણાં એ વેલચંદ બેંકર પાસેથી મેળવી લેતા હતા પણ આ જાતની સગવડથી શિયાળુ ખેતી કરનારની સંખ્યા વધી

સુણસરના દલાજી ઠાકોરને મહારાજે પાસડ રણી ખિયાતુ આપ્યું. તેમના ઘઉં હાથ જેટલા ઊંચા આવ્યા હશે એટલામાં તેમનો મોટો બાર કોસનો કૂવો તૂટી પડ્યો મહારાજ તેમને મળ્યા, હિમ્મત આપી અને પૂછ્યું કે આ ઘઉં હવે કઈ રીતે પાકી શકે? દલાજીએ કહ્યુ કે જો મને

૧૦૦ રૂપિયાની સગવડ મળી રહે તો કૂવામાં કામચલાઉ ખાડો બનાવીને ઘઉંને સુકાતા બચાવી લઉં. મહારાજે તેને ૧૦૦ રૂપિયા આપ્યા અને તેણે તેનું કામ શરૂ કર્યું.

એ જ અરસામાં મહારાજને મહેસાણા જવાનું થયું. ત્યાં એમણે સૂબાસાહેબ નાયમપલ્લીને દલાજીની આફતની વાત કરી. એ સાંભળીને સૂબાસાહેબ મહારાજની સાથે જ એ ખેડૂતનો કૂવો તથા પાક જોવા માટે ઊપડ્યા. સાહેબની મોટર જોઈને લોકો ટોળે વળી ગયા અને મહારાજ સાથે સૂબાસાહેબને આવેલા જોઈને લોકોને બહુ આશ્ચર્ય થયું. લોકો મહારાજ વિશે કંઈ કંઈ કલ્પના કરવા લાગ્યા. સાહેબ મોટરમાં રહીને દલાજીના ખેતરમાં ગયા. ૩૦-૩૫ વીઘાંનું ખેતર અને એના ઉપર પવનનાં સુસવાટથી હિલોળે ચડતો તૂલ જોઈને સૂબાસાહેબનું મન પ્રસન્ન થઈ ગયું. કૂવામાં ઊતરીને સાહેબે કૂવાનું નુકસાન જોયું. દલાજીએ કામચલાઉ થાળું બાંધવાનો પ્રયાસ કર્યો હતો તે પણ જોયું. બહાર આવીને તેમણે કહ્યું, રવિશંકર,, આ ખેડૂતને સો રૂપિયાની મદદ જોઈએ છે એ હું મારા અંગત પગારમાંથી ભેટ આપુ છું. તમે બીજેથી લાવશો નહિ.

દલાજીએ આ વાત જાણી ત્યારે તેમણે કહ્યું કે સાહેબ મહેરબાની રાખો.

સાહેબ—કેમ ?

દલાજી—મફત રૂપિયા ન લેવાય. મફત લઈએ તો મીંડાની પૂતળી ઓગળી જાય એમ ઓગળી જવાય.

આ સાંભળીને સૂબાસાહેબને આશ્ચર્ય થયું.

સૂબાસાહેબ—પણ તમારામાંથી ચોરી કરે છે એનું શું ? ચોરીનો માલ પચશે અને આ નહિ પચે ?

દલાજી—સાહેબ, એ તો બાપદાદાનો ધંધો રહ્યો. એમાં જોખમ ' ખેડવાનું હોય છે. મહેનતનું પચે. આમાં અમારી શી મહેનત ?'

મહારાજે વાત બદલી અને કહ્યું કે સાહેબ આવતે વર્ષે આ કૂવાને ફરીથી ચણવો પડશે. એટલે આપ સાહેબ તગાવીનો બંદોબસ્ત કરી આપો તો એ વ્યાજમાંથી બચે. સાહેબે એ જ વખતે રૂા. ૧૫૦)ની તગાવી આપવાનો વહીવટદારને હુકમ આપ્યો. સુણસર આંકડાનું ગામ હોવાથી તગાવી મળતાં મળતાં ત્રણ વર્ષ નીકળી ગયાં. દરમ્યાન મહારાજ બીજેથી નાણાં લઈ આવ્યા અને દલાજીનું કામ આટોપ્યું.

. એક બીજો ખેડૂત હતો. એની પાસે ૨૫ વીઘાં જમીન હતી અને એ મહેનતુ હતો. પણ ખેતરમાં કૂવો ન હતો. એને થયું કે કૂવો ખોદીને સરસ પાક પકવું. આથી મહારાજે એને રૂા. ૨૦૦) ની મદદ આપી. એવું જોઈને એક ત્રીજો ખેડૂત રૂપિયે આનો વ્યાજ આપવાનું ઠરાવીને એના ખેતરમાં કૂવો ખોદવા માટે રૂપિયા ૨૦૦ વ્યાજે લઈ આવ્યો. મહારાજે એને કહ્યું કે આમ તો વરસને અંતે તારે ૧૫૦ તો વ્યાજના ભરવા પડશે અને તું ઊગો જ નહિ આવે. તારું છે એ બધું પણ ખોઈ બેસીશ. પણ એ માન્યો નહિ એટલે મહારાજે એને પણ ૨૦૦ રૂપિયા આપ્યા અને પેલા શેઠનાં નાણાં પાછાં ભરાવ્યાં. પાછળથી એ કૂવા માટે ૬૦૦

રૂપિયાની તગાવી મંજૂર થઈ. અને એના કૂવામાં પુષ્કળ પાણી આવ્યું. આથી બીજા ખેડૂતો પણ ખાનગી કૂવા કરાવવા લલચાયા. મહારાજે તગાવી માટે પણ પ્રયાસ કર્યો. આ રીતે કુલ ૧૧ કૂવા તૈયાર થયા, ૭૦૦૦ની તગાવી મળી અને ગામમાં ઢગલાબંધ ઘઉં પાકવા લાગ્યા. મોંઘવારીના ભાવ મળવાથી ખેડૂતોની આર્થિક સ્થિતિ પણ સુધરી. એ જોઈને મહારાજને બહુ આનંદ થયો. એમની ધારણા તો સુણસરની સીમમાં આવા ૩૦ કૂવા તૈયાર કરાવવાની હતી પણ લડાઈ આવી. પાઈપો મોંઘી થઈ ગઈ અને એમની મનની મુરાદ મનમાં જ રહી ગઈ.

## ૫૩. સુણસરના ઠાકોરોની ખાસિયતો

એક દિવસ મહારાજ એમની ઓરડીમા બેસીને કાતતા હતા ત્યા ગામના એક ઠાકોરે આવીને કહ્યુ કે જુઓ, દાદા, લોહીની નદીઓ વહેશે એની પાછળ આવેલા નાના બાળકને બતાવીને એણે કહ્યુ કે આને બચાવી લો

મહારાજ—પણ છે શુ ? જરા સમજ પડે એમ વાત તો કર

ઠાકોર—પેલા પશના (પાટીદાર)એ ખેતરમાં થોરિયા રોપ્યા છે હુ એને ટચકાવી નાખીશ

ઉગ્ર બનેના મામનાને જોઈને મહારાજ ખેતરમા ગયા પેલા પાટીદારનો દોષ હતો એટને એમણે થોરિયા જરા દૂર કરાવ્યા. ખેતરમાથી પાછા ફરતી વખતે પેલા ઠાકોર તરફ ફરીને મહારાજે કહ્યુ ડોસા, તમે ટચમવવાની વાત કહેતા હતા પણુ એ તો તમને પૂરો પડે એવો અલમસ્ત છે

ડોસો—હે ? એ પૂરો પડે ? દાદા એ તો મણુખી એને રીસ ચડતા જ વાર લાગે એ મારી સામે થાય એ પહેલાં તો મે એને નીચે પાડ્યો હોય એવી મારી રીસ.

ચરોતર અને આ પ્રદેશ વચ્ચે આભજમીનનો ફરક છે. ચરોતરનાં ગામોમાં વર્ચસ્વ પાટીદારોનું હોય છે. બીજી કોમો તરફ એ કાંઈક તુચ્છ ભાવથી જોતા હોય છે. અહીં એથી ઊલટું છે. અહીં મોટા ભાગની વસ્તી ઠાકરડાઓની છે. અને આવાં ગામડાંઓમાં વર્ચસ્વ પણ એમનું જ હોય છે. અહીંના પાટીદારોને એ કણબી કહીને બોલાવે છે. જે ખાટલા ઉપર ઠાકરડો બેઠો હોય એના ઉપર અહીંનો પાટીદાર બેસવાની હિંમત પણ ન કરે. કોઈક વખત તો પાટીદારને ચલમ ભરવાનું કામ પણ એ સોંપે.

એક વખત મહારાજની ઓરડીમાં બધા ઠાકોરો ટોળે વળીને બેઠા હતા એટલામાં નજીકના ગામના એક પાટીદાર ત્યાં આવી ચડ્યા. એ પાથરણાની નીચે છેક ખૂણે બેઠા. મહારાજે એમને પાથરણા ઉપર બેસવાનો આગ્રહ કર્યો છતાં એ આગળ ન આવ્યા. એમના ગયા પછી એક ઠાકોરે મહારાજને કહ્યું, તમે પેલાને પાથરણા ઉપર બેસવાનું કહેતા હતા પણ એ માણસને સમજેને ! મોટા માણસ બેઠા હોય ત્યાં એ ન બેસે.

મહારાજ—કોણ મોટા માણસ ?

ઠાકોર—તમે.

પણ એ તમે પાછળનો ભાવ તો મહારાજ બરાબર પામી ગયા હતા કે તમે શબ્દ ભલે વાપર્યો હોય પણ એના દિલમાં તો પોતાની જ મોટાઈ પડેલી હતી.

મહારાજ—તમારા દિલમાં કાંઈક કાણું છે. હું તો એમ કહું છું કે દુનિયાને તમારી શી જરૂર છે ? એ તો મહેનત કરીને ધાન પણ પેદા કરે છે.

ઠાકોર—પણ દાદા, એને તે માણહ કે'વાતા હશે? કણબી તો કેવા? કારીગડાનો કોળિયો પણ ન થાય અને ઘૂટડો પણ ન થાય એને બોલતા ન આવડે, બેસતા ન આવડે કે આવકાર આપતા ન આવડે

એના કહેવામા કાઈક તથ્ય પણ હતુ, કેમકે આ બાજૂના પાટીદારોનુ વર્તન પણ એવુ જ હતુ

સુણસરના દલાજી ઠાકોર ભાગેલા હાડકાને પણ જોડી આપે અને જીવલેણ ઘા પણ સીની લે એવા કારીગર હતા એમના હાથ નીચે આવેલા દર્દીનો જખમ પાકયાનો એક પણ દાખલો ન હતો આવા હાડવૈદ હોવા છતા કામના બદલામા એક પાઈની પણ આશા ન રાખતા

એક વખત એક ભાઈનો હાથ ભાંગી ગયો એ ધીણોજના ડૉક્ટર પાસે ગયા ડૉક્ટરે કહ્યુ કે અમદાવાદ જવુ પડશે પેલા ભાઈએ કહ્યુ કે હું તો સુણસર જઈશ

ડૉક્ટરે કહ્યુ કે ત્યા કેમ?

ભાઈ—ત્યા એક ઠાકોર હાડકા બેસાડે છે

ડૉક્ટરસાહેબ—કોઈ ઊંટવૈદ્ય પાસે જશો તો નાહક હેરાન થશો.

પેલો ભાઈ તો સુણસર જ ગયો એક મહિના પછી ડૉક્ટરસાહેબ પાસે આવીને કહેવા લાગ્યો, જુઓ સાહેબ, હવે મારો હાથ બરાબર થઈ ગયો છે ને? ડૉક્ટરે કહ્યું, વાહ! તદ્દન સાજો થઈ ગયો છે તમે કોને ત્યાં ગયા હતા? પેલા ભાઈએ કહ્યુ, સુણસર દલાજી ઠાકોરને ત્યા ડૉક્ટરને આશ્ચર્ય થયુ તેમણે પૂછ્યુ, શી ફી લીધી? પેલા ભાઈએ કહ્યુ, કશુ નહિ

આ પ્રસંગ બન્યા પછી થોડા દિવસમાં જ ડૉક્ટર-સાહેબે દલાજી ઠાકોરને બોલાવ્યા અને કહ્યું કે તમે અહીં ધીણોજ રહો. બધા લોકોનાં હાડકાં બેસાડો. તમારે ખાવા-પીવાની ચિંતા ન કરવી. દલાજીએ સંભળાવ્યું કે મારો આખો જન્મારો ગયો પણ મેં કોઈની પાઈ સરખી લીધી નથી અને આ છેલ્લા દહાડાઓમાં એવું ક્યાં કરવા બેસું? મારે ત્યાં જે આવે એનું હાડકું હું મફત બેસાડી આપું છું.

આ દલાજી ઠાકોર ૭૦ વર્ષની ઉંમરે માંદા પડ્યા. એમણે ભૂત, ડાકણ અને ભુવાને દૂણાવ્યા પણ કાંઈ સારું ન થયું. છેવટે એમણે એમના દીકરાને કહ્યું કે મને છાતીમાં બહુ દુઃખ થાય છે. તુ લોઢાના ખૂંટા ગરમ કરી લાવ અને હું બતાવું ત્યાં ડામ દે. છોકરો ખૂંટાને લાલચોળ તપાવીને લાવ્યો એ વખતે ડોસાએ છોકરાનો હાથ પકડીને 'જો આ ..અહીં મૂક' એમ કહીને પોતાની જાતે છાતી ઉપર ડામ દેવડાવ્યા. પણ ડોસા એ બિમારીમાંથી પાછા ઊઠ્યા જ નહિ.

સુણસરમાં કોઈ પણ માણસ મરી જાય ત્યારે તેને 'ફલાણાભાઈ પડ્યા' એમ કહે છે, અને રિવાજ એવો છે કે નાના છોકરાથી માંડીને વૃદ્ધ ડોસા સુધી કોઈ પણ મરી જાય ત્યારે સાજ નાખ્યા વિનાના ઘોડે ચડીને મારતે ઘોડે એક જણ કાંટિયું લેવા જાય. આવનારના દેખાવ ઉપરથી જ લોકો જાણી જાય, કે સુણસરમાં કોઈક પડ્યું છે. એ જ વખતે નવું કાપડ લઈને સુરવાળ તથા જામો સિવડાવે, નવો ફેંટો ખરીદે અને મૃત દેહને નવાં કપડાં પહેરાવે. શબ નીકળે ત્યારે આગળ આગળ ઢોલ વાગે, સ્ત્રીઓ માથે હાથ

રાખીને ભાગોળ સુધી રડતી ગડતી પાછળ જાય ગામની ભાગોળે એક દેવડી છે એની સામે તાણીને નાળિયેર વધે ગાય અને પછી મૃત દેહની દહનક્રિયા થાય

દશેરા અને બેસતા વર્ષને દિવસે ત્યા ઘોડા દોડાવવાની હરીફાઈ ચાલે છ. ગામમા ૫૦–૬૦ ઘોડા આજે પણ છે પહેલાં તો એથીયે વધારે હતા એમાં કીમતી ઘોડા પણ હોય છે ઘોડુ ન હોય તો દેવુ કરીને પણ ખરીદી લાવે અગર તો ચોરી કરી લાવે, પણ દશેરાને દિવસે કોઈને ઘોડા વિના ચેન ન પડે

ઘોડા દોડાવવામા એ એવા હોશિયાર હોય છે કે ત્રણ ઘોડા એકસાથે પૂરપાટમા દોડતા હોય તે વખતે એ ત્રણેય ઘોડેસવારના માથા એક બીજાને અડેલા રહે દોડતે ઘોડે ઊભા થઈ જઈને બદૂક ફોડે, દોડતે ઘોડે ઘોડા ઉપરથી ઊતરી ચડી જાય ત્યાંના લોકો મહારાજ પાસે રોખી પણ મારે કે સુણસરના ઘોડા આગળ કોઈ ન થઈ શકે. મહારાજ બીજા ગામવાળાને પૂછે, ત્યારે એમને જાણવા મળે કે એવુ કાઈ નથી દાદા, પણ અમારુ ઘોડુ આગળ જાય એમ હોય તોય અમે એને આગળ ન લઈ જઈએ, કેમકે પછી એ ઘોડુ અમારે ત્યા રહેવા ન પામેને !

બેસતા વર્ષને દિવસે ગામના પાચ આગેવાનોની પાચ કચેરીઓમા સારા વચય તે દિવસે દરેક જણ બ્રાહ્મણને બેચાર આના અગર એમદ કપડુ દાનમા આપે સાગે વચાઈ રહ્યા પછી ગામના ચોકમા બધા નવા કપડા તથા હથિયારો વડે સજ્જ થઈને ટોળે વળે અને બધા એક બીજા સાથે નવા વર્ષના રામરામ કરે.

સુણસરના લોકો અંદર અંદર લડયા કરે પણ બહારના સામે એ કોઈ પણ વખતે એકત્ર સામનો કરવા તૈયાર રહે. એ જાતનું ત્યાંનું સંગઠન છે. સુણસર ગામમાં કે ગામની સીમમાં એક પણ વાંદરું જોવા ન મળે. આજુબાજુનાં ગામોમાં વાંદરાંનો ત્રાસ છે પણ સુણસરના લોકોએ વાંદરાં ઉપર ધાક બેસાડી દીધો છે.

હોળીને દિવસે ત્યાં પટા ખેલવાનો રિવાજ છે. દરેક જણની પાસે ત્યાં ઢાલ અને તરવાર તો હોય જ. નાના છોકરાઓ પાસે હથિયાર ન હોય એટલે એ પીસવાની લાકડીને તરવાર અને પગના જોડાને ઢાલ બનાવીને પટા ખેલે. હોળીને દિવસે ઢોલી ઢોલ વગાડતો હોય છે એ વખતે સ્ત્રીઓ અને પુરુષો વચ્ચે એક રમત રમાય છે. એ રમતમાં ઢોલીને પહેલું કોણ અડે છે એની હરીફાઈ ચાલે છે. એ વખતે સ્ત્રીઓ હાથમાં ડફણું રાખે છે. સ્ત્રીઓ ઢોલીને ઘેરીને ઊભી રહે છે. એમનાં ડફણાં વચ્ચે થઈને પુરુષે ઢોલીને અડકી આવવાનું હોય છે. પુરુષ સ્ત્રીઓને મારી ન શકે એવો નિયમ હોય છે. આ રમતમાં મોટે ભાગે જુવાન સ્ત્રીપુરુષો ભાગ લે છે. સ્ત્રીઓનો મલાજો આ વખતે બહુ ઓછો સચવાય છે. બહેનોએ માથે મોઢે સાફલો બાંધેલો હોય છે. એ વખતે ધૂળ અને કાદવ પણ પુષ્કળ ઊડે છે.

ગોકળ આઠમને દિવસે ત્યાં કાનુડો કાઢવાની રીત છે. છોડીઓ માટીનો કાનુડો બનાવે છે. આખી રાત એની આજુબાજુ છોડીઓ ગાય છે અને બીજે દિવસે એને તળાવમાં નાખવા જાય છે તે વખતે કેટલાક એને પાછો

લાવવા છોડીઓને આગ્રહ કરે છે એટલે છોડીઓ એને ઘેર લઈ જાય છે તે દિવસે તે માણસ બધી છોડીઓને શીરો જમાડે છે.

ચોમાસામાં પહેલુ હળ જોડાય છે તે દિવસે ત્યાં આખા ગામમાં ઉજાણી થાય છે. ગામની બધી બહેનો સારાં કપડા પહેરીને ગીતો ગાતી ગાતી ગામમાં ફરે છે અને પહેલુ ભાત લઈને પોતપોતાની સીમનાં ખેતરમાં ભાત આપવા જાય છે. ત્યાંથી પાછાં વળતી વખતે પણ મોટે સાદે ગીતો ગવાતાં હોય છે. તે દિવસે ગામ અને સીમમાં બધે ઉત્સવે ઉત્સવ થઈ રહે છે. ત્યાંના લોકોમા મિષ્ટાન્ન હંમેશાં શીરાનુ જ થાય છે. કોઈ શીરા સાથે થોડા મગ રાંધે છે. શીરો ખાઈ રહે પછી મગ પીરસવામા આવે.

ગામનુ તળાવ ખોદાતુ હતુ તે વખતે લોકોને વખતસરની રાહત મળી હતી, એમ છતાં માટી નાખવામાં લોકો દિલ દગડાઈ કરતા હતા, આથી તળાવ ખોદાવવાનુ થોડો વખત બધ કરાવવુ પડેલુ. એ વખતે લોકો કામ વિના ભૂખે મરવા લાગ્યા પણ કોઈ એમ કહેવા ન આવ્યુ કે અમારી ભૂલ થઈ છે, હવે બરાબર કામ કરીશુ એમની હાલત જોઈને મહારાજના દિલમાં કરુણા ઊપજી અને એમણે ફરી કામ શરૂ કરાવ્યુ. આવો ત્યાંના લોકોનો સ્વભાવ એમનામાં ચોરી કરવાની વૃત્તિ એટલી ઘર કરીને બેસી ગઈ હતી કે ગામના આગેવાનોને પણ ચિંતા થતી કે કોઈક આ મહારાજની ઓરડીમાંથી ચોરી કરી જશે તો? એ ચિંતાથી મહારાજ બહારગામ જાય ત્યારે ત્યાંના આગે-

-વાનો રાતના બેત્રણ વખત મહારાજની ઓરડી આગળ -આંટા મારી જાય. મહારાજ કહે કે મારે ત્યાં શું ચોરી કરવા જેવું છે? ત્યારે એ લોકો કહે કે તમે અમારા લોકોને જાણો નહિ. અમારા લોકો તો પાણી પીવાનો લોટો પણ લઈ જાય. પણ સદ્‌ભાગ્યે મહારાજની ઓરડીમાંથી કશું ગયું નહિ. એક વખત એ સાડાચારસોની રકમ મૂકીને ગયા હતા પણ પાછા આવ્યા ત્યારે એ કાયમ હતી.

મહારાજ કહે છે કે માણીકાંઠામાં ગાંધી સેવાસંઘની બેઠકમાં ગયા હતા ત્યાંથી પાછા ફરતા એમને એક દેશી બનાવટની ઇન્ડીપેન લેવાનું મન થયું, પણ તેમણે તો તરત જ એ વિચાર માંડી વાળ્યો. મહારાજને પેનની જરૂર છે એવું માનીને શ્રી. વિનુભાઈએ પરાણે એમને એક પેન -વળગાડી મહારાજ સુણસર આવ્યા ત્યારે એ પેન એમની સાથે હતી. એક વખત બંડીના ગજવામાં ભરાવીને મહારાજ બહારગામ ગયા. પાછા આવ્યા ત્યારે પેન મળે નહિ. પણ થોડી વારમાં એક છોકરાએ એમને બાતમી આપી કે દાદા, કાકુરો બે પૈસામાં તમારી પેન વેચી આવ્યો છે. બીજે દિવસે જે છોકરાએ પેન ખરીદી હતી તે મહારાજને પાછી આપી ગયો. તેણે પેનનું અણિયું બગાડી નાખ્યું હતું તેથી મહારાજે છોકરાઓને ધમકાવ્યા. ત્યાર પછી છોકરાઓ એમની ઓરડીએ આવતા બંધ થઈ ગયા. આથી મહારાજને દુઃખ થયું અને એ વડોદરા ગયા ત્યારે પેન વિનુભાઈને પાછી આપતા આવ્યા.

મહારાજ કહે છે કે સુણસરના કેટલાક ભાઈઓનાં

નામો ફરી હાજરીમાં ન આવ્યા છે નવા નાયબ સૂબા આવ્યા પછી એ ફેરફાર થયો પણ મહારાજે એનો વિરોધ ન કર્યો '૪૨ ની હિલચાલ ઊપડી અને મહારાજ જેલમા ગયા એ પહેલા પંદર દિવસે જ સુણસરના લોકો ખાતર પાડવા ગયા હતા એમાનો એક ગોળીથી માર્યો ગયો, એક છરાઓથી ઘવાયો, પણ બીજાએ છરીની અણીથી શરીર માહેની ગોળી બહાર કાઢી, ખાનગીમા દવાઓ કરી અને આજે સાજો તાજો છે

## ૫૪. "દાદા, ચાણસમે મદતે ચાલવું પડશે"

એક વખત સુણસરમાં એક કાકા ભત્રીજા વચ્ચે કાંઈક તકરાર થઈ અને તકરારમાંથી મારામારી થઈ ગઈ. એક જણના બાવડાની માંસપેશી સોંસરી કોસ પાર ઊતરી ગઈ. આમ વાતવાતમાં એમની તકરારો ગંભીર સ્વરૂપ લઈ લેતી. આ કેસની તપાસ માટે બીજે દિવસે ગામમાં ફોજદાર આવ્યા. તેમણે એક જણ પાસેથી રૂા. ૪૫ની લાંચ લીધી. મહારાજ એ જ ગામમાં છે એ વાત જ્યારે તેના જાણવામાં આવી ત્યારે તે વિચારમાં પડ્યો. તેણે ગામના આગેવાનો મારફત કહેવડાવ્યું કે ફોજદારસાહેબ આવ્યા છે અને આપનાં દર્શન કરવા માટે બોલાવે છે. મહારાજને અને એ ફોજદારને સારી ઓળખાણ હતી. પણ એમણે કહેવડાવ્યું કે દર્શન કરવા ટેવ ન આવે. જાઓ હું નથી આવતો. પણ લોકો બહુ આગ્રહ કરવા લાગ્યા એટલે મહારાજ ગયા. ફોજદારે નમસ્કાર કર્યા પછી મહારાજે કહ્યું, 'ફોજદારસાહેબ, 'કૂંવાડિયા ન ખવાય' એ કહેવત યાદ છે ને?'

પાછળથી ફોજદારે લીધેલા રૂપિયા પાછા આપી દીધા. પણ આ નાના બનાવની અસર ગામલોકો ઉપર મોટી થઈ. એમના મનમાં એવુ ઠસવુ જતુ હતુ કે મહારાજની લાગવગ ઠેઠ સુધી ચાલે છે.

આ બનાવ પછી બે ત્રણ દિવસે એક મુસલમાન ફોજદાર સુણસર આવ્યા. મહારાજને એમની સાથે બિલકુલ ઓળખાણ ન હતી એક ખેડૂતે મહારાજ પાસે આવીને કહ્યું, "દાદા, બહુ દુઃખ છે. હું ટિપાઈ જઈશ," મહારાજે પૂછ્યુ, "શુ છે ?" ખેડૂતે કહ્યુ કે, "હાજરીમાં મીડાં પડ્યા છે. ફોજદાર જામીનના રૂપિયા એ માગે છે. નહિ ભરુ તો જેલમાં નાખશે" મહારાજે કહ્યુ કે, "તમે એ જ લાગના છો. શુ કામ મીડા પડાવ્યા ?" પેલો ખેડૂત બહુ કરગરવા લાગ્યો એટલે મહારાજને દયા આવી અને એ એની સાથે ચોરામાં ગયા. ફોજદારે મહારાજને ખાટલા ઉપર બેસાડ્યા. મહારાજે વાત શરૂ કરી કે, "હું મેજરસાહેબને મળ્યો હતો. આ મીંડા પડ્યા છે એ બધાને એકસાથે સજા કરાવીને મીડાં કઢાવી નાખવાનાં છે. એટલે તમે આ જામીન લેવાની માથાકૂટમા ન પડશો." ફોજદારે કહ્યુ કે ત્રણ કેસ તો કમિટ થઈ ગયા છે મહારાજે કહ્યુ કે જેટલા કમિટ થઈ ગયા હોય એટલા છો રહ્યા. બીજા ઉમેરશો નહિ. ત્યાર બાદ ફોજદારને બાજુએ લઈ જઈને મહારાજે કહ્યુ કે આવી બાબતોમાં સામાન્ય રીતે ૨) રૂપિયા લેવાય છે પણ નથી લેવા જેવા. તમે તો નહિ જ લેતા હો એમ માનુ છુ. ફોજદારે કહ્યુ, "નહિ, નહિ, હું તો એવા રૂપિયા લેતો જ નથી." મહારાજે

કહ્યું બરાબર છે. પાછળથી ખબર પડી કે ફોજદારે લીધેલા રૂપિયા પેલા ભાઈ ને પાછા આપી દીધા હતા. આવા પ્રસંગોથી લોકોને એમ લાગતું હતું કે આ દાદાથી તો ફોજદારો પણ ડરે છે!

પેલી કોશ વાગી હતી એ કેસની મુદત આવી ત્યારે કેસવાળો ભાઈ મહારાજ પાસે આવ્યો અને કહ્યું, "દાદા, ચાણસમે મદદે આવવું પડશે." મહારાજને થયું કે શાની મદદ જોઈતી હશે. થોડી વારે એમને સમજાયું કે આ તો ચાણસમાની કચેરીમાં મુદત નીકળવાની છે ત્યાં લઈ જવા માગે છે. ત્યાંના મુનસફ ચરોતરના પાટીદાર હતા. એમની સાથે ઓળખાણ થાય એ માટે મહારાજે મોતીભાઈસાહેબનો એક પત્ર મેળવ્યો હતો.

મુદતનો દિવસ આવે એ પહેલાં જ મહારાજ તો એક સવારે લોટ-ગોળ ભેળવીને બે ફાકા મારીને ચાણસમા રવાના થયા. સીધા મુનસફને ઘેર પહોંચ્યા. મુનસફે એમને બારીએથી જોયા હતા અને એમના પટાવાળાએ એમને ખબર આપી હતી. એમણે પટાવાળાને ઓફિસે આવે એવું કહેવાનું કહ્યું. પણ મહારાજ તો સીધા મેડી ઉપર જ ચડી ગયા. એમણે જોયું કે સાહેબને એ ગમ્યું લાગતું નથી. પરંતુ એ તો નજીકની ખુરશી ઉપર બેઠા. કેમ આવવું થયું છે, એવા સવાલના જવાબમાં એમણે ગજવામાંથી મોતીભાઈસાહેબનો પેલો પત્ર કાઢ્યો. સાહેબે કહ્યું, ના, મારે કાગળ નથી વાંચવો. જે કહેવું હોય તે મોઢે કહી દો. મહારાજે કહ્યું કાગળ તો વાંચો. સાહેબે કહ્યું, હું એવા કાગળો

વાંચતો નથી. મહારાજે કહ્યું કે એ સુણસરથી આવ્યા છે અને ત્યાંના કેટલાક ભાઈઓના હાજરીમાં મીંડાં અંગે કેસ થયા છે. એમાં ઓછામાં ઓછી શિક્ષા થાય એવું કહેવા આવ્યો છું, કેમ કે ચાલુ વર્ષે દુકાળ છે અને લોકો ભારે દંડ ભરી શકે તેમ નથી. બીજું એક અંદરઅંદરની તકરારનો કેસ છે, એનું રાજીનામું અપાવવા જેવું છે, એ કહેવા આવ્યો છું. સાહેબે કહ્યું, “અમારે માથે પણ જવાબ લેનાર હોય છે.” મહારાજે કહ્યું, તમને કોણ પૂછે એમ છે? કહો એમની ચિઠ્ઠી લાવું. એક વખત મારી વાત સાંભળો, પછી યોગ્ય લાગે એમ કરશો. આટલી ચર્ચા બાદ એમણે મહારાજના હાથમાંથી ચિઠ્ઠી લીધી. એમણે એ વાંચી એટલે એમનો બધો દેખાવ ફરી ગયો.

સાહેબ — તમે જમ્યા કે નહિ?

મહારાજ — જમવા કરવાનું તો નથી. પણ તમે આ કહ્યું એનું શું કરી શકો એમ છો?

સાહેબ — હાજરીના મીંડાવાળાને થોડી સજા ને દંડ થશે.

મહારાજ — એમ નહિ. દંડ તો ન જ થવા જોઈએ. કરવી હોય તો એકાદ દિવસની સજા કરજો.

સાહેબ — સારું. દંડ નહિ કરીએ. ત્રણ દિવસની સજા થશે.

મહારાજ — પેલા મારામારીના કેસનું સમાધાન શું?

સાહેબ — એ તો થઈ રહેશે.

મહારાજ — ત્યારે હું હવે આપની રજા લઈશ.

સાહેબ — પણ આપ જમીને જાઓ. જમવાનો વખત થવા આવ્યો છે

મહારાજ આગ્રહને વશ ન થયા, અને પાછા સુણસર ભણી ચાલી નીકળ્યા

મારામારીના કેસની મુદત આવે એ પહેલાં ગામનું પંચ મળ્યું, એમાં ચા કસુંબા થયા અને આગેવાનોએ બન્ને પક્ષો વચ્ચે સમાધાન કરાવીને કેસનું રાજીનામું આપવાનું નક્કી કરાવ્યું. મુદતને દિવસે ૧૦–૧૫ આગેવાનોનું ટોળું કચેરીમાં જવા તૈયાર થયું એક જણ મહારાજને પણ બોલાવવા ગયો મહારાજે કહ્યું, "ત્યાં બધાની શી જરૂર છે? અને એ બધા ત્યાં આવતા હોય તો મારી શી જરૂર છે?" છેવટે કેસવાળો અને મહારાજ બે જ જાય એવું ઠર્યું આગેવાનોને આ ગમ્યું નહિ, કેમ કે આવે પ્રસંગે એમને ચા કસુંબા અને નાસ્તા તો મળે જ, ઉપરાંત લાગ ફાવે તો થોડી લાંચ પણ મળે એ બધું અટકી ગયું

પેલા ભાઈને ચાણસમાની કચેરીમાં બેસાડીને મુનસફને ઘેર ગયા એમણે સલાહ આપી એ પ્રમાણે અરજી લખાવી અને કચેરીમાં કેસનું રાજીનામું રજૂ કર્યું. પેલા ભાઈને કલ્પના પણ ન હતી કે આટલી ઝડપથી અને આવી સહેલાઈથી નોંધાયેલા કેસનું રાજીનામું સ્વીકારાશે એ બહુ રાજી થઈ ગયો કચેરીમાંથી બહાર નીકળ્યા પછી એણે મહારાજને કહ્યું, "દાદા, ચાલોને જરા હોટેલમાં જતા આવીએ" મહારાજે કહ્યું, "હોટેલમાં શું કામ જવું છે? પૈસા ઉઠાવવા માટે છે? એ હોટેલના ચાભજિયાં ખાવા કરતાં

ઘેર જઈને ઘીગોળ ખાજેને." મહારાજની આવી વાત સાંભળીને એ વધારાનો એક પણ શબ્દ બોલ્યા વિના સીધો ઘેર જ પહોંચ્યો.

એને આટલો જલદી રાજીનામું લઈને આવેલો જોઈને લોકો ટોળે વળ્યા. કોઈએ પૂછ્યું, કેમ, કેટલું ખર્ચ થયું? પેલાએ કહ્યું, ફક્ત અરજી કરાવવાનું ચાર આનાનું ખર્ચ થયું. મહારાજે તો ચા કે ભૂસું કશું જ લેવાની ના પાડી. આવા રાજીનામા પાછળ સામાન્ય રીતે ૨૫–૩૦ રૂપિયાનું ખર્ચ તો સહેજે થઈ જાય. આમાં ચાર આનામાં જ બધું પતી ગયું એથી બધાને આશ્ચર્ય થયું.

મુદતને દહાડે પેલો હાજરીવાળો પણ બોલાવવા આવ્યો. મહારાજે કહ્યું કે એવા કામ માટે એ નહિ આવે. પણ મુનસફસાહેબ ભલા છે. જા બેત્રણ દિવસની સજા થશે. થયું પણ એવું જ. પેલાને ફક્ત ત્રણ દિવસની જ સજા થઈ. સજા ભોગવીને આવ્યા પછી એ મહારાજના પગમાં પડ્યો.

ગામડાના લોકો કોર્ટ કચેરી તથા પોલીસના લફરાથી બહુ ગભરાતા હોય છે. કેમ કે ત્યાં એમને અજાણ્યા પાણીમાં પડ્યા જેવું લાગે છે. એની નિરક્ષરતા તથા અજ્ઞાનનો ગેર-લાભ પોલીસથી માંડીને ફોજદાર સુધી અને અરજી લખનારથી માંડીને વકીલ તથા મુનસફ સુધી લેવાય છે. એને ક્યાં જવું કે શું કરવુ એ કશાની ગતાગમ પડતી નથી. સિંહ જેવો માણસ એના અજ્ઞાનને કારણે પીળું ફરફરિયું જોઈને ગરીબ બકરી જેવો બની જાય છે. પછી એ તણખલાની પણ મદદ લેવા જાય છે, અને વધારે ઊંડા

ખાડામાં ઊતરે છે., નાની સરખી અરજી કરવાની હોય કે કોર્ટકચેરીનું તેડું આવ્યું હોય ત્યારે પચ્ચીસ પચ્ચીસનાં ઝોલાં કચેરી આગળ ટોળાં વળેલાં દેખાય છે એનું કારણ આ જ હોય છે. સમૂહનું બળ અહીં પણ એને બચાવી લેશે એવી જૂઠી કલ્પના એ સેવતો હોય છે. કેટલાક ખાઈ બદેલા આગેવાનો કે આવા કામમાં પાવરધા બનેલા પટેલિયા આવે વખતે એમનું પ્રભુત્વ બરાબર જમાવે છે અને કેટલીક વખત આવાં કામોમાંથી રો કમાણી કરે છે, તો કેટલીક વખત બીજાં ફોગટનાં ખર્ચો પણ કરાવે છે.

કોર્ટકચેરીનું કામકાજ સંપૂર્ણ રીતે માતૃભાષામાં ચાલતું થઈ જાય અને ખેડૂતોનો અક્ષરજ્ઞાન તથા સામાન્ય જ્ઞાનનો પારો ઊંચો ચડે એ જ એમને આવા ફફડાટ અને ચૂસમાંથી બચાવવાનો ઇલાજ છે.

## ૫૫. કજિયાનું મૂળ કપાયું

સુણસર નજીકના ધીણોજ ગામમાં એક બાવો રહેતો હતો. એની પાસે ૩૦૦–૪૦૦ વીઘાં જમીન હતી. વર્ષોથી એ જમીન સુણસરના લોકોને સાંથે આપવામાં આવતી. સુણસરવાળા દર વર્ષે એની સાંથ પૂરેપૂરી ચૂકવતા એવું બનતું નહિ. એમ છતાં બાવો એ જમીન સુણસરવાળાઓને જ સાંથે આપતો. પણ એ બાવો બિનવારસ મરણ પામ્યો. એની પાછળ એ પાંચ હજાર રૂપિયાની વાર્ષિક આવક મૂકતો ગયો હતો. સરકારે એ જમીનનો કબજો લીધો અને જમીન હરાજ કરવાનું નક્કી કર્યું. સુણસરના લોકોએ જાણ્યું કે એ ખેડે છે એ જમીન હરાજીમાં રાખવા કોઈ બીજો માણસ તૈયાર થયો છે. એટલે એ બધા મહારાજ પાસે ગયા. અને એ જમીન એમને મળે એવું કરવા વિનંતિ કરી.

મહારાજે જોયું કે જો આ જમીન જશે તો કેટલાક લોકો કામધંધા વિનાના થઈ જશે અને રોજની તકરારો

તથા મારામારી ઊભી થશે. એટલે આ અટકવું તો જોઈએ જ.

મહારાજ વહીવટદારને મળ્યા અને એમને બધી પરિસ્થિતિ સમજાવી એટલે એ મુણસરના ખેડૂતોને જ છૂટક છૂટક જમીન આપવા તૈયાર થયા. આથી ખેડૂતોને દોઢ દોઢ રૂપિયામાં જમીનના કકડા મળી ગયા પણ એ જમીનની પહેલાની બાકી માટે નોટિસો નીકળી. લોકોએ નોટિસ લેવાની જ ના પાડી. મહારાજે કહ્યું કે એવું કાંઈ ચાલે? તમારું લેણું કાંઈ કોઈ લીધા વિના રહે? માટે નોટિસો સૌ સ્વીકારવી

ત્યાર બાદ મહારાજ ચાણસમા કચેરીમાં ગયા અને ત્યાંના કારકુનને કહ્યું કે પેલી નોટિસો નીકળી છે એનો હિસાબ બતાવો તો. કારકુને કહ્યું કે તમારા ઉપર નોટિસ છે? જેના નામની નોટિસ નીકળી હશે એને જ હિસાબ બનાવવામાં આવશે મહારાજ જેના નામની નોટિસ નીકળી હતી એવા એક ભાઈને ફરીની વખતે લઈ ગયા. પેલા ભાઈએ હિસાબની માગણી કરી, ત્યારે એને ઉપલક ઉપલક બતાવીને કાઢી મૂક્યો. એથી મહારાજને સંતોષ ન થયો. આથી એ વહીવટદારને મળ્યા અને હિસાબ જોવા મગાવ્યો એમણે જોયું કે ખેડૂતોની રકમને ૭ વર્ષની મુદત વીતી ગઈ હતી. મહારાજે હિસાબોની નોંધ કરી લીધી અને વકીલોની સલાહ લીધી. જાણવા મળ્યું કે સરકારી જમીનની મુદત જતી નથી પણ અહીં તો સરકાર આ જમીનનો વહીવટ કરે છે. જમીન સરકારની માલિકીની નથી એટલે મુદત વીત્યાનો લાભ

ખેડૂતોને મળી શકશે. સુણસર આવીને એમણે ખેડૂતોને એવી સલાહ આપી કે આપણે પહેલાંની બાકી સાથ આપવાની નથી કારકુન તથા વહીવટદાર પણ સમજી ગયા અને એમણે આ વાતને ફરી ઉકેલી જ નહિ. આથી ગામલોકને ૨–૩ હજારનો ફાયદો થયો.

બીજે વર્ષે એ જમીનની ફરી પાંચ વર્ષ માટે હરાજી થઈ. મહારાજ ચરોતરમાં આવ્યા હતા એ જ અરસામા આ હરાજીની જાહેરાત કરવામાં આવી. ધીણોજનો એક ગૃહસ્થ તલાટીની મદદથી એ જમીન એકસામટી લઈ લેવા માગતો હતો. આની સુણસર ગામના લોકોને ખબર પડવા નહોતી દેવામાં આવી. મહારાજ પાછા ત્યાં ગયા ત્યારે એમણે જોયુ કે સુણસરના લોકોના હાથમાં જમીન ન રહે એ જાતની પેરવી ચાલી રહી છે. બે વખતની હરાજી તો થઈ પણ ગઈ. ત્રીજી વખતની હરાજી થવાની બાકી હતી. સુણસરના લોકોએ આ વાત જાણી ત્યારે કહેવા લાગ્યા કે જે અમારી જમીન ગળશે એનું નાક કાપીશુ. ત્રણ વર્ષની ટીપ પડશે તો એકાદ છોકરો જઈ આવશે મહારાજ પેલા ગૃહસ્થને મળ્યા, અને જણાવ્યુ કે હરાજીમાં ઊભા રહેવાનો તમને પૂર્ણ અધિકાર છે પણ તમે રોટલી દાળભાત શાક ઉપરાત પાપડ અને ચટણી મેળવવા મથો છો. જ્યારે આ લોકોને પેટ ભરવા માટેના રોટલાનો જ સવાલ છે. એટલે આમાં તમારે પડવા જેવુ નથી. અને તમે વચ્ચે પડશો તો એમની મદદમાં મારે ઊભા રહેવુ પડશે.

એ જ અરસામા દીવાનસાહેબ ફરી પાટણ આવ્યા હતા, એમને મળવા માટે મહારાજ ગયા હતા. એ વખતે

એમણે પોલીસ નાયબ સૂબા તથા નવા આવેલા વહીવટદારને જણાવી દીધુ કે સુણસરવાળાઓ ખેડે છે એ જમીન સુણસર બહારનાઓને આપશો તો તમારી કચેરીઓમા સાંના રોજના કેસ ઊભા રહેશે. માટે એ જમીન સુણસરવાળાઓને જ મળે એવુ ગોઠવજો

છેવટે બીજી હરાજીમા એ જમીન સુણસરવાળાઓને જ પહેલાના ભાવે મળી ગઈ

સુણસરના લોકો નાગાઈ કરવામા પણ પાછા પડે એવા નહોતા નજીકના ગામોમાથી પાગીદારોના બળદ ઉપાડી લાવે અને નાણા પડાવે મહારાજે ગામના આગેવાનોને ટોકીટોકીને એમની આ ટેવ ઓછી કરાવી એક વખત તો મહારાજ જાતે બળદ પાછા મેળવીને એના મૂળ માલિકને ઘેર જઈને પહોચાડી આવ્યા હતા

## ૫૬. તણખામાંથી આગ

સુણસર પાસે મોટપ નામનું એક ગામ છે. સુકવણા-વાળા વર્ષમાં ત્યાંના લોકોએ ગામ નજીકથી વહેતી નદીનું પાણી પાળ બાંધીને તળાવમાં આંતર્યું. તળાવ ભરાઈ ગયું એમ છતાં એ લોકો પાળ તોડવાની ના પાડતા હતા. નજીકના કનોડા ગામના લોકોને આથી અડચણ પડતી હતી. એમણે અકળાઈને વહીવટદાર પાસે ફરિયાદ કરી. એમણે એમને કાયદેસર પગલાં લેવાનું સૂચન કર્યું. મહારાજના જાણવામાં આ વાત આવી, એટલે એ કનોડાના લોકોને મળ્યા અને કહ્યું કે, એવુ ન કરશો: એ મોટપના લોકોને સમજાવશે. લોકોએ ફરિયાદ ન નોંધાવી. બીજી બાજુ મહારાજે મોટપના લોકોને પાળ તોડી નાખવાની સલાહ આપી, પણ એ ક્રમે ભરાયા હતા અને કટાક્ષમાં બોલવા લાગ્યા કે એમનાથી એ પાળ શી રીતે તૂટે ?

એ બાજુના પાટીદારોમાં કેળવણી અને સંસ્કાર પ્રમાણમાં ઓછા છે. એમનામાં નબળાઈ પણ પુષ્કળ છે.

પણ પોચું ભાળે ત્યાં પેસી જાય અને એમનું ચાલે એવું હોય ત્યાં બહુ જોર બતાવે. મહારાજના કહેવાને એમણે ગણકાર્યું નહિ.

આથી કનોડાનાં જુવાનિયા પાળ તોડવા ઊલટયા. બન્ને ગામો વચ્ચે મારામારી થઈ. એ અટકાવવા જતાં પોલીસો પણ ઘવાયા અને મામલો ગંભીર થઈને ઊભો રહ્યો. બન્ને ગામના ૧૫–૨૦ જણ જેલના સળિયા પાછળ ગયા અને બન્ને ગામ વચ્ચેના સંબંધો બગડયા. દીકરીઓ પણ સાસરે જતી અટકી. એટલે મામલો કસે ચડયો.

આમ નાની તકરારમાંથી ગંભીર મામલો ઊભો થયો. ત્રણ મહિનામાં સાત મુદતો પડી પણ કશો નિવેડો ન આવ્યો. કચેરીના કામથી કંટાળીને લોકોએ પાંચસોસાતસોની લાંચો પણ ધરી પણ કોઈનું ધાર્યું પરિણામ ન આવ્યું. છેવટે એમના જાણવામાં આવ્યું કે આ કેસનું સમાધાન સૂબા-સાહેબ જ કરાવી શકે અને રાજીનામું કરાવવું હોય તો રવિશંકર મહારાજની મદદ લેવી જોઈએ. એટલે લોકો હારીને મહારાજ પાસે પહોંચ્યા. મહારાજે કહ્યું કે એકવાર તમે ગામનું પંચ એકઠું કરો, અને એમની રૂબરુ તમારી તકરારનું સમાધાન કરો, પછી રાજીનામાની વાત હાથમાં લઈ શકાય. માત્ર ઉપરનાં થીગડાં મારવાથી કશું ન વળે.

બન્ને ગામનું પંચ એકઠું મળ્યું. મોટો લગ્ન જેવો વરો થયો. હોઢ મણનો તો લાડુ વર્યો. મહારાજે આવા ખર્ચ બદલ એમને ઠપકો આપ્યો. પણ છેવટે નિર્ણય એવો થયો કે બન્ને ગામોએ તકરાર હોલવી નાખવી, સંપસંપીને

રહેવું અને આજ સુધીમાં બની ગયેલી બધી વાતને જમીનમાં દાટી દેવી. આજુબાજુનાં ત્રણ ગામની શાળાના વિદ્યાર્થીઓને પતાસાં વહેચવાનુ તથા કેસનું રાજીનામું લેવા જતાં જે ખર્ચ થાય તે મોટપ ગામે આપવુ એ એક સમાધાનની શરત હતી. મહારાજે કહ્યું કે રાજીનામું કરાવવામાં તો કશો ખરચ નહિ થાય. જાઓ, હું કરાવી આપીશ. એ સૂબાસાહેબને મળ્યા અને સહેલાઈથી રાજીનામું મંજૂર થઈ ગયુ.

આજે પણ મોટપ અને કનોડા ગામ સંપસપીને રહે છે અને મહારાજને દુવા દે છે.

## ૫૭. સેવકને ન શોભે એવી અધીરાઈ

**મ**હારાજને એક વખત સવાલ પૂછ્યો કે તમે ખેડા જિલ્લાના પાટણવાડિયાઓમાં જે કામ કર્યું અને ઉત્તર ગુજરાતના સુણસર વગેરે ગામોમાં જે કામ કર્યું એ બેમાંથી ચડિયાતું કોને ગણો ?

એક ક્ષણના પણ વિલંબ વિના એમણે જણાવ્યું કે પાટણવાડિયાઓની ઝૂંપડીઓમાં બેસીને કર્યું હતું એ જ.

સવાલ — આટલાં વર્ષનો અનુભવ ભળ્યો છતાં આ પાછળના કામને તમે ઊતરતું કેમ ગણો છો ?

પછી તો એમનો વાણીપ્રવાહ ચાલ્યો અને એમના હૃદયના દર્દભર્યા ભાવો ઠલવાવા લાગ્યા. એમણે કહ્યું :

"*જરૂર. એની પાછળ વજૂદવાળાં કારણો છે.* હું સુણસરમાં આવ્યો ત્યારે મારી પાછળ સરકારી સત્તાનો ટેકો હતો. એ ટેકાને જોરે હું લોકોને ઝટ ઝટ સુધારી નાખવા માગતો હતો. ઠેઠ દીવાનસાહેબથી માંડીને નાનામાં નાના અધિકારી સુધીનો મને સાથ હતો. આથી એક વર્ષમાં જ સુણસર વગેરે ક્રિ. ટ્રા. ઍક્ટ લાગુ પડેલા બારેય ગામોની

હાજરી કરાવી નાખી. હજારો રૂપિયા ખર્ચીને ગામનો કૂવો, તળાવ, શાળા વગેરે તૈયાર કરાવ્યાં. સુણસરમાં ખેતીનું વાવેતર વધે એવા બીજા ચૌદ કૂવા તૈયાર કરાવ્યા. ગામમાં પુસ્તકાલય ચાલુ કર્યું, પ્રૌઢ વર્ગ શરૂ કર્યા, સસ્તા અનાજની દુકાન ચાલુ કરી અને બીજી નાનીમોટી ઘણી મદદો પહોંચાડી. એમ છતાં સુણસરના કામથી મને એટલો સંતોષ નથી. આનું મૂળ કારણ મને એ લાગે છે કે કાંઇ વિભાગમાં હું લોકોના પ્રેમથી તણાઈને સેવા કરવા ગયો હતો, જ્યારે અહીં એક અમલદારના ખેંચાણથી સુધારક તરીકે આવ્યો હતો.

લોકો ચોરી કરે નહિ, દારૂ પીએ નહિ, એમના વર્ષોજૂના સંસ્કારો છોડી દે અને સુધરી જાય એ મારી નેમ હતી. એ નેમ પાર પાડવા માટે હું લોહીનું પાણી કરતો હતો, ચાલીચાલીને પગ ઘસી નાખતો હતો, બોલી બોલીને ગળું છોલી નાખતો હતો; પણ હું ધારતો હતો એવો સુધારો તો થતો જ ન હતો. આથી હું અકળાતો હતો અને ત્યાંના લોકો પ્રત્યે જે પ્રેમ વધવો જોઈએ એને બદલે એક જાતનો અણગમો વધતો જતો હતો. આ મારી સુણસરની સેવાની મોટામાં મોટી ખામી હતી.

કાંઠાનું જોગણ ગામ પણ ચોર ગણાતું પણ ત્યાંના લોકોને જોતાં સારે ભાગ દિલમાં એમને માટે પ્રેમ ઊભરાતો. એમનાં બાળકોને જોઈને હું રાજી રાજી થઈ જાઉં, જ્યારે સુણસર ગામ જોયું ત્યારથી મારા મનમાં એક એવી ગ્રંથિ બંધાઈ ગઈ હતી કે આ ગામ શઠ છે. એને પરિણામે હું દિવસે દિવસે ગામથી દૂર જતો ગયો.

શરૂઆતમા ગામનોકા મારી ઓરડીએ લોટ દાળ મૂકી જતા, એમાથી હુ ખાવાનુ બનાવી લેતો કૂવાના કોન્ટ્રૅક્ટ વખતે કૉન્ટ્રૅક્ટર અને એના બે માણસો મારે ત્યાં આવ્યા મારી પાસે એમને જમાડવાનુ કશુ હતુ નહિ અને એમના ભોજન ની વ્યવસ્થા કરે એવો કોઈ ભાઈ મારી નજરે ચડયો નહિ એમના ઘરોમા જઈ ને એ વ્યવસ્થા કરાવવાનુ મને મન ન થયુ ગામમા એક દુકાન હતી પણ એ બંધ હોવાથી ખીચડી પણ મળી શકી નહિ કૉન્ટ્રૅક્ટરે એક રૂપિયો આપીને સુખડી શેકી લાવવાનુ કહ્યુ, પણ એય ન બની શક્યુ છેવટે એ ભાઈઓને કૂવાનુ માપ લઈને ભૂખ્યા જ સુણસરમાથી પાછા જવુ પડયુ આ બનાવે મને બહુ હનાવી મૂકયો મે નિર્ણય કર્યો કે મહેમાન માટે તો ઘરમા સીધુ તૈયાર જ રાખવુ બીજે દિવસે ધીણોજ જઈને સીધુ લઈ આ વો અને મારી ઓરડીમા રાખી મૂકયુ '

આમ મહારાજ ગામનોકાથી દૂર ખસતા જતા હતા ગામલોકા તરફથી એમની ખાવાની વ્યવસ્થા તો ચાલુ જ હતી એક દિવસ ધીણોજનો એક રેલવે પોર્ટર મહારાજ પાસે આવ્યો અને રડી પડયો એની એક ગાભણી બકરીને સુણસરના લોકાએ મારી ખાધી હતી એણે દુભાયેલા હદયે કહ્યુ કે તમે આટલા મહિનાઓથી આમની વચ્ચે રહ્યા છતા આ હત્યારા તો એવા ને એવા જ રહ્યા પોર્ટરની કકળતી આંતરડી જોઈને મહારાજનુ હદય પણ કવી ઊઠયુ એમને થયુ કે આ લોકા સાવ વિવેકહીન છે એમનુ આટલુ આટલું હિત કરવાના પ્રયત્નો છતાં એમને કશુ ભાન જ નથી આવતુ આવા પાપી લોકાનુ અન્ન ખાવુ

એમાં પણ ગો સાર? આ પ્રસંગ પછીથી મહારાજે ત્યાંનું અન્ન ખાવાનું બંધ કર્યું. સરદારસાહેબ પાસેથી એમણે માસિક ૫–૭ રૂપિયાની માગણી કરી. સરદારસાહેબ માસિક ૧૨ રૂપિયા મહારાજને મોકલવા લાગ્યા. એમાંથી જે કાંઈ વધતું એ મહારાજ ગામનાં કામોમાં જ વાપરી દેતા હતા. પણ એમનું અંતર ગામથી ઊઠી ગયું હતું. પછાત કે અજ્ઞાન લોકોને જોઈને દિલમાં પ્રેમ જાગવો જોઈએ, એમની ભૂલો મોટી હોય તોય નાની લાગવી જોઈએ, એને બદલે એમની ભૂલો જોઈને અહીં દિલમાં ઘૃણા જાગતી હતી. એને મહારાજ પોતાની મોટી ભૂલ ગણાવે છે.

સેવકના મનમાં જેવા ભાવો જાગે છે તેવા જ પ્રત્યાઘાતો પ્રજામાં જાગે એ સાવ સ્વાભાવિક હતું. અને એવા પ્રત્યાઘાતોથી મહારાજ વધુ ને વધુ અકળાતા હતા.

એક વખત કૂવાના પથ્થર જડવા માટે સલાટ આવ્યા હતા. મહારાજે એમનું કામ પૂરું થયું ત્યારે એમને જમવા બોલાવ્યા. પાછળથી ફરિયાદ આવી કે મહારાજ, તમે તો અમને જમવા બોલાવ્યા પણ અમારા નવા ને નવા જોડા કોઈ ઉઠાવી ગયુ. મહારાજને બહુ લાગી આવ્યું. એમણે ઘણી તપાસ કરાવી પણ જોડા હાથ ન આવ્યા. ઉઘાડે પગે ચીંથરા બાંધીને બીચારો ઉનાળાના તાપમાં મહેસાણા જવા નીકળ્યો. રાત્રે ગામના લોકો ભેગા થયા ત્યારે મહારાજે એમનું દુઃખ જાહેર કર્યું. બીજે દિવસે સવારે ઊઠયા ત્યારે એક જણ એમની ઓરડીમાં આવીને જોડા મૂકી ગયો. એને જોઈને મહારાજે એમનો અકળાટ કાઢ્યો, "મારે આ જોડાને શુ માથે ચડાવવા છે? ભૂંડા,

તમે આવું શું કામ કરો છો ? મારા રોટલા ખાઈને રહું છું તોય તમે મને શું કામ પજવો છો ? પેલો બીચારો તમારા ગામનું કામ કરવા આવ્યો હતો એને તે ભેટ આપવાની હોય કે એનું હોય એય ચોરી જવાનું હોય !" ચોરી કરનારે કહ્યું કે પહેલેથી ચોરી કરવાનો વિચાર ન- હોતો કર્યો પણ નવા જોડા જોયા એટલે મન થઈ ગયું.

મહારાજ પોતે કહે છે કે આ ઉકળાટ પાછળ મારી અધીરાઈ વિના બીજું શું હતું ?

આવો જ એક બીજો કિસ્સો પણ જાણવા જેવો છે. એક જણ રોજ લોકોના ઘાસના પૂળા ચોરી આવે. એની પાસે ઘાસનો એક સાલો (ગંજી) હતો, પણ પરગામની ગાયોનું એક ધણ ત્યાંથી નીકળ્યું ત્યારે દાનેશ્રી થઈને એણે એનો આખો સાલો ખવડાવી દીધો હતો. મહારાજે એને કહ્યું કે તું વરસ બધું ચોરી કરે છે તો પછી તારું ઘાસ તેં પારકી ગાયોને શું કામ ખવડાવી દીધું ? પેલાએ જવાબ આપ્યો કે અમે ખત્રી રહ્યા; ગાયો ભૂખી બરાડે એ અમારા- થી શી રીતે સહન થાય ?

એક બાઈ એના એક ગરીબ અને આંધળા પાડોશી- ને એનું ઘર ભળાવીને બહારગામ ગઈ. એ પાછી આવી ત્યારે એના ઘરનું અનાજ વગેરે ચોરાઈ ગયું હતું. આ વાતની જાણ થઈ એટલે મહારાજે ગામને ભેગું કર્યું અને બાઈની ચોરીની વાત રજૂ કરી. પણ કોઈ કશું કબૂલ જ ન કરે. છેવટે મહારાજે ઉપવાસ શરૂ કર્યા. પાંચમે ઉપવાસે પેલો પાડોશી ચોરી કબૂલ કરી ગયો પણ એની પાસે કશું

આપવાનું રહ્યું જ નહોતું; કારણ કે એ ખાઈ ગયો હતો. છેવટે ગામલોકોએ ઉઘરાણું કરીને અનાજ પેલી બાઈને પહોંચતું કર્યું. મહારાજ કહે છે કે, "આવે પ્રસંગોએ ઉપવાસ તો મેં ચરોતરમાં પણ કર્યા હતા. પણ અહીં મારા મનમાં જે ચીડ ચડી હતી એવી ચીડ ત્યાં નહોતી ચડતી. એ મારા આ ઉપવાસનો દોષ હતો."

એક જુવાનિયાને ચોરીના આરોપસર પકડવામાં આવ્યો હતો. મહારાજ પાસે એણે જણાવ્યું કે એણે ચોરી કરી નથી. એટલે મહારાજે એને છોડાવ્યો એના ખેતરમાં કૂવો બનાવવા માટે મહારાજે એને ૨૦૦ રૂપિયાની મદદ પણ કરી પણ થોડા દિવસમાં એણે ખાતર પાડ્યું અને પકડાયો. એનો ભાઈ મહારાજ પાસે ગયો પણ મહારાજે એનો તિરસ્કાર કરીને કાઢી મૂક્યો.

મહારાજ કહે છે કે, "આ બધુ હું મારા સ્વભાવની ક્ષતિ માનું છું. મારામાં રાજસ અને તામસ જોર કરી રહ્યાં હતા એ મારે કબૂલવુ જ જોઈએ"

નીચે આપ્યો છે એ કિસ્સો મહારાજના જીવનનો એક દુઃખદ કિસ્સો છે.

સુણસરનો એક જુવાનિયો ચોરીની ભારે લતે ચડી ગયો હતો. ગામમાથી બધાના નામ હાજરીમાથી નીકળી ગયાં હતાં પણ પોલીસ અમલદારે એનુ નામ હાજરીમાં કાયમ રાખ્યુ હતું. એક વખત એનો બાપ મહારાજને ઠપકો આપવા આવ્યો કે તમે બધાના નામ કઢાવી શકો, એક મારા છોકરાનું જ ન કઢાવો? મહારાજે જવાબ આપ્યો

કે નામ કઢાવના મારેના એના લક્ષણ જ કયા છે ? એની ચોરી તો રોજ ચાલુ જ છે એ તો ચોરી કરે છે પણ પાછો એમા બીજાઓને ભેળવે છે

એ જુવાનિયા વિષેનો મહારાજનો અભાવ દિવસે દિવસે વધતો જતો હતો એક દિવસ સમાચાર આવે કે એણે કોઈનો મન તોડીને દાગીનો લઈ લીધો, બીજે દિવસે સમાચાર આવે કે એણે કોઈના પગમાથી મ્લા કાઢી લીધા. આવા સમાચાર આવતા જાય અને મહારાજનો એના માટેનો અભાવ વધતો જાય છેવટે એની સ્થિતિ આવી કે એને બે શબ્દો કહેવાનુ દિલ થાય પણ એને જોઈને જ દિલમા ક્રોધ જાગે

દેખાવમા એ સુદર જુવાનિયો હતો, ઉદાર સ્વભાવ નો હતો અને બસો રૂપિયાની તો ઘોડી રાખતો એક દિવસ એ મહારાજ પાસે ગયો મહારાજ કાઈક વાચતા હતા મહારાજે એના સામે જોયુ છતા ન જોયા જેવુ કર્યું. એમ છતા એ મહારાજની નજીક ગયો અને પૂછ્યુ કે તમે મારા તરફ આટલો બધો અભાવ શા માટે રાખો છો કે મારા સામે પણ જોતા નથી ?

મહારાજ — તુ શુ નથી કરતો તે તારા સામે જોઉ ?
જુવાનિયો — મારુ નામ હાજરીમાથી કઢાવો
મહારાજ — તારુ નામ ન કઢાવાય.
જુવાનિયો — નાણી તો જુઓ

આ પહેલા એવુ બનેલુ કે એક વખત મહારાજે એને કહેલુ કે જો એ સુધરશે તો એનુ નામ હાજરીમાથી કઢાવી

નાખશે. બધા લોકોએ ચોરી ન કરવાના સોગન ખાધેલા ત્યારે એણે પણ ખાધેલા પણ મહારાજ ચરોતરમા આવ્યા હતા એ અરસામા ધીણોજની ભેસો છોડાઈ એમાં આ ભાઈબિધનો હાથ હતો મહારાજે સુણસર જઈને ભેંસના માલિકને બોલાવ્યો પણ એનો પેલા ભાઈબિધે મહારાજ સાથે ભેટો જ ન થવા દીધો

બધાનાં નામો હાજરીમાથી કાઢ્યા ત્યારે પોલીસ નાયબસૂબાએ ગામલોકોને ઉદ્દેશીને કહ્યુ હતુ કે મહારાજ-ના કહેવાથી આ નામ કાઢી નાખ્યા છે તમારામાથી કોઈ ચોરી કરે તો તમારે જણાવી દેવુ પડશે

આ ભેસોની ચોરી અગે મહારાજે આગેવાનોને નાયબસૂબાને કાને વાત નાખવા કહ્યુ. એમણે કહ્યુ કે જો મહારાજ સાથે આવે તો એ જાય. મહારાજ એમની સાથે ગયા. મહારાજ એને પોતાનુ મોટામા મોટુ પાપ માને છ આમ ફરિયાદ કરાવવી કે એમા સાથ આપવો એ એમનુ કામ નહોતુ એવુ એમને પાછળથી લાગેલુ પેલા ભેંસના માલિકને મળવા ગયા તો એણે કહ્યુ કે એને કશી ફરિયાદ કરવાની નથી કેમ કે એને મહોરખાઈના રૂ ૮૦ આપી દીધા પછી એની ભેમો પાછી મળી હતી સ્ટેશન ઉપર જ પોલીસ નાયબસૂબા મળી ગયા મહારાજે એમને ગામના આગેવાનો મળવા આવ્યા છે એ કહ્યુ અને સાથે સાથે ભેસોનો આખો કિસ્મો કહી સભળાવ્યો

પોલીસ ના સૂબા — હુ કોને પકડુ ?

મહારાજ — જેનો માલ ગયો છે એ કબૂલ નહિ થાય

પોલીસ ના. સૂબા — ત્યારે શું વળે? એને પકડીને મારું ?

મહારાજ — તમને ઠીક લાગે તેમ કરો. મારો.

મહારાજ કહે કે આ મેં બીજી ભૂલ કરી.

પોલીસ નાયબસૂબાએ તો પેલા જુવાનિયાને પકડી મંગાવ્યો અને ખૂબ માર મરાવ્યો. પણ છૂટીને આવ્યા પછી પાછો એણે એ જ ધંધો શરૂ કરી દીધો. એક મહિનામાં એણે ૩૦–૩૨ ભેંસો પકડી અને મહોરખાઈ (લાંચ) લઈને એના માલિકને પાછી સોંપી. મહારાજને આથી બહુ દુઃખ થયું. એમને એમ લાગતું હતું કે આ એમનું પાપ બોલે છે.

આ બધું બન્યા પછી એ મહારાજને નાણી જોવાનું કહેવા આવ્યો હતો. મહારાજે એનું નામ હાજરીમાંથી કઢાવી નાખ્યું. હાજરી કઢાવ્યાને દસેક દિવસ થયા એટલામાં પાંચોટ ગામના ૮–૧૦ પાટીદારોનું એક ટોળું ખૂંસો પાડતું પાડતું મહારાજ પાસે પહોંચ્યું અને ધા નાખી કે એમની ભેંસો ગઈ છે. મહારાજે કહ્યું કે, બને નહિ; બબલાએ તો એમની રૂબરૂ ચોરી ન કરવાની પ્રતિજ્ઞા લીધી છે. ઢોરનાં પગલાં જોયાં તો પગલાં બળદનાં હતાં. ભેંસોનાં પગલાં દેખાયાં નહિ. બબલાને ત્યાં તપાસ કરાવી તો સમાચાર આવ્યા કે એ તો બે દિવસથી એના મિત્રોને ત્યાં પરગામ ગયો છે. મહારાજને થયું કે આનું નામ કઢાવ્યું છતાં પજવે છે. ગામલોકોએ ચોકી ગોઠવી. એ જ રાત્રે બે ભેંસો અને એક પાડું લઈને એ ગામમાં પેઠો. લોકોએ

મહારાજને ખબર આપી. એટલે એનો વાડો આંતરીને બે જણાને ચોકી કરવા બેસાડ્યા.

પાંચોટ ગામ મહેસાણા તાલુકાનું એટલે મહેસાણાના ફોજદાર આ તપાસ અંગે ધીણોજના નાયબ ફોજદાર પાસે આવ્યા એમણે મહારાજને તથા ગામના આગેવાનોને બોલાવવા માટે માણસ મોકલ્યો. પણ મહારાજે કહ્યું કે સાહેબને જ અહીં લઈ આવો. પોલીસ પાછો ગયો. પણ સાહેબ અહીં આવશે એ સંદેશો પેલા ભાઈબંધને ત્યાં પણ પહોંચી ગયો, એટલે એણે ભેંસોને વાડામાંથી છોડી મૂકી. મહારાજે એ ત્રણેયને હાંકીને ચોરામાં બંધાવ્યાં. ફોજદાર આવ્યા. બધી હકીકત જાણી એણે પેલા ભાઈબંધને બોલાવ્યો. એણે ફોજદાર પાસે બધું જ કબૂલ કર્યું. એક પાટીદારનું ખૂન થયું હતું એટલું કબૂલ ન રાખ્યું. એ ખૂનની વાત તો મહારાજ પણ જાણતા ન હતા. ખૂન થયું તે ગામના લોકો મહારાજને ગાળો ભાંડતા હતા કે આ બામણાએ આવીને સુણસરના લોકોને ફટવ્યા છે. સુણસરના આગેવાનો મહારાજને કહેતા કે દાદા, પાચોલ ગામ પાસેથી જતા નહિ, ત્યાંના લોકો તમને ગાળો ભાંડે છે. મહારાજ એમને જવાબ આપતા કે સાપને પાળુ તો એનાં ફળ પણ ભોગવવાં જ જોઈએ ને!

પેલા ભાઈને અને એની સાથે બીજા બે જણને પકડવામાં આવ્યા હતા. જામીન ઉપર છૂટવા માટે એમણે ઘણો પ્રયાસ કર્યો, પણ મહારાજે કોઈને એમના જામીન ન થવા દીધા. ચુકાદો આવ્યો એમાં ત્રણેયને નવ નવ માસની સજા થઈ પણ આ નવ માસની સજા પૂરી કરીને

બહાર આવ્યા એ જ રાત્રે પેલા ભાઈબંધે ખાતર પાડ્યું. અને બીજે દિવસે ખાતર પાડવા જતા એ ફરી પકડાયો. પણ આ વખતે એ નિર્દોષ છૂટી ગયો

આ આખા કિસ્સામાથી મહારાજે તારણ કાઢ્યું કે દંડ અને સજા નિરર્થક છે. હિંસક માર્ગો હિંસાને જ ઉત્તેજન આપે છે અને આપણા જ અંતરના પડઘા બહાર પડતા હોય છે.

મહારાજ તો આપણા પૂજ્ય છે એમણે જેટલી સેવા કરી છે એટલી આપણે ત્યા બીજા કોણે કરી હશે ? પણ સેવાનો માર્ગ કેટલો કપરો છે એ મહારાજ એમના આત્મ-નિરીક્ષણથી આપણને બતાવે છે. એમની નાની સરખી ભૂલને એ મોટી કરીને બતાવે છે અને કહે છે :

ગામડાના કામમા કે પછાત કોમોની સેવાના કામમાં પડનારની પહેલી લાયકાત એ ગામ કે કોમ માટે હૃદયમાં ઊછળતો પ્રેમનો ઝરો હોવો એ છે. સુધારકવૃત્તિ લઈને ગામડામા કામ કરવા જનાર અચૂક નિષ્ફળ જવાનો. કેમકે એના મનમાં જાણ્યે કે અજાણ્યે પોતે ઊંચો છે અને બીજા નીચા છે એ ખ્યાલ કામ કરવા લાગે છે. સુધારક-વૃત્તિથી ગામડામા બચેલા લોકો સુધરે છે ત્યારે મનમાં અભિમાન હોવા થાય છે અને લોકો સુધરતા નથી ત્યારે અકળાય છે, ચિડાય છે અને ગુસ્સે થાય છે મા જેમ એના બાળકનું બગડેલું શરીર ધૂએ છે ત્યારે એની કિંમત ગણીને અભિમાન નથી કરતી પણ એ બગડેલું શરીર સાફ કર્યા વિના એને ચેન નથી પડતું અને એ સાફ કરતી વખતે પણ દિલમાં પ્રેમ અને આનંદ અનુભવે છે, તેમ શુદ્ધ પ્રેમ-

ભાવથી પ્રેરાયેલો સેવક માતાની માફક સેવાની ખાતર સેવા કરે છે. બાહ્ય સત્તા, ધન કે લાગવગના જોરે થયેલી સેવામાં પણ ઉપર જણાવ્યા તે દોષો પેસી જવાનો પૂરો સંભવ હોય છે.

ગામડાનું કામ એટલે રેતીમાંથી તેલ કાઢવું. માણસમાં જો ધીરજ ન હોય તો એણે ગામડાના કામમાં પડવું જ નહિ જોઈએ. આપણને એક ટેવ પડી હોય છે તો એને કાઢવા માટે વર્ષો જાય છે, છતાં આપણે અકળાઈ નથી જતા. આપણી અનેક નબળાઈઓને આપણે માફ કરીએ છીએ, તો પછી વર્ષોથી સંજોગો, સંસ્કારો અને ટેવોથી જકડાયેલા ગામડાના માણસ પાસેથી આપણે એકઝપાટે કોઈ ટેવ છોડાવવા માગીએ એ શી રીતે છૂટે ? એની નાની સરખી ભૂલ જોઈને માફ કરવાને બદલે આપણે અકળાઈ જઈએ, તો એ આપણી નજીક આવે કે દૂર જાય ?

સુણસર ગામમાં મેં નવ વર્ષ ગાળ્યાં એને પરિણામે આર્થિક તેમ જ બીજી ઘણી દૃષ્ટિએ ત્યાંના લોકોને ફાયદો થયો છે. કૂવાની યોજનાથી ત્યાંના લોકો મને દર વર્ષે આશીર્વાદ આપતા હોય છે. વર્ષોજૂની એમની હાજરી ગઈ એથી પણ એમને રાહત મળી છે અને આવું બીજું ઘણું ગણાવી શકાય. પણ મારા મનમાં ઊંડે ઊંડે મને લાગે છે કે મારી સુણસરની સેવામાં મેં ઉપર જણાવ્યા એ બધા દોષો અંદર અંદર કામ કરી રહ્યા હતા. એથી જ મેં મારું વધારેમાં વધારે બળ, બુદ્ધિ અને લાગવગ સુણસરમાં ખર્ચ્યાં છતાં મારી ધારણા પ્રમાણેનાં ફળ નથી નીપજ્યાં. એ સેવામાંથી ત્યાંની પ્રજા અને મારી વચ્ચે જે અંતરનો સંબંધ બંધાવો જોઈએ એ નથી બંધાયો.

## ૫૮. પંડયાજી

માણસના જીવનમાં અનેક વ્યક્તિઓનો સાથ મળતો હોય છે, પણ કેટલીક વ્યક્તિઓ ભુલાય નહિ એવી હોય છે. મહારાજ કહે છે કે એમના જીવનમાં ગાંધીજીને બાદ કરતાં એમને જાહેરજીવનમાં પ્રેરણા આપનાર, માર્ગદર્શન કરાવનાર અને સહાય આપનાર નીચે જણાવેલી પાંચ વ્યક્તિઓ ગણાવી શકાયઃ

૧. સ્વ. પંડ્યાજી
૨. સ્વ. વેલચંદ બેંકર
૩. સ્વ. અબ્બાસસાહેબ
૪. શ્રી. સરદારસાહેબ
૫. શ્રી. ઘાડગેસાહેબ

ગામડે ગામડે ફરી લોકોમાં ભમવું, એમનામાં રાષ્ટ્રીય તેજ જગાડવું અને ભીડને પ્રસંગે નિર્ભય બનીને એમનામાં જ એક બની જઈને મદદ કરવી એ પંડયાજીની કાર્યપદ્ધતિ. એમની બુદ્ધિની ચમક, દેશભાવનાની ઝલક અને જીવનની સાદાઈ

જોઈને ભલભલા જુવાનિયા એમના તરફ આકર્ષાતા. એમની સાથે એક વાર સંબંધ બંધાયો પછી એ વધતો જ જાય. મહારાજને એમના જુવાનીના કાળમાં એ આદર્શરૂપ હતા. જેમ જેમ એમનો સંબંધ વધતો ગયો, એમ એમ એ એમના પ્રત્યે વધારે ને વધારે આદર બતાવવા લાગ્યા.

એમનું આખું નામ મોહનલાલ કામેશ્વર પંડ્યા. વડોદરા રાજ્યમાં ખેતીવાડી ખાતાના એ સુપરિન્ટેન્ડન્ટ હતા. ઈ. સ. ૧૯૦૬ની સાલમાં પાંચમા જ્યોર્જ પ્રિન્સ ઑફ વેલ્સ તરીકે હિંદુસ્તાનના પ્રવાસે આવ્યા હતા ત્યારે વડોદરા સ્ટેશને ગાયોને તાજી જ દોહીને એમને દૂધ પૂરું પાડવાનું કામ રાજ્ય તરફથી પંડ્યાજીને સોંપાયું હતું. જંતુઘ્ન પદ્ધતિની છેલ્લામાં છેલ્લી શાસ્ત્રીય ઢબે દૂધ દોહાવડાવીને એમણે પંચમ જ્યોર્જની સ્પેશિયલ ટ્રેનમાં દૂધ પહોંચતું કર્યું. પણ એની સાથે સાથે એ જમાનામાં કોઈ જ ન કરે એવું એમણે કર્યું. એવા મોટા માણસ પાસેથી મોકલેલા દૂધનું બિલ લેવામાં પણ એ પાછા ન પડ્યા. એમની હિંમત ઉપર મહારાજ હંમેશ ખુશ રહેતા.

બૉમ્બની શંકા ઉપરથી શરૂઆતમાં એમના ઉપર છૂપી પોલીસનો ડોળો રહેતો હતો. પણ પૂ. બાપુના સંપર્ક પછી એમને અહિંસામાં પૂર્ણ શ્રદ્ધા બેસી ગઈ હતી. ખાદી મારફત જનસેવા કરવામાં તથા આમસંપર્ક વધારવામાં એમને બહુ શ્રદ્ધા હતી. કોઈ પણ મોટી સભા કે પરિષદ ભરાવાની હોય અને એમાં પંડ્યાજી ન હોય એવું ન બને. પૂ. બાપુજી અને સરદારસાહેબ પણ કટોકટીને પ્રસંગે

એમને વિશ્વાસભર્યું કામ સોંપે. ખેડા સત્યાગ્રહ વખતે પૂ. ગાંધીજીએ એમને ડુંગળીચોરનું માનવંતુ ઉપનામ આપ્યું હતું. છેક છેલ્લી ઘડી સુધી એ રાષ્ટ્રીય કાર્યમાં જ જોડાયેલા રહ્યા.

મહારાજ ઉપર એ બહુ વહાલ રાખતા અને એમને નાનાભાઈ જેવા ગણતા. એ મહારાજને મહાસભાની બેઠકોમાં લઈ જાય. મહાન નેતાઓ સાથે ઓળખાણ કરાવે અને રોજ ને રોજ એમને આગળ લઈ જવા મથે.

એ બીજા માટે છૂટે હાથે પૈસા ખરચતા, પણ પોતે એક સાધારણ સ્વયંસેવક જેવી સાદાઈથી રહેતા. જુવાનીમાં એ ખૂબ કમાયા અને એમણે ખૂબ ખર્ચ્યું, પણ રાષ્ટ્રીય કાર્યમાં પડયા પછી અને ખાસ કરીને ગાંધીજીના સંસર્ગમાં આવ્યા પછી એમના જીવનમાં ખૂબ સાદાઈ અને કરકસર આવી ગયાં. એમને કોઈ પણ કામમાં જરૂર પડે તો મહારાજને બોલાવી લે, અને મહારાજના દરેક કાર્યમાં એમનો સાથ હોય જ. પંડયાજીને મળ્યા વિનાના પંદરવીસ દિવસ થઈ જાય તો મહારાજને ચેન ન પડે. એ એમની પાસે જઈને એમનું હૃદય ઠાલવે ત્યારે એમને સુખ વળે. એમનો મહારાજ માટેનો પ્રેમ પણ એવો જ હતો. શરૂઆતમાં મહારાજે ગુજરાતની રેલગાડીઓમાં ન બેસવું પણ પેદલ જ મુસાફરી કરવી એવો નિયમ લીધો ત્યારે એમને ભારે દુ:ખ થયું હતું.

એમનું મૃત્યુ થયું ત્યાર પહેલાં દોઢ માસથી મહારાજ એમને મળી શક્યા નહોતા. પંડયાજી એમને મળવા માગતા હતા. એમણે માન્યું કે ગંભીરા વિદ્યાલયની ઉદ્ઘાટન-

ક્રિયા થવાની છે ત્યાં રવિશંકર મળશે. આથી એ પગે ચાલીને ગભીગ પહોચ્યા. પણ મહારાજ તો એ અરસામાં ઈંદોર ગયા હતા તેથી એમને મળાયું નહિ ત્યાર બાદ એ બોરસદના પ્લેગ નિવારણ કેમ્પમાં ગયા. એમને એમ કે એ ત્યાં મળશે પણ ત્યાય એ ન મળ્યા. ત્યાંથી એ નડિયાદ પહોંચ્યા અને એમને ત્રિદોષ થયો. એમની સારવાર-મા હતા એ બધા કહેતા હતા કે પંડ્યાજી છેક છેલ્લી ઘડી સુધી મહારાજને યાદ કરતા હતા. મરતા પહેલાં થોડી મિનિટોએ પણ એમણે સ્ટેશન પર મહારાજની ખબર પુછાવી. પણ છેલ્લી ઘડીએ મળવાનુ નિર્માણ નહોતું થયું, એટલે મહારાજ શી રીતે મળી શકે? મહારાજે એમનું કામ ઉપાડી લઈને જ એમનુ ઋણ વાળ્યું છે.

## ૫૯. શ્રી વેલચંદભાઈ બેંકર

શ્રી વેલચંદભાઈ એક ચીંથરેબાંધ્યું રતન હતા. એમને જાહેરજનતાના સેવક તરીકે દુનિયાના બહુ ઓછા લોકો ઓળખે છે. દિલમાં ઉચ્ચ ભાવનાઓ અને રાષ્ટ્રપ્રેમ ભરી રાખે અને વખત આવ્યે ત્યાગ કરી છૂટે એવા એ દાનવીર હતા. એ કદી રાષ્ટ્રીય લડતમાં જોડાયા નહોતા, પણ રાષ્ટ્રીય લડત પ્રત્યે એમની સહાનુભૂતિ અને સાથ હંમેશ રહ્યાં હતાં. નામની ખેવના રાખ્યા વિના હજારોની રકમ એમણે મૂગે મોઢે ગરીબોમાં વેરી નાખી છે. ગામડાની ગરીબ જનતાને આથી રાહત પહોંચાડવાની એમનામાં ખૂબ ધગશ હતી, એથી એ અનેક રાષ્ટ્રીય પુરુષોને પોષતા. પંડ્યાજી એમના દિલોજાન દોસ્ત હતા. એમને લીધે જ શ્રી વેલચંદભાઈ સાથે મહારાજને પ્રથમ ઓળખાણ થયેલી. પછી તો આપોઆપ એમનો સંબંધ સ્વતંત્ર રીતે વધતો જ ગયો.

પંડ્યાજીના ઘણા મિત્રો એમને ત્યાં જતા. વેલચંદભાઈ એમાંના કેટલાયને મદદ કરે. કોઈ કોઈ વેલચંદભાઈ-

ને નહવડાવી જતા પણ ખરા. એ ઉદાર હતા પણ સાથે સાથે ગણતરીબાજ પણ એટલા જ હતા. એ લોકમાન્ય તિલકને, પંડિત સુંદરલાલને અને મંઝરઅલી સોખ્તા જેવાને ભીડ વખતે વગર કહ્યે મદદ મોકલાવી આપતા. રાષ્ટ્રીય પ્રવૃત્તિ માટે એમના દિલમાં ખૂબ લાગણી હતી. લાલા લાજપતરાય સાથે પણ એમનો સંબધ હતો. નાણાંના વહી વટમાં એ બહુ કુશળ હતા. એ ભણેલા તો ફક્ત નૉન-મેટ્રિક જેટલુ જ હતા, પણ અગ્રેજી બહુ સારું જાણતા. એમના પિતા બેંકર હતા. અમદાવાદ પાસેના ઉવારસદ ગામના એ વતની હતા. એ લશ્કરમાં ગયેલા ત્યારે એમણે યુરોપિયનોને પૈસા ધીરેલા અને તેમાંથી સારી પેઠે કમાયેલા.

ઈ. સ. ૧૯૨૦માં સ્વ. પંડ્યાજીને મળવા માટે વેલ-ચંદભાઈ કઠલાલ ગયા હતા તે વખતે મહારાજ ત્યા જ હતા પંડ્યાજીએ એમની સાથે ઓળખાણ કરાવી. બીજે દિવસે સવારે પાંચ ગાઉ ચાલીને એ મહારાજનુ સગ્સવણી ગામ જોવા ગયા. ત્યાર બાદ એમનો પરિચય વધતો જ ગયો. એમના ગામમા અગ્રેજી શાળા કાઢી કે એમની દીકરીને પરણાવી ત્યારે પણ એમણે મહારાજને બોલાવેલા. શરૂઆત-માં એ મુબઈ રહેતા પણ પાછળથી એ જમીન રાખીને ગોતામાં રહ્યા હતા એમને જાતમહેનતનો ભારે શોખ હતો. કોદાળી લઈને એ જાતે ખોદે, આંબા રોપે, ગાયોની માવજત કરે અને ખેતરમા જ રહે. એમની હિંમત પણ જબરી હતી.

ઈ. સ. ૧૯૨૨માં ગોતાથી થોડે દૂર વરાદ ગામ છે એ લૂંટાયું. મહારાજને ચિંતા થઈ કે હવે વેલચંદ શેઠ પણ લૂંટાશે. મહારાજે અને પંડ્યાજીએ બન્નેએ એમને ત્યાંથી ખસી જવાની સૂચના કરી પણ એ ખસ્યા નહિ. છેવટે મહારાજ એમને ત્યાં ગયા અને કહ્યું કે આજકાલ રખડિયાટ વધી પડ્યા છે એટલે તમારા જેવાએ અહીં રહેવું સહીસલામત નથી. બેંકરસાહેબે કહ્યું કે પણ હું આપીશ ત્યારે એ રખડિયાટો લેશે ને! અને અહીં મારી પાસે પૈસા ક્યાં છે તે લેશે?

મહારાજ—પણ બધા ક્યાં જાણે છે કે અહીં તમારી પાસે પૈસા નથી? એ લોકો તો મારઝૂડ કરે. વળી જમનાબહેન વગેરે અહીં છે એટલે એવું કાંઈ થાય તો બહુ મુશ્કેલી ઊભી થાય. આપણે પાણી પહેલાં પાળ શા માટે ન બાંધી લેવી?

બેંકરસાહેબ—હું તો અહીંથી નહિ ખસું. જે થવાનું હોય તે ભલે થાય.

એમની હિંમત જોઈને મહારાજ પણ ખુશ થઈ ગયા. મહારાજે થોડા દિવસ માટે ત્યાં જ રોકાઈ જવાનો નિર્ણય કર્યો, એટલે એ વિચારમાં પડ્યા. એમને થયું કે એમને લીધે એક સમાજસેવકને ત્યાં રોકાઈ રહેવું પડે એ તો સારું નહિ. એમણે નિશ્ચય કર્યો કે પોતે સિમલા જવું. અને બે જ કલાકમાં એમણે ત્યાંથી પોતાનો ઘરખટલો ઉઠાવ્યો. એમની પાસે દોઢ પોણા બે મણ ખાદી હતી તે એમણે મહારાજને સોંપી અને કહ્યું કે ગરીબોમાં વહેંચી દેજો. અને એ સિમલા ઊપડી ગયા.

ચારપાંચ માસમાં એ સિમલાથી સારું કમાઈ આવ્યા અને વડોદરામાં મકાન રાખીને રહેવા લાગ્યા. હાજરી કઢાવવા માટે મહારાજને વડોદરા જવાનું થતું ત્યારે એ એમને ત્યાં જ ઊતરતા. બૅંકરસાહેબ એમને બહુ ચાહતા. મહારાજ ગામડેથી ચાલીને આવ્યા હોય ત્યારે એ ભેટી પડે અને ધૂળવાળા પગે પણ એમને ગાદી ઉપર બેસાડે.

એક વખત મહારાજ રાત્રે મોડા આવ્યા હતા, એટલે કોઈને જગાડવા ન પડે એમ માનીને બહાર જ સૂઈ રહ્યા. સવારે જ્યારે બૅંકરસાહેબે આ જાણ્યું ત્યારે એમને બહુ દુઃખ થયું અને કહ્યું કે, 'મહેરબાની કરીને તમારે અમને કાળી રાતે પણ જગાડવા. કોઈ જાગે નહિ તો કમાડ ચીરીને પણ અંદર આવવું, પણ બહાર સૂઈ ન રહેવું.' આવો એમનો ભાવ હતો.

મહારાજને એ વારંવાર પૂછે કે પૈસાબૈસાની જરૂર નથી? પણ મહારાજ ના જ પાડે. કેટલીય વખત એ એમની સાથે કાશ્મીર, આબુ વગેરે સ્થળે પ્રવાસે આવવાનું પણ કહે. પણ મહારાજ કહેશે, 'જોઈશું.'

એમને ગુપ્તદાનનો બહુ શોખ હતો. આથી એમણે જરૂરિયાતવાળા ઘણા લોકોને મદદ કરી હશે. ૧૯૩૦ની સત્યાગ્રહની લડત વખતે એ બોરસદ છાવણીને માસિક ૪૦૦ રૂપિયા મોકલ્યા કરતા. બોરસદ પ્લેગ વખતે એમણે નામઠામ વિના રૂ. ૧૦૦૦) મોકલી આપેલા. લડત પછી એમણે ત્રણ વખત ત્રણ ત્રણ હજાર મોકલી આપ્યા. રાસની સસ્તા અનાજની દુકાનમાં પાંચ હજાર આપ્યા. આમ

નહિ નહિ તો વીસેક હજારનું એમણે ગુપ્ત રીતે દાન કર્યું હશે. મહારાજના ચિ મેધાવ્રતના ગુરુકુળના ભણતરનુ બધુ જ ખર્ચ એમણે જ આપ્યા કર્યું હતું મહારાજમા એમને બહુ શ્રદ્ધા હતી. એટલે જે કામમા મહારાજ હોય તેમા એમને સ્વાભાવિક રીતે મદદ કરવાનુ મન થતુ એમણે અંગ્રેજી કેળવણી કે દવાખાના પાછળ એક પાઈ પણ ન ખર્ચવી એવો નિર્ણય કર્યો હતો

શરૂઆતમા એ શાળાકૉલેજના વિદ્યાર્થીઓને પણ મદદ કરતા, પણ એમને એવુ થઈ ગયુ કે આવુ ભણતર લીધેલા બીજા કોઈને ખપ લાગતા નથી, એટલુ જ નહિ પણ પોતાતી જાતને મદદરૂપ થાય છે કે કેમ એ પણ શંકા જેવુ છે. દવાખાનાં રોગ વધારવામા ઉત્તેજન આપે છે અને માણસને વધારે ભોગવિલાસી બનાવે છે, એવુ એ માનતા હતા

એમને ગાયોનો બહુ શોખ હતો. એટલે એ ગાયો રાખતા અને એમને ત્યાં ગાય વાય એટલે એ કોઈને ત્યા દૂધ ખાવા મોકલી આપે. એ ફરી જાય એટલે પોતાને ત્યા પાછી મગાવી લે.

એમને મહેમાનો બહુ ગમતા અને શ્રી જમનાબહેન જાતે રસોઈ કરીને બધાને હેતપૂર્વક જમાડે. પરંતુ એમણે એક નિયમ રાખેલો કે મહેમાનો માટે કોઈ પણ જાતની ખાસ રસોઈ ન બને જે વારે જે રંધાતુ હોય એ જ મહેમાનને પણ મળે. અને આવવાની તિથિ બાદ કરતાં મહેમાને પણ જમવાનો સમય બરાબર સાચવી લેવો પડે.

સ્વ. પંડ્યાજીના સ્મારક માટે એક લાખ રૂપિયા મહારાજના હાથમાં મૂકી દીધા એમની ઇચ્છા તો એથી પણ મોટી રકમ કાઢવાની હતી, પણ એમનાં નાણાં વિલાયતમાં રોકાયેલાં હતાં. એ એવું માનતા કે નાણું સંઘરીએ તો ગ્રહે નહિ ઉપર જણાવ્યા પ્રમાણે લાખ રૂપિયા સરદારસાહેબને પહોંચાડવાના હતા, પણ એમણે આગ્રહપૂર્વક જણાવ્યું કે એની સાથે એમનું નામ ભૂલેચૂકે પણ ન જોડાવું જોઈએ. એ લાખ રૂપિયા પડ્યા ખાદી સ્મારકમાં રોકવામાં આવ્યા, કેમ કે પંડ્યાજીને ખાદીકામમાં બહુ રસ પેદા થયો હતો.

એમને ખેતીનો બહુ શોખ હતો. વડોદરામાં એમણે બાગ બનાવ્યો હતો એમાં સેંકડો જાતનાં ફળઝાડ ઉછેર્યાં હતા જાતે કોદાળીપાવડો લઈને બાગમાં કામ કરતા રહે. રવિવારનો એમનો રજાનો દિવસ બાગમાં જ જાય. મહેમાનોને બોલાવવા અને ફળ, શેરડી વગેરે ખવડાવવાં એમાં એમને રસ પડતો એ કહેતા કે, 'ભલે ખેડૂતો મને છેતરી જાય પણ ખેતીનું કામ મને ગમે છે. કોઈને સિનેમા જોવાનો શોખ હોય છે તો મને આ જાતનો શોખ છે.'

# ૯૦. શ્રી. અબ્બાસસાહેબ

**સ્વ.** અબ્બાસ તૈયબજી વડોદરાની વરિષ્ઠ અદાલતના મુખ્ય ન્યાયાધીશ હતા એ પદેથી નિવૃત્ત થયા પછી એમને ૪૦૦) રૂપિયાનું માસિક પેનશન મળતુ હતું. એ રાષ્ટ્રીય પ્રવૃત્તિમા કઈ રીતે પડ્યા એ પણ એક રસપ્રદ ઘટના છે

એમણે એમનો અભ્યાસ વિલાયતમા કર્યો હતો અને બહુ મોજશોખમા ઊછર્યા હતા પણ હિંદી મહાસભાના પ્રમુખ શ્રી બદરૂદ્દીન તૈયબજી એમના કાકા થાય, આથી રાષ્ટ્રપ્રેમનુ બીજ એમના કુટુંબમા પડ્યુ જ હતુ

એમની વિલાયતની ઝળકતી કારકીર્દિ જોઈને સ્વ. સયાજીરાવ મહારાજ એમને વડોદરા ખેંચી લાવ્યા અને ઉપર જણાવ્યુ એ ઊચુ સ્થાન આપ્યુ પણ પંજાબના અત્યાચારની તપાસ કરવા માટે જે કમિટી નિમાઈ એમા ગાંધીજીએ એમનુ નામ મૂક્યુ એમણે પંજાબના ક્રૂર અત્યાચારની જાતે જે હકીકતો સાંભળી એથી એમનુ હૃદય દ્રવી ઊઠ્યુ અને ત્યાર પછીથી એમણે પૂ બાપુજીને એમના

તન, મન અને ધન ત્રણેય અર્પણ કરી દીધાં. આ રીતે એ ગુજરાતના કાર્યકરોમાં મોખરે આવીને ઊભા રહ્યા. ખેડા જિલ્લાને એમણે એમના કાર્યક્ષેત્ર તરીકે સ્વીકાર્યો. ખેડા જિલ્લા સમિતિના એ ચૂંટાયેલા પ્રમુખ હતા અને તિલક સ્વરાજ્ય ફાળા માટે એ ૭૦ વર્ષની વૃદ્ધવયે ઉત્સાહપૂર્વક ગામડે ગામડે ફરવા લાગ્યા.

મહારાજને અને એમને પુત્ર પિતા જેવો સંબંધ બંધાઈ ગયો હતો. મહારાજ બબ્બે કલાક સુધી એમના પગ ચાંપે છતાં એમને જરાય કંટાળો ન આવે. અબ્બાસસાહેબને પણ કષ્ટ વેઠવું પડે, છતાં મહારાજ સાથે રહેવાનું બહુ પસંદ પડે.

એક વખત અબ્બાસસાહેબે મહારાજને કહ્યું કે, 'અરે કમબખ્ત, તુ મને હજુ બહારવટિયા કેમ બતાવતો નથી? તુ કહે તો આપણે એક ઊંટ મંગાવીએ અને એના ઉપર બેસીને બહારવટિયાને મળવા જઈએ.' અબ્બાસસાહેબના ભણતર, ઘડતર અને ઉછેર અંગ્રેજી ઢબે થયેલા હતાં એટલે આપણુ ગ્રામજીવન એમને માટે સાવ નવુ હતું. પણ એ ગ્રામજીવનમા બંધબેસતા થવાના એમને બહુ કોડ હતા, એથી એ આવો પ્રશ્ન પૂછતા હતા.

થોડા દિવસ પછી મહારાજે ચલાવી વણસોલની સભાનું કામ પતાવ્યા પછી શ્રી. છોટાલાલ વ્યાસ સાથે પોર ગામમાં જવાનુ ગોઠવ્યુ અને અબ્બાસસાહેબને કહ્યુ કે આજે તો આપણે બહારવટિયાઓના ગામમાં જવાનું છે. આ સાંભળીને રોઝા ખુશખુશ થઈ ગયા. સાથે એક ડબ્બામાં

થોડો ઘસિયો ભરી લીધો અને ગાડામાં પોર ભણી ચાલી નીકળ્યા. વચ્ચે થામણા ગામ આવ્યું, ત્યાંના લોકોએ એમને રોકવાનો બહુ પ્રયત્ન કર્યો પણ ઉતાવળથી પાછા ફરવાનું છે એમ કહીને કોઈ રોકાયું નહિ. બપોરે બાર વાગ્યે ગાડું પોર પહોંચ્યું. એ વખતે ગામમાં કોઈ માણસ દેખાતું નહોતું. મહારાજ વગેરે મહાદેવના ઓટલે બેઠા હતા. પાછળથી નજીકની ધર્મશાળામાં એમણે ઉતારો કર્યો. શ્રી. છોટાલાલ વ્યાસ જમવા વગેરેની વ્યવસ્થા કરવા ગયા.

ડોસા વિલાયત જઈ આવ્યા હતા, પણ એમને ખાવા-પીવાની બહુ લાલસા ન હતી. આ ન મળે છતાં દિવસો સુધી ચલાવી શકતા. હાથ પગ ધોયા પછી મહારાજે ઘસિયો કાઢ્યો. ડોસાએ પણ એ થોડો ફાક્યો. ઘસિયો દાઢીમાં ભરાયો એટલે મહારાજ હસવા લાગ્યા.

ડોસા—કમબખ્ત ! હસે છે શું ?

મહારાજ—દર્પણ લાવું તો દેખાય.

એટલામાં શ્રી. છોટાલાલ વ્યાસે ખીચડી રાંધવાની વ્યવસ્થા કરી. ખીચડી અડધી તૈયાર થઈ એટલામાં બીજા બે સ્વયંસેવકો આવ્યા, એટલે પાછળથી થોડી ખીચડી ઉમેરી. દસ મિનિટ નહિ થઈ હોય ત્યાં તો બીજા ત્રણ આવ્યા. એટલે ફરી ખીચડી ઉમેરી. આ રીતે ખીચડી ત્રણ થરે ચડી એટલે થોડી કાચી પણ રહી ગઈ, અને થોડી દાઝી પણ ગઈ. બધા સાથે અબ્બાસસાહેબે પણ આવી કાચી-પાકી ખીચડી અને દહીં ખાધું.

રાત્રે ધર્મશાળામાં ગામના લોકો ભેગા થયા અબ્બાસ-

સાહેબને ગુજરાતી બોલવાનો બહુ મહાવરો નહોતો. એમ છતાં એ એમની કાલી ગુજરાતીમાં લોકો સાથે વાતો કરવા લાગ્યાઃ 'તમે ટેકાયટી કરો છો એ ખોટુ કહેવાય ગરીબ લોકોને દુ:ખ દો છો એ સારું નહિ. વગેરે.' પણ લોકોને એમની ભાષામાંથી બહુ ઓછુ સમજાયુ હશે. પછી મહારાજે એમની ગામડી ભાષામાં અબ્બાસસાહેબ કોણ છે, એમણે કેવો ત્યાગ કર્યો છે, અને એ શું કહે છે, એ બધુ સમજાવ્યુ, અને નીતિને રસ્તે ચાલવાથી જ માણસ સુખી થાય છે એ ગાંધીજીનો સદેશો પણ સમજાવ્યો.

સભાનું કામ પૂરું થયા પછી રાતોરાત જ ઉમરેઠ જવા ઊપડયા, પણ ગાડામાં બેઠા કે તરત ડોસાને તાવ ચડયો. થામણાની ભાગોળે ફરી લોકો ભેગા થયા અને આગ્રહ કરીને બધાને ત્યાં જ રોકયા. બીજે દિવસે સવારે વડોદરાની ગાડી પકડવાના હેતુથી ઉમરેઠ પહોંચ્યા, પણ 'ઉમરેઠના ડૉ. કેશવલાલ ત્રિવેદીએ બહુ આગ્રહ કરીને એમને ત્યાં રોકી લીધા. એમણે કહ્યું કે, "હું તો ડોસાને સાજા કરીને જ ઘરે જવા દઈશ."

અને ખરેખર એમણે પ્રેમભરી શુશ્રૂષા કરી. એમનો મીઠો અને મિલનસાર સ્વભાવ, ઘરનુ પવિત્ર અને સંસ્કારી વાતાવરણ હરકોઈના ઉપર સુંદર છાપ પાડે એવાં હતાં. મહારાજને પણ આ પ્રવાસમાં થોડુ વાયુ થયુ લાગતુ હતુ. ડૉકટરે એમને સૂંઠના બે લાડુ બનાવી આપ્યા. મહારાજ એ બન્ને ખાઈ ગયા. પાછળથી ડૉકટરસાહેબે પૂછ્યું, 'હવે કેમ છે તમને?' મહારાજે કહ્યુ કે, 'સારુ છે.' પણ જ્યારે

## ૬૧. સરદારસાહેબ

સરદારસાહેબની કડકાઈ વિષે સમાજમાં 'અનેક જાતના ખ્યાલો વહેતા મુકાયા છે. આથી કેટલાક તો એમને જોઈને જ દૂર દૂર ભાગ્યા કરતા હોય છે. પણ એમનું હૃદય મુલાયમ માખણ જેવું છે, એ તો એમની નજીકમાં રહેલાઓ જ જાણી શકે છે.

મહારાજ કહે છે કે, "મારે સરદારસાહેબ સાથે બોલવાનોય સંબંધ ન હતો ત્યારથી, એ પંડયાજી મારફત મારી સંભાળ લીધા કરતા. મારી દરેક પ્રવૃત્તિમાં એ રસ લેતા, અને મને કોઈ અડચણ ન પડે એ માટે દૂર રહ્યા રહ્યા પણ ખબર પૂછયા કરતા. પંડયાજીને એ ઘણીવાર પૂછી લેતા કે એ કોઈ આર્થિક મૂંઝવણમાં તો નથી ને?"

'એ વાત સાચી છે કે એમનામાં માણસને ઓળખી પાડવાની અજબ શક્તિ છે. એ બહુ વાતો નહિ કરે પણ કોણ કોણ ક્યાં રહીને શું કરે છે એની બધી માહિતી મેળવી લે. આપભોગથી કામ કરનારાઓને એ એમની

ડૉક્ટરસાહેબે કહ્યું કે તમને આપેલી દવા પાંચ૭ દિવસ ચાલશે, અને બધાએ જાણ્યું કે મહારાજ તો એક જ ટકે બન્ને લાડુડી ખાઈ ગયા છે ત્યારે બધા જ ખડખડાટ હસી પડ્યા

ત્રણ દિવસ પછી મહારાજ અબ્બાસસાહેબને વડોદરા પહોંચાડી આવ્યા એમના કુટુંબના દરેક સ્વજન સાથે મહારાજ હળી ગયા હતા બધા એમના તરફ પ્રેમ અને આદર રાખતા હતા અબ્બાસસાહેબના મોઢેથી તો જ્યાં ત્યાં મહારાજના વખાણ જ થતા હોય

એમનો સ્વભાવ બહુ ઉદાર હતો ત્રીસની લડત દરમ્યાન એમનું પેનશન બંધ કરવામાં આવ્યું હતું પાછળથી એ ફરી ચાલુ કરવામાં આવ્યું ત્યારે એમના હાથમા એક સામટી મોટી રકમ આવી એમાથી એમણે એક હજાર ખેડૂત રાહતફંડમા આપ્યા અને એક હજાર બીજી પરચૂરણ રાહતોમા આપ્યા એમના ઉદાર સ્વભાવને કારણે પાછળ એ મોટી થાપણ નહોતા મૂકી ગયા એ જીવતા હતા ત્યારે જ કહેતા હતા કે હું મરી જાઉં તોય મને ડર નથી, કેમકે કયામત વખતે મારે શરમાવું પડે એવું નથી

મહારાજા સયાજીરાવ સાથે એમને એટલો ઘનિષ્ટ સંબંધ હતો કે ૧૯૨૧મા મહારાજાસાહેબ નાયગરાનો ધોધ જોવા ગયા હતા ત્યારે ત્યાથી એમના ઉપર એક પત્ર લખીને એમને ત્યાંનું દૃશ્ય જોવા માટે ખાસ આમંત્રણ આપ્યું હતું પણ ડૉસા એ વખતે ગાંધીરંગે એટલા રંગાઈ ગયા હતા કે એમણે એમને જવાબમા જણાવ્યું કે, "નાયગરાના

ઘોઘથી પણ ચડિયાતો ઘોધ અહી વહી રહ્યો છે એને હમણા હું ઝીલી રહ્યો છુ"

ધારાસણાની ધાડ વખતે ગાધીજીએ એમની પછી દાંડી કૂચની ટુકડીની આગેવાની લેવાનું માન આ બુઝર્ગ વીરને સોપ્યુ હતુ, અને ખરેખર એમણે આ શોભાવ્યુ હતુ એમની પવિત્રતા જોઈને કોઈ પણ માણસ એમના પ્રત્યે માનની નજરે જુએ એવા એ પુરુષ હતા

એમની નિખાલસતાનુ દશ્ય તો એ એમના ગામડાના પ્રવાસના અનુભવો એમના પત્ની પાસે રજૂ કરે એમાથી જોવા મળે છે ગામડામા બધે નહાવાની ઓરડીઓ હોતી નથી કે જાજરૂ પણ હોતા નથી અને એ તો શહેરી ઢબે જ ઊછરેલા, એટલે ગામડાના જીવનમા બધબેસતા થવુ એ એમને માટે અઘરુ કામ હતુ એમ છતા સંકોચ સાથે એ ખુલ્લામા બેસીને નાહ્યા, ખુલ્લા મેદાનમા જાજરૂ ગયા, અને સ્ટેશનથી ઘર સુધી બિસ્તરો ઊચકી લાવ્યા એનુ વર્ણન કરતા એ પોતે કહે છે કે, 'ગાધીજી સાથે ફરવાથી મારામાં ખૂબ શક્તિ વધી ગઈ છે આ વખતે તો હુ ખુલ્લામા ટટ્ટી ગયો ! ખુલ્લામા બેસીને નાહ્યો ! અને સ્ટેશનથી ઘર સુધી બિસ્તરો ઊચકી લાવ્યો !'

હિંદુમુસ્લિમ એકતાનો એ જીવતો જાગતો નમૂનો હતા ગાધીજી અને દેશ માટે એમને અત્યત માન અને પ્રેમ હતા એમની એકનિષ્ઠા એવી હતી કે લીધુ કામ એ કદી છોડે જ નહિ

ઢબે કામ કરવા દે છે અને એમની કોઇ મુશ્કેલી હોય, તો એ કોઈ જાણે પણ નહિ એ રીતે જાણી લે અને એમાં મદદ પહોંચાડી દે.

જૂનાગઢની આરઝી હકૂમતવાળા શ્રી રતુભાઈ અદાણી હવે તો બહુ જાણીતા થઇ ગયા છે, પણ એ તરવડામાં બેમીને બેઠું કામ કરતા હતા અને એમની કસોટી થઈ રહી હતી, એ વખતે મહારાજને બોલાવીને સરદારસાહેબે કહ્યુ કે, "પેલા જુવાનિયાઓ કાઠિયાવાડમાં કામ કરે છે એમને જોઈ આવજે, અને એમને કાંઈ જરૂર હોય તો મારી પાસેથી લઈ જજે." આ એક નથી, પણ આવા તો અનેક કિસ્સાઓ છે.

કાઠિયાવાડમાં જ છગનલાલ કરીને એક સુદર નવજુવાન હતા. તે કુટુંબ સાથે પાંચતલાવડામાં રહેતા હતા, એમણે એવો આગ્રહ રાખ્યો હતો કે કાંતણ પિંજણ અને વણાટ દ્વારા એમના કુટુબની જરૂરિયાત પૂરતુ મેળવી લેવુ અને સાથે સાથે ગામનાં સેવાકાર્યો કરવાં. એ રીતે એમને જીવનનિર્વાહમાં ખૂબ તંગી પડતી હતી. પણ એ કોઈની પાસે હાથ લાંબો કરે એવા નહોતા. ગુજરાતના છેટલે ખૂણે શુ ચાલે છે એની બાતમી પણ સરદારસાહેબ પાસે પહોંચી જતી. તો પછી આ ધ્યેયવાદી ઉત્સાહી જુવાન કાર્યકર્તા એમના ધ્યાનબહાર કેમ જાય? એક વખત મહારાજને બોલાવીને એમણે કહ્યુ કે, "પેલા છગનભાઈ અને એમના મિત્રો એમનાં હાડ ઘસી નાખવા બેઠા છે, તે એમને કાંઈક સમજાવોને. એમને સમજાવીને જે કાંઈ

જરૂરિયાત હોય એ લેવાનું કહો; નહિ તો સેવા સેવાને ઠેકાણે રહી જશે."

ખુદ મહારાજની પુત્રીનું લગ્ન થવાનું હતું ત્યારે પંડ્યાજીને બોલાવીને એમણે કહ્યું કે, "હવે ખર્ચ ક્યાંથી કાઢશો? જરૂર હોય તો રકમ લેતા જાવ." પંડ્યાજીએ કહ્યું કે, 'એમણે ના પાડી છે.' આમ સરદારસાહેબને કાર્યકર્તાઓ માટે બહુ મમત્વ હોય છે. શરૂઆતમાં એ માણસને નિહાળ્યા કરે છે, એની કસોટી પણ થવા દે છે. પણ એની સચ્ચાઈ વિષે ખાતરી થાય છે પછી એ એની પુત્રની માફક સંભાળ રાખે છે. એ એના મોઢે બહુ વાતો નહિ કરે કે લાંબા પત્રો પણ નહિ લખે. પણ વિશ્વાસ બેસી ગયો એટલે એ કાર્યકર્તાની એ દૂર રહ્યા રહ્યા પણ ચિંતા કર્યા કરે છે. એના કામને આગળ ધપાવવામાં તેમજ એને બહાર મૂકવામાં પણ એ સાથ આપે છે. પણ સાચું કામ કોણ કરે છે અને ઉપરનો દેખાવ કોણ કરે છે, એની એમને તરત સમજ પડી જાય છે.

કેટલાક એવું માને છે કે સરદારસાહેબ ગાંધીજીના શિષ્ય ખરા, પણ ગાંધીજીની અહિંસા—અહિંસાને એ ગજવામાં ઘાલીને ફરે. એ પણ એક મોટામાં મોટી ગેરસમજ છે. સરદારસાહેબે ગાંધીજીના જીવનમાંથી આપણે કોઈએ ઝીલ્યું છે એના કરતાં વધારે તત્ત્વ ઝીલ્યું છે. પૂ. બાપુજી માટે એમના દિલમાં અનહદ પ્રેમ અને અતૂટ શ્રદ્ધા હતાં. બાપુજીના સંસર્ગથી એમના જીવનમાં ભારે પરિવર્તનો થયાં છે. બીજાઓ માફક એ મોઢેથી બોલી બતાવે કે

આવેશમાં આવી જઈને હાલી ઊઠે એવા એ પુરુષ નથી, પણ એમના દિલમાં તો ભાવનાના ઢગલા ભર્યા છે.

રવિશંકર મહારાજ માટે એમના દિલમાં કૂણી લાગણીઓની સેર વહ્યાં કરે છે. અને એમની એ મીઠી નજરમાંથી મહારાજ પણ બળ અને પ્રેરણા મેળવતા હોય છે. એમનો પડ્યો બોલ ઝીલવાની એ હમેશ તૈયારી રાખે છે. સરદારસાહેબ ગુજરાતમાં આવે કે અહીંનું કોઈ પણ મોટું કામ ઉપાડે, ત્યારે મહારાજને સૌથી પહેલા બોલાવે એવો એ બન્નેનો સંબંધ છે.

એ બન્ને વચ્ચેનો સંબંધ હંમેશાં શુદ્ધ અને સાત્ત્વિક રહ્યો છે. કોઈના મનમાં કદી કોઈનો અઘટિત લાભ લેવાની વૃત્તિ નથી જાગી, કારણ કે બન્ને પાટણવાડિયા કોમનું હિત ચાહતા હતા અને પોતપોતાની રીતે એ દિશામાં કાંઈક ને કાંઈક કરી છૂટવા માગતા હતા. આથી બન્ને એકબીજાના પૂરક બની રહ્યા અને બન્નેને એકબીજાના કામમાં સહકાર મળ્યો. આપણી ગુલામીને કારણે આજ સુધી આપણા પ્રજાસેવકો અને સરકારી અધિકારીઓ વચ્ચે કારણ વિના પણ અવિશ્વાસ રહ્યો છે, જાણે કે એક-બીજાની આંખ લજ્જા કરતી ન હોય! જો કે ૧૫મી ઑગસ્ટ પછી એ સ્થિતિમાં બહુ ભારે પલટો આવ્યો છે. હવે તો એ અધિકારીઓ પણ આપણા જ માણસો બની રહ્યા છે. પણ સ્વાતંત્ર્ય નહોતું આવ્યું એ જમાનામાં પણ વડોદરા રાજ્યના અધિકારીઓમાં મહારાજની એવી છાપ પડી હતી કે એ બીજાઓ જેવા લડાકુ નથી પણ પ્રજાના સાચા સેવક છે. આથી અમલદારો તરફથી પણ એમના કામમાં ઘણી સરળતા મળી રહેતી. આ જાતની છાપ બંધાવામાં ધાડગેસાહેબનો હાથ પણ ઓછો ન ગણાય. એ અમલદારો સાથે મહારાજની ઓળખાણ પણ કરાવી આપતા અને મહારાજ વિષે અમલદારોને પણ કહેતા.

એ બન્ને મળે ત્યારે ૧૫–૨૦ મિનિટથી લાગે જ લાંબું બેસતા, પણ ઝટઝટ એકબીજાના પ્રશ્નો ઊકલી જતા, અને દિવસે દિવસે એકબીજાનો સંબંધ મીઠો થતો જતો. આજે ધાડગેસાહેબ સરકારી નોકરીમાંથી નિવૃત્ત થયેલા છે, પણ મહારાજનો એમની સાથેનો મીઠો સંબંધ હજુ આજેય ચાલુ છે.

## ૬૩. હરિપુરા મહાસભા

હરિપુરા મહાસભાએ ગુજરાતને અને આખા દેશને એક નવું જ દૃશ્ય પૂરું પાડ્યું હતું. ગાંધીજી મહાસભામાં દાખલ થયા ત્યારપછી એમણે એમાં અનેક ક્રાન્તિકારી ફેરફારો કરી નાખ્યા. નાતાલની રજાઓમાં થોડા ભણેલા વકીલદાક્તરો એકઠા થાય, ભાષણ કરે અને અરજી કરવાના ઠરાવો કરીને સૌ પોતપોતાને સ્થાને પાછા વિખેરાઈ જાય. એને બદલે આજે બારેય માસ અને ચોવીસે કલાક કામ કરતા કાર્યકર્તાઓવાળી, દેશભરમાં વ્યાપેલી અને હિંદને સ્વાતંત્ર્ય અપાવનારી દેશની મોટામાં મોટી સંસ્થા તે હિંદી રાષ્ટ્રીય મહાસભા છે. આજે એના એક ઠરાવથી આખા દેશભરમાં આંદોલન જાગે છે. એના એક શબ્દથી સરકાર સ્થાય છે અને એના એક અવાજથી દેશનાં સેંકડો રજવાડાં ભૂંસાઈ જાય છે, કેમકે એની પાછળ આખી આમજનતાનો ટેકો ઊભો છે.

પણ વર્ષોથી મહાસભાનાં અધિવેશનો શહેરોમાં જ ભરાતાં. ગાંધીજીએ બૂમ મારી કે કોંગ્રેસે હિંદુસ્તાનની આમ-

જનતાના સાચા પ્રતિનિધિ બનવું હોય તો એનાં અધિવેશનો ગામડાંમાં ભરવાં જોઈએ. ગ્રામજનતાને એની પ્રવૃત્તિઓમાં સક્રિય રસ લેતી કરવી જોઈએ. એ સૂચના અનુસાર ગામડાંની પહેલી કોંગ્રેસ ફૈઝપુરમાં ભરાઈ અને ત્યારપછી આવ્યો ગુજરાતનો વારો. એ ગાંધીજીની આજ્ઞા કોનું ઉથાપે ? ગુજરાતના કાર્યકરો ગામડાંમાં પણ કાંઈક ભવ્ય કરી બતાવવા માગતા હતા. અધિવેશન કયા જિલ્લામાં ભરવું, સુરત કે ખેડામાં ! એની હરીફાઈ ચાલતી હતી. સરદાર-સાહેબનું કહેવું એવું હતું કે બાપુ કહે ત્યાં ભરવું. છેવટે શ્રી નરહરિભાઈ પરીખ, શ્રી પન્નાલાલ ઝવેરી અને મહારાજ એ ત્રણની બધાં સ્થળો જોઈને હેવાલ રજૂ કરવા માટે એક સમિતિ નિમાઈ. આ સમિતિએ તાપી નદીના કિનારે આવેલા મબલક પાણીવાળા એક લાંબા પહોળા પ્લૉટને માટે ભલામણ કરી. પૂજ્ય બાપુજીએ પણ એના ઉપર મહોર મારી. કઠોર અને હરિપુરા ગામની નજીકનો એ પ્લૉટ હતો એથી એને હરિપુરા મહાસભાનુ નામ મળ્યું.

સ્થળ નક્કી થયા પછી તો તડામાર તૈયારીઓ ચાલી. ત્રણ મહિનામાં એક વેરાન જંગલ હતું ત્યાં વિઠ્ઠલનગર નામનું ભવ્ય નગર બની ગયું. આખા ગુજરાતના કાર્યકરો અને સ્વયંસેવકો એ કામમાં લાગી ગયા હતા. નગર-રચનામાં એક નિપુણ ઇજનેર શ્રી ગુલાટીજી તથા બીજા એમના સાથીઓ કામે લાગી ગયા હતા. નગર શણગારવા માટે બંગાળમાંથી શ્રી નંદબાબુ તથા એમની મંડળી અને આપણે ત્યાંથી શ્રી રવિશંકર રાવળ તથા કનુ દેસાઈની મંડળીઓ ત્યાં આવી પહોંચી હતી. નગરનો વિસ્તાર એટલો

ધામો પહોળો હતો કે એક છેડેથી બીજે છેડે જવા માટે વાહનનો ઉપયોગ કરીએ તો જ પહોંચી વળાય એવુ હતું મહાત્માજીએ કોંગ્રેસને ગામડામા લઈ જવા કહ્યુ પણ કાર્યકરો એવા ઉત્સાહમાં આવી ગયા કે એમણે ગામડામાં ઇન્દ્રપુરી જેવી નગરી ખડી કરી અનેક દરવાજા અને કોટ કાંગરાવાળી એ નગરી અનેક વિભાગોમા વહેચવામા આવી હતી મોટા મોટા સભામંડપો, પ્રદર્શન, ગૌશાળા, બજારો, ભોજનાલયો, કાર્યકર્તા વિભાગ, પ્રતિનિધિ વિભાગ, મહેમાન વિભાગ, સ્વયંસેવક વિભાગ, ગ્રામજનતા વિભાગ, આવુ દોઢ લાખની વસ્તીનું એ નગર બન્યુ હતુ એનો મુખ્ય રસ્તો ૧૫૦ ફૂટ પહોળો હતો એ નગરમાં બગીચા હતા, વાહનગાયો હતાં અને એ બધાનો વહીવટ કરવા માટે અનેક ખાતાં હતા આખા નગરની વ્યવસ્થા સ્વયંસેવકો મારફત થતી હતી આખા નગરની સ્વચ્છતા પણ સ્વયંસેવકો મારફત થતી હતી અને ભોજનવ્યવસ્થાનું કામ પણ સ્વયંસેવક અને સેવિકાઓએ જ ઉપાડી લીધુ હતુ

ઈ સ ૧૯૩૮ના ફેબ્રુઆરી માસની તારીખ ૧૯–૨૦ અને ૨૧ આ ત્રણ દિવસો ગુજરાતના ઇતિહાસમા સ્મરણીય બની ગયા કોઈ કોઈ એ નગરને વાંસનગર પણ કહેતા હતા, કેમકે નંદલાલબાબુએ એ આખા નગરને વાંસથી સુશોભિત બનાવ્યું હતુ સ્વચ્છ પાણી પૂરું પાડવા માટે તાપી નદીના પટમાં જ એક મોટું વૉટર વર્કસ ઊભું કરવામા આવ્યુ હતું દેરોજ નળ, વીજળીબત્તી, બજાર અને મુતરડીની વ્યવસ્થા હતી, જાણે કાયમ માટે જ આ નગર ન

વસાવ્યું હોય એવી એની તૈયારી હતી. આ બધાની શોભારૂપ ઝંડાચોકમાં એક મોટો ત્રિરંગી ઝંડો ફરકાવવામાં આવ્યો હતો. એ અધિવેશનના પ્રમુખ શ્રી સુભાષ બોઝનું ૫૧ બળદ જોડેલા રથમા ભાવભર્યું સ્વાગત કરવામાં આવ્યુ. ત્યાંની ખુલ્લી બેઠકમાં તેમજ મહાસમિતિની બેઠકમાં આપણા દેશના ભાવિના ગંભીર પ્રશ્નો ચર્ચાયા અને પોતાના આગેવાનોના શબ્દો એકકાન થઈને માનવમેદની સાંભળી રહી હતી.

આવી ભવ્ય વ્યવસ્થાના કામમાં મહારાજ ન હોય એવુ કેમ બને ? ત્રણ મહિના અગાઉથી એ કામે વળગી ગયા હતા. આ અધિવેશનના રસોડાઓમાં હાથે છડેલા ચોખા હાથચક્કીએ દળેલો લોટ અને ગાયનું દૂધ વાપરવાનો આગ્રહ રાખવામાં આવ્યો હતો અને એ મારફત ગ્રામજનતાને ગ્રામઉદ્યોગના ઉત્તેજનનો પ્રત્યક્ષ પાઠ આપવો તથા ગામડાના લોકોને બે પૈસાનો ફાયદો કરી આપવો, એ હેતુ હતો.

મહાસભાનું અધિવેશન જોવા આવનાગ હજારો ગ્રામવાસીઓ માટે સસ્તુ રસોડુ કાઢ્યુ હોય તો સારુ એવો વિચાર સ્યાદલાવાળા શ્રી મોરારભાઈ પટેલે રજૂ કર્યો. મહારાજને એ ગમી ગયો, અને એમણે ગામડે ગામડે ફરીને હાથછડના ચોખા ઉપરાવવા માંડ્યા. બારડોલીને આંગણે પ્રાંતપ્રાંતના આગેવાનો અને મહેમાનો આવવાના હતા, એમનું ભાવભર્યું સ્વાગત કરવાના ઉમગમાં અંગ્નિલાને હાથ પણ ન અડાડે એવી બહેનોએ મણ મણ ચોખા હાથે છડીને મહારાજને ભેટ આપ્યા. મહારાજ બારડોલી

ઉપરાંત જલાલપુર, પારડી, વલસાડ અને ચીખલી તાલુકાઓમાં તેમજ થાણા જિલ્લાનાં કેટલાંક ગામોમાં પણ ફરી વળ્યા. બીજા પણ કેટલાય કાર્યકરો બારડોલી તાલુકાના ઘેરે ઘેરે પહોંચી ગયા હતા અને લગભગ ત્રણ હજાર મણ ચોખા એકઠા થઈ ગયા. પછી મહારાજ મોટા કિસાન રસોડાનાં લાકડાં ખરીદવા ઊપડયા, વાસણ ઉઘરાવવા નીકળ્યા. આમ જે જે કામ આવ્યું તે બધું કર્યું. એ કામની વિશાળતાનો ખ્યાલ આપવા માટે એટલું જણાવવું પૂરતું થઈ પડશે કે ત્યાં વાપરવા માટે લોકોનાં એટલાં વાસણ માગી લાવવાં પડ્યાં હતાં કે એને વહી લાવવાનું ભાડું જ રૂપિયા ચાર હજાર થયું હતું.

આ મહાસભાના બે મુખ્ય રસોડાં હતાં. એમાંનું એક જનરલ રસોડું. એનો કારભાર શ્રી ગવરુભાઈ મણિભાઈ પટેલ અને નાનાભાઈ ભટ્ટ જેવા અનુભવી પુરુષોના હાથમાં હતો. મોટા કિસાન રસોડાની બધી જવાબદારી મહારાજે પોતે ઉપાડી લીધી હતી. એમાં એમને શ્રી છોટાલાલ વ્યાસે પણ મદદ કરી હતી. મહારાજ કહે છે કે અમારા રસોડામાં પહેલે દિવસે ૭૦૦ મણ ચોખા, ૨૦૦ મણ દાળ અને ૫૦૦ મણ શાક બનાવ્યાં હતાં. પીરસવા માટે ૧૫૦૦ સ્વયંસેવકો હતા, પણ એ બધા જનરલ રસોડામાંથી છૂટા જ ન થઈ શક્યા. આથી મહારાજે કિસાનોમાંથી જ સ્વયંસેવકો બનાવી લઈને કામ આગળ ધપાવ્યું. પીરસનારાની અછતને લીધે જ પહેલે દિવસે ૫૦ મણ રાંધેલો ભાત વધી પડ્યો. પણ બીજે દિવસથી એટલો જ ભાત રાંધવા છતાં એક પણ દાણો વધે

નહિ એવી વ્યવસ્થા એમણે ઊભી કરી લીધી. ફક્ત ૭ પૈસામાં મહારાજ જે આવે એને માંડવા નીચે બેસાડીને ધરાઈને દાળ, ભાત, શાક ખવડાવતા અને ઉપર અડધો તોલો ઘી આપતા. ગામડે ગામડેથી આવેલા ગરીબ કિસાનોને આ વ્યવસ્થાથી બહુ સગવડ મળી રહી. જે કોઈ એ જોવા આવતું એ પણ ત્યાંની વ્યવસ્થા જોઇને રાજી થયા હતા.

આવા મોટા કામમાં માણસને અનુભવ પણ અનેક પ્રકારના થાય છે. એ ખાટા પણ હોય છે, અને મીઠા પણ હોય છે.

મહારાજ કહે છે કે, "હરિપુરાના મારા ભાગે આવેલા કામમાં હું સફળ થયો કે આપણું હરિપુરાનું બધુ કામ શોભ્યું એનો બહુ મોટા જશ સ્વયંસેવકો તથા કાર્યકર્તાઓને જાય છે. કેમકે એમણે અથાગ પરિશ્રમ ઉઠાવ્યો હતો." એમ છતાં એમાં એમને કેટલીક ખામીઓ પણ જણાઈ હતી.

એક વખત લોકોની પંગત જમવા બેઠી હતી. એક વખત પિરસાઈ ગયું હતું. એટલામાં એક સ્વયંસેવકે હાથ ખંખેરતા ખંખેરતા કહ્યું: 'હવે અમે જઈશું. વખત થઈ ગયો છે. અમારા કેપ્ટનનો હુકમ છે.'

મહારાજ — આ પંગત જમી ઊઠે નહિ ત્યાં સુધી ન જવાય.

સ્વયંસેવક — પણ અમારો વખત થઇ ગયો છે અને કેપ્ટનનો હુકમ છે.

મહારાજ — તમારે જવુ હોય તો આ જમનારાને પૂછી જુઓ

મહારાજે જેમ જેમ રોકાવાનો આગ્રહ કર્યો તેમતેમ પેલો ભાઈ વધારે દલીલો કરવા લાગ્યો

મહારાજ — ભાઈ, હુ તારા જેટલું ભણેલો નથી એટલે મને તારી દલીલોમા બહુ સમજણ નહિ પડે પણ આ ઉપાડેલુ કામ અધૂરુ છોડીને ન જવાય એટલી શિસ્ત ની વાત હુ સમજુ અને તમારે પણ આ પૂરુ કરીને જ જવુ જોઈએ.

સ્વયસેવક — આગળથી કોંગ્રેસ જોવાય નહિ તો મને એની પરવા નથી હુ પીરસવા તૈયાર છુ પણ રગજિયાત— રગજિયાત નહિ.

મહારાજ — તમને જે રીતે સમજાય એ રીતે કામ કરો અશિસ્ત ન હોવાય એટલુ હુ સમજુ

પછી તો બધા સ્વયસેવકોએ ઠેઠ સુધી કામ કર્યું અને ત્યાથી છૂટા પડ્યા ત્યારે હસતે મોઢે વિદાય લીધી કેમકે પીરસતાં પીરસતાં તો મહારાજે એમને હસતે મોઢે અનેક પાઠ શીખવી દીધા મહારાજ તો માને છે કે પીરસવુ એ પણ એક કળાનું કામ છે ગમે તે માણસને એવા કામે ન જ લગાડી દેવાય મહારાજ સ્વયસેવકની શિસ્ત તરીકે એવુ પણ માને છે કે આપણી જગ્યા લેનારો બીજો માણસ આવે નહિ ત્યાં સુધી આપણાથી આપણને સોંપાયેલુ જવાબદારીનું કામ આપણો સમય થઈ ગયો હોય છતા ન છોડી શકાય કેટલાય સ્વયસેવકોને પોતાની ફરજમાંથી આઘાપાછા થતી વખતે એમની આ ટકોર સાભળવી પડી હશે.

મહારાજના રસોડાના ઘાણ એવા મોટા હતા કે પહેલે દિવસે એમને શાક સમારવા માટે જ ૩૫૦ સ્વયંસેવકો બેસાડવા પડ્યા. આમ શાક સમારવું ત્યાં પોસાય એવું નહોતું. એટલે એમણે માંડવા બાંધવા આવેલા દસ સુથારોને ૧ાા રૂપિયાનો રોજ ઠરાવીને વાસલાથી જ શાક સમારવા માટે બેસાડી દીધા. રાત્રે આઠ વાગ્યે બેસે અને સવારના ૭ થાય ત્યાં ૫૦૦ મણ શાકનો ફેંસલો થઈ જાય.

પહેલે જ દિવસે દાળ કરવાની હતી. એ વખતે લિબોઇઓ પૂરતા પ્રમાણમાં નહોતી. આથી રસોઇયા મૂંઝાતા હતા. આ મુશ્કેલી જોઈને ભાઇ ઈશ્વરલાલ ઊપડ્યા અને ગોળ બનાવવાના તાવડા ઉપાવી લાવ્યા પણ એ એકેએક તાવડો કાણો હતો. એમાં દાળ શી રીતે થાય? ઈશ્વરલાલે કહ્યું કે જરાય ગભરાશો નહિ ચૂલામાં સખત ભડકો કરો એટલે પેલાં કાણાં આપોઆપ પુરાઈ જશે. ખરેખર એમણે એમનો વિજ્ઞાનનો પ્રયોગ વ્યવહારમાં ઉતારી દીધો, અને રસોડું ચાલ્યું ત્યાં સુધી એ તાવડાઓમાં સુંદર દાળ બની.

જનરલ રસોડામાં પંજાબી તથા મદ્રાસી માટે બે અલગ રસોડાં રાખ્યાં હતા, જેથી એ દૂરના ખાસ ઢબથી ખાનારા-પીનારાઓની સગવડ બરાબર સચવાય. ત્યાં પ્રમાણમાં ઘી છૂટથી વપરાતું હતું. આપણા એક ગુજરાતી વિદ્વાન સર્જન એ રસોડામાં જતા હતા. એમને એક સ્વયંસેવકે રોક્યા એટલે એમણે કહ્યું કે, હજુ પંજાબ અને ગુજરાતના ભેદ રાખવા છે? સ્વયંસેવકે કહ્યું કે આપને ત્યાં જવા દઈએ તો બીજાઓ પણ ત્યાં જાય અને પરપ્રાંત-

માંથી આવેલા મહેમાનો માટે કરેલી આપણી બધી વ્યવસ્થા તૂટી પડે. .

પેલા સદ્‌ગૃહસ્થે કહ્યું, 'પણ એમાં તમારું શું જાય છે તે તમે રોકો છો? આપણે બધા કૉંગ્રેસના ઘરે મહેમાન આવ્યા છીએ! જ્યાં બેસીએ ત્યાં કૉંગ્રેસને બધું સરખું છે.' આમ બોલતાં બોલતાં એમની લાગવગનો ઉપયોગ કરીને એ તો આગ્રહ કરીને રસોડામાં પેઠા. સાંજે એમનું જોઈને બીજા અનેકનો એ રસોડામાં ધસારો થયો, અને મુશ્કેલી ઊભી થઈ.

એક ગૃહસ્થ જનરલ રસોડામાં જમી રહ્યા પછી ૧૨ આના આપતાં આપતાં બોલ્યા:

'મને દુઃખ થાય છે કે મહાત્માજીએ લખેલું કે ગોળ ખાવો અને ખાંડ ન ખાવી, છતાં અહીં કૉંગ્રેસ અધિવેશન-માં ખાંડની મીઠાઈઓ બનાવી છે. પૂરી તો કાચી રાખી છે. ભાતમાં કાંકરી આવે છે. આવો દગો રમવાનો હોય! બધા ઊજળા ઠગ ભેગા થયા છે.'

મહારાજે કાનોકાન આ ટીકા સાંભળી એટલે એમણે કહ્યું: 'આપના બાર આના નથી જોઈતા.'

ગૃહસ્થ — તમે એ નહિ લો તો તમે પણ ઊજળા ઠગ. તમને આ બાર આના પાછા આપવાનો શો હક છે?

મહારાજ — હું આ કામ કરું છું એમાંથી મને થોડી વિવેક-બુદ્ધિ વાપરવાનો નૈતિક અધિકાર મળે છે તેથી.

એક સજ્જનને રસોડામાં પૂરી ન ફાવી એટલે એમણે ભાત મંગાવ્યો. ભાત આપ્યો એટલે કહ્યું કે ટાઢો છે.

મહારાજ—જરા અંદર હાથ તો નાખી જુઓ, પછી કહો કે એ ટાઢો છે કે ગરમ. પણ એમણે એમનું કહેવાનું ચાલુ જ રાખ્યું. મહારાજ ત્યાંથી ખસી ગયા પછી એ ભાઈ શાંતિથી જમી ગયા !

આવા અનેક ખાટામીઠા કિસ્સાઓ બનતા. એમાં આપણા ઘડતરની અનેક ખામીઓનાં દર્શન થતાં હતાં. મહારાજે એમના થોડા આવા અનુભવો ગાંધીજીને સંભળાવ્યા ત્યારે એમણે હસતાં હસતાં કહ્યું કે, "આખી કોંગ્રેસ માટે તારું ખેડૂતનું રસોડું થશે પછી આવી ભાંજગડ નહિ ઊભી થાય."

કોંગ્રેસના અધિવેશનમાં એટલું કામ રહેતું હતું કે મહારાજ કે એમના જેવા કામમાં દટાયેલા કેટલાય ભાઈઓ વિષયવિચારિણી સમિતિની કે ખુલ્લા અધિવેશનની એક પણ બેઠક જોવા નહોતા પામ્યા. મહાસભા પૂરી થયા પછી પણ એમની પાસે કામના ઢગલા જ પડ્યા હતા.

અધિવેશન પૂરું થયા પછી મહારાજ કહેતા હતા કે, "મહાભારત વિષે એવું કહેવાય છે કે એ કદી આખું વાંચવું નહિ. કેમકે એનો અંત બહુ કરુણ છે. આ હરિપુરા મહાસભા વિષે પણ મને એ જ સત્યનું દર્શન થયું. જે જગ્યાએ હજારોની માનવમેદની કિલ્લોલ કરતી હતી, ત્યાં ઇન્દ્રની ઇન્દ્રપુરી જેવી નગરી ખડી થઈ ગઈ હતી, ત્યાં ફરી પાછા એ જ ખાડાટેકરા અને એ જ ઉજ્જડ વેરાન જેવો પ્રદેશ દેખાવા લાગ્યો. મૂળ પ્લોટ ઉપર તો કુદરતનો હાથ લાગેલો હતો, એટલે એમાં કાંઈક શોભા હતી, પણ એમાં

માણસે દખલ પેદા કર્યા પછી તો એ શેના પણ વિકૃત બની ગઈ હતી નિર્મળતા વધેરી નાખવાનું કામ બહુ કપરુ હતું એક રમ્ય સ્થાનને પોતાને હાથે ઉજ્જડ વેરાન કરી મૂકવુ કોને ગમે? પણ આ સસારમા એવુ કરવાની પણ આવશ્યકતા ઊભી થાય છે '

મહાસભા પૂરી થયા પછી આડવાડિયામા તો એ સ્થળે માખીઓના ઝુંડ ઊભરાયા હતા અને પાછળ રહેનાઓને ત્યા રહેવુ બહુ મુશ્કેલ થઈ પડ્યુ હતુ આવા મોટા મેળામાં જો યોગ્ય સ્વચ્છતા ન સચવાય તો રાગચાળો અનેકને ભરખી જાય હરિપુરા મહાસભાની સ્વચ્છતાની વ્યવસ્થા અજોડ હતી ખુદ ગાધીજીએ એની તારીફ કરી હતી શ્રી જુગતરામભાઈ દવે અને એમના ૧૪૦૦ જેટલા સ્વય-સેવકોએ ગતદિવસ જોયા વિના જે જહેમત ઉઠાવી હતી એનું એ પરિણામ હતુ એટલુ જ નહિ પણ આ અધિવેશનમા ગાધીજીએ આગ્રહ રાખેલો કે સ્વચ્છતાનું કામ ભગી મારફત નહિ પણ ભણેલાગણેલા ઉચ્ચ કોમના ભાવનાશીલ સ્વયસેવકો મારફત થવુ જોઈએ એ આગ્રહનું પૂરે પૂરુ પાલન થયુ અને એની મારફત આપણા આખા ગુજરાતમા જાતે સ્વચ્છતા કરી લેવાની એક હવા ફેલાઈ અમદાવાદ મ્યુનિસિપાલિટિના ભગીઓએ કામ કરવાની હડતાલ પાડી હતી ત્યારે આવી તાલીમે જ ત્યાના ભાઈ બહેનોને નિરાધાર અને પાગળ બનતાં બચાવ્યા

મહારાજ ગામડે ગામડેથી વાસણકૂસણ લાવ્યા હતા, એ પાછા પહોંચાડવાના કામમાં રોકાયા અને પાછળથી જે

માલ બચ્યો હતો એનો નિકાલ કરવામાં પણ એમણે મદદ કરી. ૧૫૦૦ મણ ચોખા, ૨૦૦ મણ ગોળ અને બીજો ઢગલાબંધ સરસામાન વધી પડ્યો હતો. વેપારીઓ કાર્ય-કર્તાઓની ગરજ વરતીને બધુ મોંઘુમફરું સાવ નજીવી કિંમત આપીને ઉપાડી જવાના વેતમાં હતા. મહારાજને આ ગમ્યું નહિ. એમણે સરદારસાહેબને કહ્યું કે, "વેપા-રીઓ આપણને છેતરી જાય એના કરતાં અહીંના રાની-પરજ ભાઈઓમાં એ વેચાય તો ગરીબ લોકોને રાહત મળી રહેશે. એમાં વખત જશે. પણ એવુ કરવા માટે એકાદ માસ વધુ અહીં રહેવુ પડશે તો હુ રહીશ." સરદારસાહેબને મહારાજની આ વાત ગમી ગઈ, એટલે એનો અમલ થયો.

મહારાજે ગામડે ગામડે સંદેશા મોકલી દીધા અને પંદર દિવસમાં લોકો દૂર દૂરથી આવીને આ સોંઘો માલ ખરીદી ગયા.

ગામડામાં મહાસભા ભરાવાથી લોકોને જોવા જાણ-વાનુ તો મળ્યુ. અને એમનામાં રાષ્ટ્રીય જાગૃતિ પ્રગટી એ તો મોટામાં મોટા લાભો હતા. પણ આવડુ મોટું નગર ખડું કરવા માટે, ત્યાં આવેલા લોકોની સગવડ સાચવવા માટે જે કામકાજ થયુ, એમાથી એમને હજારો રૂપિયાની મજૂરી મળી. ગામ ગામ વચ્ચેના રસ્તા સુધરી ગયા તથા આવો સસ્તો માલ મળ્યો આવા નાના નાના તો બીજા ઘણા ફાયદા થયા.

## ૯૪. કલોલમાં કૉલેરા વખતે

કોઈ પણ જગ્યાએ અણધારી આફત આવી પડી તો વહેલામાં વહેલી તકે ત્યાં પહોંચી જવું અને આફતમાં પડેલાઓને મદદરૂપ થવું એ મહારાજનો સ્વાભાવિક ગુણ છે.

કલોલમાં કૉલેરા ફાટી નીકળ્યો છે અને લોકો ફટાફટ મર્યે જાય છે એવા સમાચાર મહારાજે છાપામાં વાંચ્યા કે તરત બીજી જ ગાડીમાં એ કલોલ જવા ઊપડયા. ત્યાં જઈને એમણે જોયું કે ત્રણ જ દિવસમાં એવો ભોગ લેવાયો હતો કે લોકો ખૂબ ગભરાઈ ગયા હતા. જેમને જેમને સગવડ હતી એ તો સગેવહાલે દોડી ગયા હતા. પણ જેમને એવી કોઈ સગવડ ન હતી એ બધા કલોલમાં જ હતા. કેટલાક તો એવા ડઘાઈ ગયા હતા કે શું કરવું એની એમને સૂઝ જ નહોતી પડતી. પછી બિમારની યોગ્ય સારવાર કરવાની તો વાત જ ક્યાં રહી?

અમદાવાદની રોટરી ક્લબે મેડીકલ સ્કૂલના વિદ્યાર્થીઓને કલોલમાં સ્વયંસેવક તરીકે મોકલીને રાહત પહોંચાડવાનું વિચાર્યું હતું અને કૉલેરાનિવારણના ખર્ચ

માટે એક સારી રકમ પણ મંજૂર કરી હતી. મહારાજે કલોલમાં જઈને જોયું કે નાણાં કરતાં પણ વધારે જરૂર ત્યા સાચા સેવકોની હતી. એટલે એ તરત પાછા અમદાવાદ આવ્યા, અને એમના ઓળખીતા જુવાન મિત્રોને મળ્યા. મહારાજ બોલાવે પછી બીજા બધાં કામ પડતાં મૂકે એવા કેટલાક જુવાનો અમદાવાદમાં હતા જ. એ આવી આવેલી તક શાની ગુમાવે? મહારાજે એમને ચેતવણી આપી કે આ કામમાં જાનનું પણ જોખમ છે, એટલે વિચાર કરીને જ આ કામમાં જોડાવું. એમ છતાં એક ભાઈ તો તાજો જ લગ્ન કરીને આવ્યો હતો એ પણ તૈયાર થઈ ગયો આમ થોડા ચૂટેલા સ્વયંસેવકો સાથે મહારાજ પાછા કલોલ પહોંચ્યા એ વખતે તો ત્યાં બીજા ઘણા લોકો આવી ગયા હતા. વડોદરા રાજ્ય તરફથી ડોક્ટરી મદદ પણ આવી પહોચી હતી પણ કામ કઈ રીતે ગોઠવવુ એની કોઈને બહુ ગમ પડતી ન હતી, અને લોકો ટપ ટપ મર્યે જતા હતા સમજાવવા છતા લોકો દર્દીને દવાખાને લાવવા તૈયાર નહોતા થતા. છેવટે સ્વયંસેવકોની મદદથી દર્દીઓને સમજાવીને અને કોઈ કોઈ વખત તો બળજબરીથી પણ ખાટલા સાથે દવાખાનામાં ખસેડવા માડ્યા. એમ છતા મરણપ્રમાણ ઘટતું નહોતુ. આથી બધા વધુ ગભરાયા.

એ જ અરસામાં એક લેડી ડોક્ટર ત્યાં આવ્યા, અને એમણે એક બહુ સાદો છતાં એવો સચોટ ઉપાય અજમાવ્યો કે બધા દિગ થઈ ગયા. એ ઉપાયને લીધે મરણપ્રમાણ ઘટવા જ લાગ્યું. એ બહેને શું કર્યું?

કૉલેરાના દરેક દર્દીને એમણે લોહીની ધોરી નસમાં ઇન્જેક્શન મારફત ગેર સવાશેર જેટલુ સેલાઇન વૉટર (મીઠાનુ પાણી) દાખલ કરવા માંડ્યુ અને એની અસર જાદુઈ થવા લાગી. સામાન્ય રીતે કૉલેરાના દર્દીઓને સખ્યાબધ ઝાડા અને ઊલટીઓ થાય છે ઝાડો પાતળો અને સફેદ રજનો હોય છે ધીમે ધીમે શરીરનુ બધુ પાણી બહાર નીકળી જાય છે, અને નવો લીધેલો ખોરાક કે પાણી શરીરમા ટકી જ શકતા નથી આને પરિણામે હાથે પગે ગોટલા ચડવા લાગે છે, અશક્તિ વધે છે અને છેલ્લી ઘડીએ તો લોહી ઘટ્ટ બની જવાથી હાથપગ ખેચાવા લાગે છે. અને આપણે કોઈ કશું પણ ન શકીએ એટલા થોડા સમયમાં આ બધુ બની જાય છે, અને જોતજોતામા દર્દીનો દેહ છૂટી જાય છે. પણ આ મીઠાના પાણીના ઇન્જેક્શનથી એવુ થવા લાગ્યુ કે જાણે દર્દીના દેહમા જીવનરસ રેડાવા લાગ્યો જેમ જેમ પેલુ પાણી એના શરીરમાં દાખલ થતુ જતું હતું તેમ તેમ દર્દીમા નવુ જીવન આવતુ જતુ હતુ થોડી વાર પહેલા હમણાં ગયો કે જશે એવી સ્થિતિમા હોય એ માણસની આખમા કાતિ આવવા લાગે મોઢા ઉપર તેજ આવતુ જાય અને થોડા વખતમા માણસ બેઠો થાય. પછી તો આ કિમિયો બહુ કારગત નીવડ્યો ત્યાર પછી કાર્યકર્તાઓમા વધારે હિમ્મત આવી અને ધીમે ધીમે દવાખાનામાં આવેલો એક પણ કેસ બગડતો બધ થઈ ગયો.

પણ દર્દીને દવાખાનામાં લઈ આવવાની મુશ્કેલી તો ઊભી જ હતી રોટરી ક્લબ તરફથી સ્વયસેવકો પણ ઘણા આવી ગયા હતા. પણ મહારાજ કહે છે એ પ્રમાણે એમાના

ઘણાખરા સેવા આપનારા નહિ પણ સેવા લે એવા હતા એમના તરફથી મહારાજ પાસે એવી એવી ફરિયાદો આવવા લાગી કે, "અહીં તો સૂવા માટે ખાટલાય નથી હાથ ધોવા માટે સાબુય નથી અને હાથ લૂછવા માટે નેપકીન નથી આમા કામ શી રીતે થઈ શકે?"

મહારાજ—ભાઈ, આપણે તો સેવા કરવા આવ્યા છીએ જે કાઇ આપણી પાસે છે એનાથી ચલાવવાનુ છે આપણુ મુખ્ય કામ તો બિમારોને રાહત આપવાનુ છે. ઘેર ઘેર દર્દીના ખાટલા પડયા છે એમને ત્યા જઈને દવા પાવાનુ, એમના ઝાડામૂતર સાફ કરવાનું, પથારી બદલવાનુ, દર્દીને દવાખાને પહોચાડવાનુ આ બધા કામો ગમે છે, એ વખતે તમે ખાટલા અને સાબુને કયાં રડો છો?

પણ મહારાજની આવી વાત પેલા સ્વયસેવકોને ગળે નહોતી ઊતરતી મહારાજે એ બધા સ્વયસેવકોની લત્તાવાર વહેચણી કરીને દવાના બાટલા પણ આપ્યા હતા પણ બીજે દિવસે જઈને એમણે જોયુ તો જણાયુ કે કેટલાક લત્તામા કોઈ દવા પાવા ગયુ જ ન હતુ. મુકામે આવીને એમણે જોયુ તો કેટલાક સ્વયસેવક મિત્રો ગજીપાના પાના ટીચતા હતા, કોઈ સિનેમાના ગીતો ગાતા હતા, તો કોઇ વાતોના ચાપડા મારતા હતા આ જોઈને મહારાજને બહુ ચીડ ચડી એમણે એમને ઠપકો પણ આપ્યો આથી કેટલાક એમને સોંપાયેલા લત્તામાં દોડી ગયા પણ જ્યાં દિલમાથી ઊગમ ન હોય ત્યાં બહારના ચિગડાથી શુ વળે? છેવટે મહારાજ એ ભાઈઓથી કટાળ્યા અને અમદાવાદથી જેમના તરફથી એ ટુકડી મોકલવામાં આવી હતી એમને એ પાછી

બોલાતી લેવાનુ એમને સૂચન કરવું પડ્યુ. બીજી બાજુ એમને પાંચસાત એવા નિષ્ઠાવાન સેવકો મળી ગયા હતા કે એમના કામ સામે જોવુ જ ન પડે એમા ડૉ. હિનુભાઈ, કુ૦ મૃદુલાબહેન, શ્રી પુષ્પાબહેન મહેતા અને એમની સાથેની બીજી બેએક બહેનોને ગણાવી શકાય પણ આવા સ્વયંસેવકો આંગળીને વેઢે ગણાવી શકાય એટલા થોડા હતા પણ આટલા થોડાય ત્યાના કામમાં બહુ ઉપયોગી થઈ પડ્યા.

કુ મૃદુલાબહેન તો શરૂઆતથી જ એમની સાથે હતા મહારાજ અમદાવાદમા સ્વયંસેવકો મેળવવા ગયા ત્યારે એમણે પહેલુ નામ લખાવેલુ મહારાજે કહ્યું કે, "આ કામમા જાનનુ જોખમ છે, અને તમારાં બા-બાપુને તમે ત્યા આવો એ કદાચ નયે ગમે"

મૃદુલાબહેન—નહિ, હુ તો આવવાની જ.

મહારાજ—તો મારી એક શરત કે ત્યાં આવવુ હોય તો ઠેઠ સુધી રોકાવુ પડશે માંદા પડાય અગર તાવ આવે તોય સ્વયંસેવકથી વિશેષ પ્રમાણની માવજત લેવા માટે અમદાવાદ મુબઈ ન જઈ શકાય જે બધાંનુ થાય તે સ્વયંસેવકનું થાય

મૃદુલાબહેન—મારે એ બધી શરતો કબૂલ છે પણ હુ કહેલ કામ કરવા આવીશ

આવા આગ્રહથી એ મહારાજ સાથે જોડાયાં અને ત્યાં એમણે જેવુ કામ કર્યું કે મહારાજ કહે છે કે, "એમના કામમાંથી તો અમને પ્રેરણા મળતી" ખાવાપીવાની એવી

ફરિયાદ કદી એમના મોઢેથી મહારાજને સાંભળવા ન મળી. અને બન્યું એવું કે છેલ્લા દિવસોમાં એમને તાવ પણ આવ્યો. એમનાં બા, બહેન વગેરે મોટરમાં ડૉક્ટર લઈને એમને બોલાવવા ગયાં, પણ એમણે એમના કાર્યક્ષેત્રમાંથી ખસવાનો સ્પષ્ટ ઇન્કાર કર્યો. એમણે જણાવ્યું કે એમનું કામ પૂરું થાય નહિ ત્યાં સુધી એમનાથી ત્યાંથી ખસાય નહિ. અને સારવાર અહીં બધાંની થશે એ એમની થશે, એથી વિશેષ સારવાર એમનાથી લેવાય નહિ. આખો પ્રસંગ નજરે જોયા પછી મહારાજે એમને જવાનું કહ્યું. પણ મૃદુલાબહેન તો એમના નિર્ણયમાં મક્કમ જ રહ્યાં. છેવટે મહારાજે કહ્યું કે, " હું તારો સરદાર તો ખરો જ ને? હું સરદાર તરીકે તને અહીંથી એમની સાથે જવાની આજ્ઞા કરું છું." આટલું થયા પછી એ એમના કુટુંબીઓ સાથે જવા તૈયાર થયાં; પણ તેય કમને.

આપણી પ્રજાનું અજ્ઞાન અને વહેમો આપણને કેટલા હેરાન કરે છે તેનો પાઠ પણ મહારાજને અહીં મળી રહ્યો. કૉલેરા શરૂ થયા પછી કોઈ માતાના ભૂવાએ વાત ફેલાવી કે આ તો માતાનો કોપ છે, એટલે દવાદારૂ કરાવશે એના ઉપર માતા કોપશે. આ વહેમમાં ભલભલા ભણેલાગણેલા પણ ફસાયા હતા. કોઈ દવા પીએ નહિ કે દવાખાને જાય નહિ. પાછળથી પોલીસ નાયબસૂબાએ પેલા ભૂવાને બોલાવીને ધમકાવ્યો. એટલે એણે ફેરવી તોળ્યું. અને એ ભૂવો તથા એના સાથીઓ જ સૌથી પ્રથમ દવા તથા ઇન્જેકશન લઈ ગયા. ત્યાર પછી એ વહેમ દૂર થઈ ગયો.

મહારાજ તે વખતનાં દશ્યોનું વર્ણન કરતાં કહે છે કે :—

"એ વખતનાં કેટલાંક દશ્યો તો અતિકરુણ હતાં. આજે પણ એ મારી નજર સમક્ષ તરવરે છે. એક મુસલમાન કુટુંબ આખું કૉલેરાનું ભોગ બન્યું હતું. એમાં એક છોકરાની મા અને બહેન બન્ને કૉલેરાથી પટકાઈ પડ્યાં હતાં. પેલો છોકરો એના જાનનીયે દરકાર રાખ્યા વિના એની માબહેનની સારવાર કરતો હતો. રાત કે દિવસ જોયા વિના એ એની મા પાસે બેસી રહેતો. પણ એની મા દવાખાનામાં મરણ પામી. એને એ દાટી આવ્યો. એના દિલમાં દુઃખનો કાંઈ પાર ન હતો. પણ એની બહેન પણ બિમાર હતી એટલે કઠણ હૈયું કરીને એ એની સારવારમાં પડ્યો. બહેનની છેલ્લી ઘડી હતી એ વખતે પણ એ મોઢામાં મોઢું ઘાલીને એની બહેન સાથે વાતો કરતો હતો અને મા મરી ગઈ છે એનો હરફ સરખો એણે એની બહેન સમક્ષ છેલ્લી ઘડી સુધી ન ઉચ્ચાર્યો.

એક પઠાણ મિલનો મજૂર હતો. એને રોજા ચાલતા હતા. એમાં એને વળગ્યો કૉલેરા. બધા સમજાવવા લાગ્યા, કે શરૂઆત છે એટલે દવા લેવાથી તો આરામ થઈ જશે. પણ એ રોજાવાળો પઠાણ દવા લેવા માટે કાંઈ રોજા તોડે ? એણે પ્રાણ આપ્યા પણ રોજા ન તોડ્યા.

આવા પ્રેમ, સત્‌આગ્રહ અને એવી જ બીજી ઉચ્ચ ભાવના બતાવતા બીજા કેટલાય કરુણ કિસ્સા ત્યાં બનવા પામ્યા હશે, પણ એની નોંધ લેવા કોણ બેઠું હોય ?"

થોડા દિવસો બાદ કલોલ બહારથી નાણાંની તથા સાધનોની પણ ભારે મદદ મળવા લાગી વડોદરા ગન્જે તથા બીજી જાહેર સંસ્થાઓએ પણ ખૂબ જહેમત ઉઠાવી આ બધાને પરિણામે થોડા દિવસમાં કૉલેરા કાબૂમાં આવી ગયો પરંતુ આપણા લોકોને સ્વચ્છતાનો તથા પ્રાથમિક ઉપચારોનો કેટલો ઓછો ખ્યાલ છે તથા એ શિક્ષણના ફેલાવાની આપણી પ્રજામાં કેટલી આવશ્યકતા છે એનો પણ આમાંથી બોધપાઠ મળી રહ્યો. આવા પ્રસંગોએ કામ કરવાથી સ્વયંસેવકોને કેટલી ઊંચા પ્રકારની તાલીમ મળે છે એનો પણ આ પ્રસંગે બધાને અનુભવ થયો.

આવે પ્રસંગે છાપાં વેળાસર રાહત પહોંચાડવામાં તથા લોકમત જાગ્રત કરવામાં બહુ મોટો ફાળો આપે છે. પણ છાપાંની સાથે એના કેટલાક અનિષ્ટો પણ છે. કેટલીક વખત નાની વસ્તુને છાપું બહુ મોટું રૂપ આપે છે. આથી લાભને બદલે નુકસાન પણ થાય છે.

મહારાજ કહે છે કે, "કલોલમાં કૉલેરા વખતે કામ કરનારો હું એકલો ન હતો, બીજા ઘણા હતા મારા કરતા વધારે વિદ્વાન અને શક્તિવાળા પણ હતા પણ મારા સ્વભાવ પ્રમાણે હું લોકોની પ્રત્યક્ષ સેવામાં પડું, ઝાડાપેશાબ ઊંચકવા લાગું અને બધો વખત કામ કર્યા કરું, એટલે સહેજે રંગ્યા લોકોની નજરે ચડું આથી એક વખત છાપામાં એવું છપાયું કે 'શ્રી રવિશંકર મહારાજની દોરવણી નીચે ચાલતું કલોલનું સુંદર રાહતકાર્ય.' આનું પરિણામ એ આવ્યું

કે બીજા કામ કરનારાઓને છાપાંમાં જે સ્થાન મળવું જોઈએ એ ન મળ્યું, અને એની અસર પણ થઈ. રોટરી ક્લબવાળાઓએ નાણાંની જે રાહત આપવા ધારી હતી એ આપવાનો વિચાર માંડી વાળ્યો. જોકે પાછળથી એમની એ ગેરસમજ દૂર થઈ હતી અને એમણે કેટલીક મદદ કરી હતી. પરંતુ અપક્વ જાહેરાતથી કેટલીક વાર આવું પણ બનવા પામે છે."

## ૬૫. અમદાવાદના હુલ્લડ વચ્ચે

૧૯ મી એપ્રિલ ૧૯૪૧ને રોજ મહારાજ આણંદથી બોરસદ જવા નીકળ્યા હતા. સ્ટેશન ઉપર એક બાઈ અમદાવાદ જતી હતી, અને કેટલાક લોકો ત્યાં ન જવાની સલાહ આપતા હતા અને કહેતા હતા કે, 'અમદાવાદમાં મોટું હુલ્લડ જાગ્યું છે. હાથે કરીને મોતના મુખમાં શું કામ જાય છે? કામ હોય તો પછી નહિ થાય?'

આ અગાઉ અમદાવાદમાં હિંદુ મુસલમાન વચ્ચે કાંઈક તોફાન થયું છે એવું આછું આછું ક્યાંકથી મહારાજે સાંભળ્યું હતું પણ ઉપરનો પ્રસંગ જોયા પછી મહારાજને થયું કે આવું હુલ્લડ ચાલતું હોય ત્યારે શું એમણે ત્યાં નહિ દોડી જવું જોઈએ? એમના મનમાં બીજો એક વિચાર એ પણ આવ્યો કે એવડા મોટા શહેરમાં જઈને એ શું કરશે? વિચારોના આવા મંથન સાથે મહારાજ ગાડીમાં બેઠા. બોરસદ સ્ટેશને ઊતરીને એ છાવણીમાં ગયા. ત્યાંનું કામ પતાવી લીધું. ગામડાંમાં જવાનું હતું એ મોકૂફ રાખ્યું, અને તે જ દિવસે બપોરની ગાડીમાં એ

અમદાવાદ જવા ઊપડ્યા. સાંજે સાડાચાર વાગ્યે એ અમદાવાદ સ્ટેશને ઊતર્યા.

શહેરના રસ્તા સુનકાર હતા. બધે ભયનું વાતાવરણ જામ્યું હતું. રસ્તામાં જ્યાંત્યાં પોલીસો જ નજરે પડતા હતા. મહારાજને ખાડિયામાં એમના ભાઈને ત્યાં જવું હતું રસ્તે જતાં એક મુસાફરે એમને પૂછ્યું કે, "તમારે ક્યાં જવું છે?" મહારાજે જવાબ આપ્યો કે, 'ખાડિયામાં.' પેલાએ કહ્યું કે, "મારે પણ ખાડિયામાં જ આવવું છે." મહારાજે કહ્યું, 'ચાલો.' આમ બન્ને સહીસલામત ઘેર પહોંચ્યા. મહારાજે ઘેર જઈને થેલી મૂકી, પાણી પીધું, થોડી વાતો કરી અને પછી બહાર ફરવા નીકળ્યા. રસ્તા ઉપર જતાં એમણે એક મ્યુનિસિપલ મોટર જતી જોઈ. એમાં શ્રી જીવણલાલ દીવાન હતા. મહારાજે હાથ ઊંચો કરીને મોટર થોભાવડાવી.

મહારાજ—ક્યાં જાઓ છો?
દીવાનસાહેબ—સિવિલ હૉસ્પિટલમાં

મહારાજ એમની સાથે મોટરમાં બેસી ગયા. થોડી વારમાં પોતે સિવિલ હૉસ્પિટલમાં પહોંચ્યા. ત્યાં શ્રી નરહરિભાઈ પરીખ પણ હતા. એક બાજુએ ૪૦–૪૨ શબો પડ્યાં હતાં, પણ હજુ સુધી એમને બાળવાની કશી વ્યવસ્થા નહોતી થઈ શકી. પરિસ્થિતિ જોયા પછી મહારાજે કહ્યું કે, 'જો સાધનોની સગવડ મળે તો પોતે એ બાળવા તૈયાર હતા.' રાત પડવા આવી હતી. મૅજિસ્ટ્રેટ પણ ત્યાં ઊભા હતા. એ ખ્રિસ્તી હતા. એમણે કહ્યું કે, 'એમને બાળીને સાથે તમે પણ

બળવા માગો છો કે શું ? અંધારું થયું છે એટલે હમણાં કર્ફ્યુ ઓર્ડર ચાલુ થશે. રાત્રે પાછા નહિ આવી શકાય.' છેવટે એક મોટરમાં બેસાડીને બે પોલીસો સાથે એમણે મહારાજને એમના ભાઈને ત્યાં ખાડિયામાં પહોંચતા કર્યા. મહારાજ રાત્રે ત્યાં સૂઈ રહ્યા.

બીજે દિવસે સવારે ભાઈના દીકરા વાસુદેવને તથા અશોક નામના એક વિદ્યાર્થીને લઈને મહારાજ શહેરમાં ફરવા નીકળ્યા. જ્યાં જ્યાં આગ લગાડવામાં આવી હતી ત્યાં ત્યાં એ ફર્યા. આગળ છોકરાઓ ચાલતા હતા અને પાછળ મહારાજ જતા હતા છોકરાઓ ઉપર પાછળથી કોઈ હુમલો ન કરી જાય એની મહારાજ સતત ચોકી રાખતા હતા.

એક જગ્યાએ મુસલમાન લત્તામાં થોડા હિંદુભાઈઓ એક જાળી બંધ કરીને અંદર બેસી રહ્યા હતા. એમાંનાં એકે કહ્યું કે, "એમની ચારેય બાજુ મુસલમાનોનાં જ ઘરો છે, અને મુસલમાનોએ જ એમને બચાવ્યા છે. પણ ત્યાંથી બહાર નીકળવાની એમને મનાઈ કરવામાં આવી છે."

બીજી જગ્યાએ એક મંદિરમાં ગાયો અને બાવા હતા. હુલ્લડખોરોએ ત્યાં જઈને બારણું સળગાવ્યું. બારણું તૂટતાં ગાયો નાસી છૂટી. એક બાવો બહાર નીકળ્યો કે તરત કોઈકે એને વાઢી નાખ્યો. બેત્રણ બાવા રહી ગયા. એમને નજીકના મુસલમાન ઘરવાળાએ દોરડું નાખીને રવેશીમા ઉપર ખેંચી લીધા, અને બીજે દિવસે સહીસલામત હિંદુ લત્તામાં ખસેડી દીધા આમ ફરતા ફરતાં મહારાજે આખો જમાલપુર લત્તો પૂરો કર્યો અને ઘેર ગયા. જમીને બપોરે ફરી એ સિવિલ હૉસ્પિટલમાં ગયા. શ્રી નરહરિભાઈ, લાલા-

કાકા વગેરે પણ ત્યાં આવ્યા હતા ત્યાં પડેલાં શબોમાંથી હવે વધુ બદબો આવવા લાગી હતી એનો દેખાવ પણ બહુ ભયંકર થઈ ગયો હતો એ જોઈને મહારાજે ફરી એ શબો બાળવાની માગણી કરી પણ જિલ્લા મેજિસ્ટ્રેટે કહ્યું કે, 'તમને રજા ન અપાય." છેવટે મ્યુ. પ્રમુખ શ્રી મણિભાઈ ચતુરભાઈને એ જવાબદારી સોંપાઈ, અને એમના માણસ તરીકે એ શબો બાળવાની પરવાનગી જિલ્લા મેજિસ્ટ્રેટે મહારાજને આપી એની સાથે સાથે બધા વિસ્તારોમાં છૂટથી ફરવાની છૂટ આપતો એક પાસ પણ એમને આપવામાં આવ્યો. પણ આટલું નક્કી થતાં સુધીમાં તો રાત પડી ગઈ એટલે ત્રીજી રાત્રે પણ શબો સડ્યાં કર્યાં.

તા ૨૧ મીએ સવારે મ્યુ બસમાં ૩૨ શબો ભરીને મહારાજ નદીકિનારે દૂધેશ્વરને આરે પહોંચ્યા એ અગાઉ નદીના પટ ઉપર ૧૬ ફૂટ લાંબી એક ચિતા ખડકી રાખવાની વરધી એમણે કોનથી આપી દીધી હતી, એટલે એ તૈયાર હતી મહારાજને મદદ કરવા માટે નદીપારના ગાંધી આશ્રમમાંથી શ્રી નરહરિભાઈ તથા બીજા બે ભાઈઓ પણ આવી પહોંચ્યા હતા એમની મદદ લઈને મહારાજે બધાં શબોને ચિતા ઉપર ગોઠવ્યાં પણ ત્રણ દિવસ પડયાં રહ્યાં હોવાથી એમાં એવી વિકૃતિ પેદા થઈ હતી કે એને ઊંચકવા જતાં એમાંથી દુર્ગંધવાળું પાણી વછૂટતું હતું બપોરે બાર વાગ્યે શબો ગોઠવાઈ રહ્યાં અને અગ્નિ મુકાયો બપોર પછી મહારાજ ફરી બીજી વાર શબને અગ્નિ સંસ્કાર કરાવવા માટે નદીએ લઈ આવ્યા જે મોટરમાં શબો વહી લાવવામાં આવતાં હતાં, એની આગલી બે'ક

ઉપર મોટર ડ્રાઇવર અને મિલિટરીના બે પોલીસો બેસતા હતા આથી મહારાજને શબો વચ્ચે લારીમા ઊભા રહેવુ પડતુ હતુ એ મુડદામાથી એવી દુર્ગંધ છૂટતી હતી કે જ્યા જ્યાથી એ લૉરી પસાર થતી ત્યા ત્યા ઊભેલા લોકો નાકે લૂગડુ ધરતા હતા તાપ પણ એટલો સખત પડતો હતો કે મોટર પણ તપી જતી હતી આથી મહારાજ એમની કામળ પગ તળે ગોઠવીને ઊભા રહેતા, અને ખંડીની ચાળ મોટરના પાટિયા ઉપર ગોઠવીને પાટિયા પકડી રાખતા ત્યારે જ એમનાથી ઊભુ રહેવાતુ

બીજે દિવસથી મડદા બપોરે બે વાગ્યા પછીથી જ મળવા લાગ્યા. આમ સાત દિવસ સુધી મહારાજે મુડદાં બાળવાનુ કામ કર્યું અને બધા મળીને ૮૩ શબ બાળ્યા સિવિલ હૉસ્પિટલમાં આવેલા મુડદાંનો તો આ રીતે નિકાલ થયો, પણ ગલીકૂચીમા કે ઘરોમા મરાયેલાઓને બાળવાની ભારે મુશ્કેલી હતી બધે જ ૧૪૪મી કલમનો અમલ હતો, એટલે પાચ જણ તો ભેગા પણ ન થઈ શકે અને લોકોમાં બહાર નીકળવાની હિંમત પણ ન હતી

ડાકોરના એક બ્રાહ્મણનો જુવાનજોધ દીકરો રેલવેમા નોકર હતો એ આ હુલ્લડમા મરાઈ ગયો હતો એના મોટા દીકરાનુ ખૂન થોડા મહિનાઓ પહેલા સાઈ ગામ પાસે થયુ હતુ આ બીજુ ખૂન થયુ એટલે બાપ તો હેબતાઈ જ ગયો હતો ડાકોરના જ બેત્રણ ભાઈઓ મહારાજને મળ્યા અને આ બ્રાહ્મણશરીરને અગ્નિસંસ્કાર શી રીતે કરવો એની ચિંતા કરવા લાગ્યા મહારાજે કહ્યુ કે, "તમારે જે જે વિધિ કરવો હોય તે કરીને શબની ઠાઠડી આ મોટરમા

ગોઠવી આપો. તમે ગભરાશો નહિ. હું એની ચેહ પણ જુદી ખડકાવીશ અને બ્રાહ્મણવિધિ પ્રમાણે હું એને અગ્નિસંસ્કાર કરાવીશ. હું પોતે પણ બ્રાહ્મણ છું." આમ ખાતરી આપીને મહારાજે ડોસાને આશ્વાસન આપ્યું અને ડાકોર ચાલ્યા જવાની સલાહ આપી. એમણે ફોન કરીને અલગ ચેહ ખડકવા માટેની સૂચના પણ મોકલી આપી. બેત્રણ કલાક પછી એક બાવાનું શબ લઈ ને એના સાથીઓ મહારાજ પાસે આવ્યા. એ શબ પણ એમણે મોટરમાં મુકાવ્યું. તે જ દિવસે બેત્રણ તરગાળા પણ મહારાજ પાસે આવીને એમના કોઈ સગાનું ખૂન થયું હતું એના શબને ઠેકાણે પાડવાનું કહેવા લાગ્યા. એમને પણ અલગ ચેહ જોઈતી હતી. મહારાજે કહ્યું કે, "હવે અલગ ચેહની ગોઠવણ નહિ થઈ શકે કેમકે ચેહ ગોઠવવાવાળો હવે ચાલ્યો ગયો છે. જો ચેહ અલગ જ કરવી હોય તો તમારામાંથી બેત્રણ જણ અગાઉથી દૂધેશ્વર પહોંચો. હું તમને ચિઠ્ઠી લખી આપું. તમને લાકડાં ત્યાંથી મળી શકશે." એ ભાઈ કબૂલ થયા, અને ચિઠ્ઠી લઈ ને રવાના થયા. મહારાજ મોટરમાં મુડદાં ભરીને બપોરે ત્રણ વાગ્યે દૂધેશ્વર પહોંચ્યા. એ વખતે પેલા ભાઈઓ એક ખૂણામાં બેઠા હતા.

મહારાજ—કેમ, ચિતા તૈયાર કરી છે ને?

તરગાળા—અમે તો વખતસર પહોંચી ન શક્યા. તમારા પહેલાં પાંચ મિનિટ જ અહીં આવી શક્યા.

છેવટે બધા શબોને સાથે ગોઠવીને મહારાજે અગ્નિ મૂક્યો. સ્નાન કર્યું અને કપડાં પહેરવા લાગ્યા. પેલા

ભાઈઓમાંથી એકે કહ્યુ, "શુ તમે ચાલ્યા જાવ છો? અમે તમારી સાથે જ આવીશુ. થોડીવાર થોભો નહિ? અમે આ શબ બળી રહે એટલે એની રાખ નદીમાં પધરાવી લઈએ કાલે પાછુ અમારાથી અવાય કે નયે અવાય." એકલા પાછા જવામા એમને બીક લાગતી હતી, એવુ મહારાજે જોઈ લીધુ. એટલે એ ત્યાં થોભ્યા. મહારાજ ગંધાતાં શબો વચ્ચે ઊભા રહીને દૂધેશ્વર જાય છે એ સમાચાર જાણ્યા પછી કુ. મૃદુલાબહેને એમની મોટર મહારાજને દૂધેશ્વર સુધી મૂકી આવે એવી વ્યવસ્થા કરી હતી. એટલે પેલા ભાઈઓએ માન્યુ કે આમની સાથે પાછા જવામા મોટર પણ મળી રહેશે પણ સાજને વખતે મહારાજ તો ચાલી નીકળતા. આ વાત પેલા ભાઈઓએ જાણી ત્યારે એ થોડા નિરાશ થયા. પણ મહારાજ સાથે હતા એ પણ એમને માટે મોટી ઓથ હતી. એટલે એમની પોળથી જ્યારે એ છૂટા પડ્યા ત્યારે એમણે મહારાજનો ખૂબ ખૂબ ઉપકાર માન્યો.

મહારાજ બપોરે શબ બાળવા જતા અને સવારે મુસલમાન લત્તાઓમા ફરવા જતા. એમણે જોયુ કે મુસલમાન લત્તામાં બેચાર હિંદુઓના ઘર હતા ત્યા એમનુ રક્ષણ મુસલમાનોએ કર્યું હોય અને હિંદુ લત્તામાં બેચાર મુસલમાનોના ઘર હતા ત્યા એમનુ રક્ષણ હિંદુઓએ કર્યું હોય, એવા દાખલા પણ હતા ખરા. મુખ્ય રસ્તાઓ ઉપર થોડા મુસલમાનો અગર પોલીસો સિવાય બીજું કોઈ ભાગ્યે જ નજરે ચડતુ હતુ. લોકો બહુ ડઘાઈ ગયા હતા.

એક પોળના નાકા ઉપર થોડા જુવાનિયા ઊભા ઊભા હાથ લાંબા કરીને વાતો કરતા હતા મોટેરાઓ નજીકના ઓટલા ઉપર બેસીને તોફાનીઓનું ટોળું આવે તો શું કરવું એની વાતો કરતા હતા પોળના દરવાજા બંધ કરીને તાળું મારવામાં આવેલું હતું અને નાની બારી ઉઘાડી રાખી હતી કોઈના હાથમાં દાતણની સોટી સરખું પણ હથિયાર હતું નહિ આ જોઈને મહારાજને થયું કે જો તોફાનીઓ આવી ચડે તો આ લોકો શી રીતે સામનો કરવાના હતા? અને નાસવું હોય તો નાસે પણ ક્યાં? દરવાજો તો બંધ હતો પહેલાં મોટેરાઓ અંદર જાય કે જુવાનિયા? એની જ પડાપડી થઈ જાય આ જાતનું સૂચન કરીને મહારાજ ત્યાંથી આગળ વધ્યા

એક સાંકડી પોળમાં નાનું સરખું મંદિર હતું શેરીની બે બાજુ ચારચાર પાંચપાંચ ઘર હતાં અને સામા છેડા ઉપર વળાંકમાં પેલું મંદિર હતું એક હારમાં વચનું ઘર એક પાટીદારનું હતું એ ત્રણ માળનું હતું એની આજુ બાજુમાં નાનાં અને નીચાં છાપરાં હતાં એમાંના એક છાપરામાં મહારાજ ગયા ત્યાં એક બિમાર વૃદ્ધ ડોશી તથા એક જુવાન બાઈ હતી એની પાસેથી વાત જાણી કે બે દિવસ પહેલાં મિલિટરીના બે પડાણો બંદૂક લઈને આ પોળમાં આ ગ હતા એ વખતે એક મારવાડી એના મહેમાનને લઈને આવ્યો હતો અને એ એના મકાનનું તાળું ઉઘાડતો હતો એ જ વખતે બાવો મંદિરના ખાચા માંથી આ બાજુ આવતો હતો, અને પેલા ઊંચા મકાન વાળો પાટીદાર એના મકાનમાંથી નીચે ઊતર્યો હતો

મિલિટરીના હથિયારબંધ માણસોને આવતા જોઈને બાવો પાછો ફરીને મંદિરમાં ભગયો. પેલો મહેમાન, મારવાડી તથા પાટીદાર બીકના માર્યા હાંફળાફાંફળા બનીને પેલી બાઈની ઓરડીમાં ઘૂસ્યા. પેલા પઠાણે બારણા ઉપર ઊભા ઊભા જ ગોળી છોડી. ગોળી પાટીદારને વીંધીને મારવાડીના શરીરમાં પેઠી. બન્નેના ગમ ત્યાં જ રમી ગયા. પેલો મહેમાન બચી ગયો. આ હકીકત અમલદારો પાસે પણ પહોંચાડવામાં આવી હતી, પણ એ બાબતમાં કશી દાદ મળી નથી.

કેટલીક પોળો તો સાવ ખાલી થઈ ગઈ હતી. એક પોળમાં ફક્ત એક ડોશી રહેતાં હતાં. મહારાજ એમને મળ્યા. એમણે કહ્યું કે, "હું પણ ગઈ હતી. પણ મારો આ એકનો એક છોકરો છે. લગાર ગાંડા જેવો છે. પણ એના પરતાપે તો આ ઘરબાર અને બધું છે. એને બીજે ક્યાંય ગમતું નથી. એટલે હું અહીં પાછી આવી છું. પણ હું કાંઈ ગભરાઉં એવી નથી. ગઈ કાલે સાંજે મેં મારા બારણા આગળ કાંઈક અવાજ થતો સાંભળ્યો, એટલે મેં બારીએથી જોયું. હું એક લાકડી લઈને બહાર નીકળી. એક મુસલમાનનો છોકરો નળની ચકલી કાઢી જતો હતો. એના ઢીંચણમાં મેં તો ફેડ ફેડ લઈને બેનણ લાકડી ઝૂડી કાઢી અને પછી બૂમો પાડવા લાગી. પોલીસો આવી પહોંચ્યા અને પેલા છોકરાને પકડી ગયા."

મહારાજ કહે છે કે, "એક વખત અમૃતલાલની પોળમાં હું હતો એ જ વખતે બૂમ આવી કે તોફાનીઓનું ટોળું આવે છે. બધે ફફડાટ ફેલાઈ ગયો. કેટલાક જુવાનો

સામનો કરવા માટે બહાર પણ નીકળી આવ્યા, પણ ઉઘાડે માથે અને કશા ય હથિયાર વિના મેં એક જુવાનિયાને કહ્યું કે, આ ઉઘાડા માથે આવ્યો છુ, પણ માથા ઉપર ઘા આવશે તો શુ કરીશ? જા, માથે ધોતિયુબોતિયુ બાધી આવ આ લેઘાના જમાનામા ધોતિયુ તો એના હાથમા ન આવ્યુ, પણ એની ભાભીનો સાલ્લો માથે વીટી આવ્યો બહુ લોકો ટોળે મળ્યા હતા પણ કોઈને કશી કલ્પના ન હતી કે સામનો શી રીતે કરવો? મે કહ્યુ કે, આમ ટોળામા અવ્યવસ્થિત ઊભા રહીને તમે શી રીતે સામનો કરવાના હતા? સામનો કરવો હોય તો અહી આવો, હુ તમને એક રસ્તો બતાવુ એ પોળમા આવવુ હોય તો એક સાકડી નળીમાથી દાખલ થવુ પડતુ હતુ એ નળીની એક બાજુએ કોઈનુ મકાન ફરી ચણવા માટે ઉકેલાયુ હતુ મે કહ્યુ કે તમારામાંથી બેત્રણ જણ આ મકાનના કોઠા ઉપર ચડી જાવ એક જણ ઈંટ ઉખાડી ઉખાડીને આપતો જાય, બીજો પેલી નીકમા એકે એકે ફેંક્યા કરે પછી કોઈની હિંમત નહિ ચાલે એ નીકમા પેસવાની અને આવશે તો ઘવાયા વિના નહિ રહે વળી ઉપર બેઠેલાને કશો ભો ગણવાનુ કારણ નથી બધાને આ યુક્તિ ગમી ગઈ પણ પાછળથી જણાયુ કે આવેલી બૂમ ખોટી હતી પોલીસની ટુકડી જતી હતી એને જ લોકોએ તોફાની ટોળી માનીને બૂમ મારી હતી પણ મારો બતાવેલો આ રસ્તો અહિંસક સૈનિક માટે બરાબર ન હતો એવો ગાંધીજીનો અભિપ્રાય મને સ્વ મહાદેવભાઈએ બતાવ્યો હતો પણ આવા કટોકટીના પ્રસગે નિ સહાય લોકોને રક્ષણ માટે

આવો માર્ગ બતાવવા પણ હું લલચાઈ જાઉં એવો મારો સ્વભાવ છે. મારાથી નિષ્ક્રિય બેસી ન રહેવાય.”

આ પ્રસંગવર્ણન મહારાજ આફતમાં પડેલાને મદદ કર્યા વિના રહી ન શકે એવા એમના સ્વભાવનું અને સાથે સાથે પોતાની ક્ષતિનો નિખાલસ એકરાર કરવાની શક્તિનું પ્રદર્શન કરે છે.

કેટલીક જગ્યાએ લોકો મુસલમાન લોકોની ખુશામત કરીને જીવી રહ્યા હતા. એક મુસલમાન લત્તામાં મહારાજ કોઈ હિંદુના ઘરમાં ગયા. એના આંગણામાં ખાટલા ઉપર બેત્રણ મુસલમાન પઠાણો બેઠા હતા. પેલા ઘરમાલિકે મહારાજને જોઈને કહેવા માંડયું કે, ‘અમારે તો આ ખાન-સાહેબના પરતાપે કશો ભો નથી. અમારે બીજી કશી જરૂર પણ નથી.’ મહારાજ બીજા ઘરના ઓરડામાં ગયા તો એ મુસલમાન એમની પાછળ પાછળ ગયો. ઘરના લોકો અંદ-રના ત્રીજા ઓરડામાં હતા. મહારાજ સીધા ત્યાં પહોંચી ગયા અને ઘરમાલિક સાથે વાતો કરવા લાગ્યા, ત્યાં તો મહારાજની વાતો સાંભળવા માટે પેલો મુસલમાન પણ ઠેઠ ત્રીજા ઓરડામાં જઈ પહોંચ્યો. એને જોઈને પેલા ઘર-માલિકના મોઢા ઉપર ચિંતાની રેખા દેખાઈ અને મહારાજ માટે એ કશો ભાવ પણ ન બતાવી શક્યો. એના મનમાં ડર હતો કે, આ ધોળી ટોપીવાળા આવ્યા છે એથી આ મુસલમાનોને મારા ઉપર શંકા જશે અને પજવશે તો ? પણ પેલો મુસલમાન સાવ નજીક આવે એ પહેલાં ઊભો થઈને એ સામે ગયો, અને કહ્યું કે, ‘આવો, આવો, ખાન-

સાહેબ,' મહારાજ સામે ફરીને એણે આગળ કહેવા માંડ્યું: 'અમને તો આ ખાનસાહેબે જ બચાવ્યા છે. અમારે કશી મદદની જરૂર નથી.' આ જાતની ખુશામત અને ડર જોઈને મહારાજને બહુ દુઃખ થયું. પણ એ વખતનું વાતાવરણ જ ડરથી એટલું ભરેલું હતું કે નબળા માણસમાં આ સિવાય બીજું શું જ-મે ?

હુલ્લડ વખતે એક માણસના ઘરમાં પેસવા માટે તોફાની ટોળાએ બારણાં તોડવા માટે બહુ મથામણ કરી, પણ બારણાં તૂટ્યાં નહિ. પછી નજીકના ઇલેક્ટ્રીક થાંભલા ઉપર ચડી જઈને પેલા મકાનની રવેશીમાં જવા માટે એક મુસલમાને ઝાવાં નાખી જોયાં, પણ એમાં એ ફાવ્યો નહિ એટલે નીચે ઊતર્યો અને ટોળું આગળ ચાલ્યું. કોઈ રીતે મકાનમાં ન પેસાયું. એ બેચાર મુસલમાનોએ પેલું મકાન બાળવાનો વિચાર કર્યો. પણ આજુબાજુમાં બીજા મુસલમાનોનાં જ મકાનો હતાં. એમણે અમારાં મકાનો પણ બળી જશે એમ કહીને ટોળાને આગળ કાઢ્યું. એ વખતે પેલા મકાનમાં એક હિંદુ પતિપત્ની અને એમનું નાનું બાળક એમ ત્રણ જણ જ હતાં. નીચેનું દૃશ્ય જોઈને એમના મનની સ્થિતિ કેવી થઈ હશે એ સહેજે કલ્પી શકાય એમ છે. એ આખું દૃશ્ય હૃદયદ્રાવક હતું. પેલું ટોળું ગયા પછી તરત જ એ કુટુંબ ઘર છોડીને બીજી પોળમાં એમના સગાના ઘરમાં ચાલ્યું ગયું.

એક રાત્રે 'અલ્લા હો અકબર'ની મોટી બૂમ પડી. એ સાંભળીને લોકો ખૂબ ગભરાઈ ગયા હતા.

એક દિવસ ભદ્ર પાસેથી મહારાજ ચાલ્યા જતા હતા એટલામા એક વકીલ સદ્‌ગૃહસ્થ ત્યાથી નીકળ્યા. એમણે પૂછ્યુ, "આપને ક્યા જવુ છે?" મહારાજે કહ્યું, 'બજારમા' એ પણ મહારાજની સાથે સાથે ઝડપભેર મૂગા મૂગા ચાલવા લાગ્યા એમના મોઢા ઉપર બીક હતી સંધ્યાકાળનો સમય હતો થોડે દૂર ગયા, પછી વકીલસાહેબે કહ્યું, 'બચી ગયા!'

મહારાજ—કેમ, શી રીતે?

વકીલસાહેબ—તમે સાભળ્યુ નહિ? પેલી હોટલ પાસે બોલતા હતા કે "જો, આ આવ્યા. જા, દોડ, લગાવ, લગાવ." પણ કોઈ આવે એ પહેલા તો આપણે આગળ નીકળી આવ્યા એટલે બચી ગયા

એ દિવસોમા ભદ્રમાથી નીકળવાની તો કોઈ હિંમત જ ન કરતું મહારાજ તો નચિંત બનીને હિંમતભેર જ્યા જવાની જરૂર હોય ત્યા ચાલ્યા જતા પણ ઈશ્વરકૃપાથી એમને કશી આંચ આવી નહોતી એ મુસલમાન લત્તામા જતા તો ત્યાના મુસલમાનો પણ એમની સાથે સમભાવથી વાતો કરતા

મહારાજ કહે છે કે, "પણ આ હુલ્લડ દરમ્યાન હું જોઈ શક્યો કે આ હિંદુ મુસલમાનના હુલ્લડો કાઈ બધા હિંદુઓને કે મુસલમાનોને ગમતા હોય છે એવુ નથી હોતુ આવે વખતે ત્રાસ વર્તાવનાર તો થોડા ગુડાઓ જ હોય છે બીજી વાત એ પણ દેખાઈ કે આવા પ્રસંગે નબળા માણસોએ મરવાનું જ રહે છે લોકોમાં સ્વરક્ષણ કરવાની તાકાત

અને હિંમત આવવા જ જોઈએ તો જ પ્રાન્તમાં નાહકનો ગભરાટ ફેલાતો અટકે અને નિરાધારોનું રક્ષણ કરનારા પણ નીકળી આવે ”

એવું પણ જોવા મળ્યું હતું કે લોકો ભૂખ્યા બેસી રહેતા પણ બીકના માર્યા અનાજ ખરીદવા માટે બહાર નીકળવાની હિંમત નહોતા કરતા પાછળથી કોંગ્રેસ તરફથી સસ્તા અનાજની દુકાનો ખોલવામા આવી હતી અને શાંતિ સેનાના સૈનિકોએ ફરી ફરીને લોકોને સારી હિંમત આપી હતી કેટલીક પોળના લોકોએ હુલ્લડખોરોથી બચવા માટે પોળોને બારણાવાળા દરવાજા કરાવ્યા હતા અને સ્વયં-સેવકોની ટુકડીઓ પણ તૈયાર કરી હતી આ હુલ્લડ વખતે સરદાર વલ્લભભાઈ તો જેલમા હતા, પણ સ્વ૰ મહાદેવભાઈ દેસાઈ વર્ધાથી ખાસ અમદાવાદ આવીને રહ્યા અને લોકોમા હિંમત વધે એ માટે લત્તે લત્તે ફરીને તથા બીજા પ્રયત્નો કરીને એમણે વાતાવરણ ખૂબ સુધારી નાખ્યું હતું.

આ હુલ્લડથી અમદાવાદના જાન-માલનું નુકસાન તો ખૂબ થયું, પણ સાથે સાથે એક લાભ પણ થયો અને તે એ કે આવો પ્રસંગ આવે ત્યારે ગભરાઈ ગયે કાંઈ ન વળે, પણ સ્વપુરુષાર્થ કરીને રક્ષણ કરીએ તો જ જિવાય, એ પાઠ પ્રજાને મળ્યો એથી જ હુલ્લડ બાદ વ્યાયામપ્રવૃત્તિ તથા ચોકી દળોની વ્યવસ્થા ઠેરઠેર ઊભી થઈ હતી

આવા સ્વયંસેવક દળના અનિષ્ટો પણ હતા ભૂસા ખાવા, ચા પીવી, સિગારેટો ફૂંકવી અને બટકીઓ ફેંકવી, એ તો ચોકી સ્વયંસેવકો માટે સામાન્ય થઈ પડ્યું હતું

કેટલીક પોળોમા આ અંગે માસિક સોસો અને મસો-બસો સુધીનુ ખર્ચ આવતું હતુ, અને લોકો આવેલી આફતમાથી બચી જવા માટે આવા ખર્ચો નભાવતા પણ ખરા કેટનાક બદમાસો અને ગુડાઓને એમની બદમાસી કે ગુડાગીરી ચનાવવા માટે પણ આવા પ્રસગે આવકાશ મળતો

આ હુલ્લડની શરૂઆત તો એવી રીતે થઈ હતી કે તા ૧૮ મી એપ્રિલે એક જોરદાર અફવા ફેલાઈ કે પજાબ તરફથી શીખોની ટુકડીઓ આવવાની છે અને એનુ સરઘસ નીકળવાનુ છે લોકોને હિદુમુસલમાનનુ હુલ્લડ થશે એવા ભણકારા વાગતા હતા, એટલે સવારથી દુકાનો બધ થવા માડી હતી બપોરની નમાઝ પછી તો હુલ્લડ શરૂ થયુ ગાધી રોડ જેવા સરિયામ રસ્તા ઉપરની દુકાનો બળવા લાગી લોકો ઉપર પાછળથી આવીને છૂપી રીતે છરીના હુમલા થવા લાગ્યા, અને પહેલેથી જાણે કાઈક ગોઠવણ કરી નાખી હોય એ રીતે હુલ્લડખોરોએ વ્યવસ્થિત ધસારો શરૂ કર્યો જુમ્મા મસ્જિદ આગળ શ્રી ઇન્દુમતી શેઠે અચાનક આ હુલ્લડખોરોનુ આગળ વધતુ ટોળુ જોયુ મોટર ઊભી રખાવીને એમણે ટોળાને સમજાવવાનો પ્રયાસ કર્યો પણ હુલ્લડખોરો એમના ઉપર જ ધસી આવ્યા કેટનાક પડોશીઓએ એમને એ ધસારામાથી બચાવી લીધા એટલામાં પોલીસ મદદ પણ આવી પહોચી

તોફાનની હવા તો બેત્રણ દિવસ અગાઉથી ફેલાઈ હતી, પણ લોકોએ, કાર્યકર્તાઓએ કે પોલીસે કોઈએ આ અગે કરવો જોઈતો બદોબસ્ત નહોતો કર્યો ચોનીસે હુલ્લડ

શરૂ થયા પછી પણ જોઈતી તકેદારી કે તટસ્થતા ન સાચવી. આથી હુલ્લડે વધુ ઉગ્ર સ્વરૂપ પકડ્યું.

આવાં હુલ્લડોનાં મૂળ ઊંડાં હોય છે. ખરી રીતે તો આગેવાનોનાં ઉશ્કેરણીભર્યાં ભાષણો તથા સત્તા માટેની મારામારી જ એના મૂળમાં હોય છે.

સામાન્ય જનતા તો જેમ ગામડાંમાં હળીમળીને રહે છે એમ શહેરમાં પણ રહે છે. એને તો આવાં તોફાનોથી બહુ ત્રાસ થતો હોય છે. પણ સમાજનાં કેટલાંક ગુંડા તત્ત્વોને રાજકીય સત્તા માટે વલખાં મારતા પક્ષો અને લોકો ઉશ્કેરી મારે છે, ભાડે રાખે છે, અને પાછળથી તો એ તત્ત્વો એમના કાબૂથી પણ બહાર ચાલ્યાં જાય છે. રાજકારણની શુદ્ધિ એ જ આવાં તોફાનો દૂર કરવાનો ઇલાજ છે. પ્રજાકેળવણી એ આવાં તોફાનો આગળ વધવા ન પામે એ માટેનું રામબાણ સાધન છે, કેમકે પ્રજાની સાચી કેળવણી નહિ થઈ હોવાથી સાચીજૂઠી અફવાઓ વાતવાતમાં ફેલાઈ શકે છે અને હસવામાંથી પણ ખસવું થઈ બેસે છે.

# ૬૬. ૧૯૪૨ અને ત્યાર પછી

ઈ. સ. ૧૯૪૨ની આપણા સ્વાતંત્ર્યની આખરી લડત ઊપડી એ વખતે મહારાજને તો પહેલે સપાટે જેલમાં મૂકી દેવામાં આવ્યા હતા

'૩૦–'૩૨ અને એ પહેલાંની જેલો તેમજ જેલમાં આવનારા એક પ્રકારના હતા અને '૪૨ની જેલો તથા જેલમાં આવનારા બીજા પ્રકારના હતા

મહારાજ કહેતા કે, 'આ તો જુવાળ આવ્યો છે એમાં ભલભલા તણાઈ જવાના અને ઠેકઠેકાણે ખાઈખાડા થઈ જવાના પણ દેશને એવા જુવાળની પણ જરૂર પડે છે'

'૪૨ની લડત વિદ્યાર્થીઓની લડત બની ગઈ હતી એમણે એમને બહાર રહેલાઓમાંથી જેવી દોરવણી મળી એ પ્રમાણે કાર્ય કરી બતાવ્યું 'કરેંગે યા મરેંગે'નો બાપુજીએ મૂકેલા સંદેશનો જુવાનો એમને સૂઝતું હતું એ રીતે અમલ કર્યે જતા હતા, અને એમ કરવા જતા એ એમના માથાં વેરી આપવાની તૈયારી પણ બતાવતા હતા. બહાર

ચાલતી ભાંગફોડ કે છૂપી પ્રવૃત્તિઓ મહારાજને ગમતી ન હતી, પણ એ સમજતા હતા કે જ્યારે એવા બધા આગેવાનોને સરકાર જેલમાં પૂરી દે અને ગાંધીજીના વિચારોને પ્રજા પૂરેપૂરા પચાવી ન શકી હોય, ત્યારે આવાં જ પરિણામો આવે. એટલે બહારના એ બનાવોની એ ચિંતા ન કરતા.

જેલમાં જે આવતા એમની સાથે એ મિત્રાચારી બાંધતા. જુવાનો પણ જાણતા હતા કે મહારાજને આપણી બૉમ્બ વગેરેની છૂપી પ્રવૃત્તિ પસંદ નથી, એમ છતાં એમનો એ બધા સાથેનો વર્તાવ તથા પ્રેમભાવ એવો હતો કે જુવાનો મહારાજ માટે એમના મનમાં ઊંડામાં ઊંડો આદરભાવ સેવતા હતા મહારાજની કર્મયોગ અને જ્ઞાનયોગથી ભરેલી જેલની દિનચર્યા અને સાદી તપોમય રહેણીકરણી પણ એ બધા ઉપર એનું કામ કર્યે જતી હતી. કોઈ માંદું પડયું હોય તો મહારાજ એની ખબર કાઢે જ. પોતે જેલના ખોરાક ઉપરાંત બહારની એક કણી પણ લેવાની તૈયારી ન બતાવે, પણ માંદાઓને દૂધ, ફળ, દવાઓ વગેરે છૂટથી મળે એને માટે એ ચિંતા રાખે.

આખો દિવસ કાંતવું, વાંચવું અને વાણીવત્ર દ્વારા સાથે રહેનારાઓની સેવા કરવી એ એમનું જેલનું કામ બની રહ્યું હતું. એમની આજુબાજુ ૫૦–૧૦૦ જુવાનોનું ટોળું બેઠેલું જ હોય. દરેકના હાથમાં રેંટિયા હોય અને કાન મહારાજના મુખમાંથી નીકળતી વાગ્ધારા સાથે જોડા-

પેલા હોય આવા પ્રશ્નો સતત ચારચાર અને પાંચપાંચ કલાક સુધી પણ ચાલતા.

જેલમાં જરાક તકરાર થઈ, કે કોઈએ ઉપવાસ કર્યા, તો એની સમજૂતી માટે મહારાજ તૈયાર જ હોય. જેલના અધિકારીઓ તેમજ જેલના સાથીઓ સૌ એમના વર્તનથી ખુશ હતા. '૪૨ની જેલમાં અનેક જુવાનો મહારાજના સંપર્કમા આવ્યા અને સૌ પોતપોતાની રીતે એમની સાથેનો થોડો ઝાઝો પરિચય સાધીને બહાર ગયા. એમાના ઘણા-ખરા આજે પણ મહારાજને યાદ કરે છે અને તક મળે ત્યારે એમનો સહવાસ શોધે છે. જેલમાં આવેલા વિદ્વાન પ્રોફેસરોને પણ મહારાજ શું છે એનો પરિચય જેલમા થયો. આ રીતે એમનો સંબંધ આપણી હાઈસ્કૂલો અને કૉલેજો સાથે પણ જોડાયો.

'૪૨ની લડતના જેલકાળ દરમ્યાન મહારાજે કોઈને ખબર ન પડે એ રીતે ગુજરાતના જુવાનોમાં ચારિત્ર્યની મૂડીનું એક છૂપું દાન કર્યા કર્યું. જે ઝીલી શક્યા એમણે એ ઝીલી લીધું, અને આજે પણ એની સુવાસ ઠેરઠેર મહેકે છે

'૪૨ની લડત પછી બધા જેલમાથી બહાર આવ્યા ત્યારે આખો જમાનો બદલાઈ ગયો હતો યુદ્ધ પછી મોંઘ-વારી વધી ગઈ હતી. અંકુશોને કારણે અછત અને અનીતિ, કાળા બજાર અને લાંચરુશ્વત ઠેરઠેર પથરાઈ ગયા હતાં જાણે જૂનો જમાનો અને જૂના જમાનાનું બધું જ ચાલ્યુ ગયુ હતું. એ જોઈને મહારાજને બહુ દુઃખ થયુ પણ એ

દુ ખ જોઈને બેસી રહે એવા નહોતા. એમણે ઠેરઠેર ફરવા માડયુ અને જોયુ કે અ કુશોની અતિશમતા જ આ બધા પાપનું મૂળ છે અ કુશો જાય નહિ ત્યાં સુધી આ અનીતિ દૂર થાય નહિ, એ પણ એમણે જોયુ જેમને અનીતિ ન કરવી હોય એમને પણ કરવી પડે એવો આ જમાનો હતો મહારાજ એમની સૌમ્ય ભાષામા પણ આ અ કુશોનો વિરોધ કરતા રહ્યા, પ્રજાને નીતિનો પાઠ શીખવતા રહ્યા, અને સરકારી અધિકારીઓને એમની જવાબદારી સમજવાનું કહેતા રહ્યા

મુબઈ પ્રાન્તમાં કોંગ્રેસ સરકારનું રાજ્ય હતું ૧૯૪૭ના ઓગસ્ટની ૧૫મીએ આપણો હિ દ પણ આઝાદ થયો, પર તુ કાળાં બજાર, લાંચરુશ્વત અને અનીતિ તો એનાં એ રહ્યા પ્રધાનો આવતા હતા એમની પાસે વધતી જતી અનીતિની ભય કરતાનો ખ્યાલ આવે એવી હકીકતો પણ રજૂ કરવામા આવતી હતી પણ એમને લાગતું હતુ કે અ કુશો જાય તો ભૂખમરો આવે એમને મળતા આકડા સાચા નથી હોતા, એ વાત રેશન ખાતાના અધિકારીઓ એમના મગજમાં ઊતરવા જ નહોતા દેતા આથી સ્થાનિક કાર્યકરોની બેડૂ તોના અનાજના ભાવ વધારવાની કે કટ્રોલ દૂર કરવાની વાત અરણ્યરુદન જેવી બની રહેતી હતી મહારાજને થતું હતુ કે આ નર્યો અન્યાય થાય છે, આની સામે જેહાદ પોકારવી જોઈએ બિહારના ખેડૂતો શેરડી પકવતા હતા, પણ એમાંથી બનતી ખાડના ભાવ તો યુદ્ધની શરૂઆતમાં વધ્યા હતા એના એ રહ્યા હતા કેટલીક વખત મહારાજ

કહેતા હતા કે ખાંડના કરતા તો શેરડીના ડૂચાના ભાવ વધુ ઊપજે છે.

આ સ્થિતિમા અને આટલી અસહ્ય મોંઘવારીમા ખેડૂત શી રીતે ટકી શકે? ખેડૂતને લેવાની દરેક ચીજના ભાવ ત્રણચાર અને પાંચગણા થઈ ગયા હતા. માત્ર એને વેચવાની બાજરી, ડાંગર કે ઘઉંના ભાવ એને સરકારે બાંધેલા નીચા દરે જ આપવા પડે, તો ખેડૂત શી રીતે જીવી શકે, એ એમને સમજાતુ ન હતુ પ્રધાનો માનતા હતા કે ભાવ વધારીએ તો બધી ચીજોના ભાવ વધે અને એ રીતે એ વિષચક્ર ઊચુ ને ઊચુ ચઢ્યા કરે ત્યારે મહારાજ કહેતા કે એને નીચુ ઉતારવા માટે તમને બીજો કોઈ નહિ અને માત્ર ખેડૂત જ હાથમા આવ્યો? એને તમે જગતનો તાત ગણ્યો છે એટલા માટે?

મુનિશ્રી સતબાલજી પણ આ અન્યાયથી તગ આવી ગયા હતા એ બન્ને પ્રજાકીય સરકારને જરાય મુશ્કેલીમા ન મૂકવી પડે તો સારુ એવુ ઇચ્છતા હતા, પણ નીતિ–ધર્મ અને ન્યાયની દૃષ્ટિએ પણ એમને આમા અન્યાય દેખાતો હતો મહારાજે તો આ અન્યાયી કાયદાનો ભગ કરીને જેલમાં જવાની પણ તૈયારી કરી હતી પણ એટલામા બાપુ જાગ્યા "લોકો ભૂખમરાથી મરી જતા હોય તો ભલે મરે, પણ પ્રજાની નીતિનુ રક્ષણ થવુ જ જોઈએ એ રક્ષણ કરવુ હોય તો અનાજના અકુશો જવા જ જોઈએ તમારા આંકડાશાસ્ત્રમાં હુ બહુ સમજતો નથી, પણ મને ખાતરી છે કે હિંદુસ્તાનના લોકો ભૂખે

મગવાના નથી. " એ ભાવાર્થનો એમનો અવાજ ઊઠચો એ અવાજ ઊઠચો એની સાથે બધા અર્થશાસ્ત્રીઓનુ જોર નરમ પડી ગયુ પ્રધાનો પણ વિચારમાં પડી ગયા છેવટે બધાને એ બુલદ અવાજ પાસે નમવુ પડ્યુ એમનું માનીને સરકારે છેવટે અંકુશો કાઢ્યા એથી પ્રજા મરી ન ગઈ પણ પ્રજાના આશીર્વાદ ઊતર્યા. દેશમાથી અનીતિનુ પ્રમાણ એટલે અંશે ઓછુ થઈ ગયુ

મહારાજ અને સરદારજી પણ રાજી થયા અંકુશો જતા એમનામા વધારે જોર આવ્યુ એમણે પ્રજા માટે વાજબી ભાવો બાંધવાની હિલચાલ શરૂ કરી, અને એમણે બાંધી આપેલા ભાવો લોકોએ સહર્ષ વધાવી લીધા પાછળથી એ ભાવો પણ ઊચા ગયા અને આજે એ વાજબી ભાવનું ધોરણ પણ પ્રજાએ છોડી દીધુ છે પણ આજ સુધી અનાજ ન મળ્યુ હોય અને કોઈ મરી ગયુ હોય એવો એક પણ બનાવ આપણે ત્યાં નથી બન્યો

આમ મહારાજને કેટલીક વખત પોતાના જ લોકો સામે સત્યાગ્રહ કરવાનુ આવી પડતુ આવો જ એક પ્રસગ અમદાવાદ શહેર અંગે આવી પડ્યો અમદાવાદ મ્યુનિસિપાલિટી અમદાવાદ શહેરની ગટરોનુ પાણી કાઢવા માટે નજીકનાં ગામડાની જમીન ખરીદી લેતી હતી એક દિવસ નજીકના ગ્યાસપુર ગામના લોકો એમની એ જાતની ફરિયાદ લઈને મહારાજ પાસે આવ્યા મહારાજ એમને ત્યાં ગયા, અને એમણે જોયુ કે આ તો શહેરના વિકાસ માટે ગામડાને ખાઈ જવાની વાત છે ગામડાના લોકો એમની જમીન

આપી દીધા પછી શો ધધો કરે ! અને એની આજુબાજુમા ગટરોના ગધાતા પાણી ભરાઈ રહે, પછી એ શી રીતે તંદુરસ્તી સાચવી શકે ? આ બાબત અટકવી જોઈએ, એવી માગણી એમણે અમદાવાદ મ્યુ૦ પાસે કરી. મ્યુ૦ પ્રમુખ ફક્ત અમદાવાદ શહેરના વિકાસનો વિચાર કરે તો એમની માગણી શી રીતે માન્ય કરી શકે ? છેવટે પ્રશ્ન ગૃહમત્રી શ્રી મોરારજી દેસાઈ અને સરદાર વલ્લભભાઈ સુધી ગયો એ બન્ને પણ માનતા હતા કે ગામડા માટે ગમે તેવી ભલી લાગણી હોય, એમ છતાં આપણે આવાં મોટા શહેર વસાવીને બેઠા છીએ એટલે એના સ્વાસ્થ્યની દૃષ્ટિએ થોડાં ગામડાના આવા ઓપરેશન કરવા જ પડે બીજો કોઈ ઉપાય નહિ ભવિષ્યના શહેરો વસાવતા પહેલા બધો વિચાર કરીએ, પણ આમા તો બીજો કઈ ઉપાય જ નહિ મહારાજને ગળે આ વાત ઊતરી નહિ સરદાર-સાહેબ માટે મહારાજના મનમા અતિશય માન છે. એમને માટે જરૂર પડયે એ માથું આપવા તૈયાર છે પણ આ બાબતમા એમના કથનથી એમને સંતોષ ન થયો એમણે કહ્યું કે આ તો ગામડાના ભોગે શહેરોને જિવાડવાની વાત છે હુ એ નહિ થવા દઉં જો થશે તો સત્યાગ્રહ કરીશ મને જેલમા પૂરીને જે કરવુ હોય તે કરજો મહારાજની માગણી એટલી જ હતી કે શહેર ખાતર જમીન લેવી હોય તો લઈ લો, પણ ત્યાંના લોકો જીવી શકે એવી જમીન તથા રહેવાના મકાનો એમને બીજે ક્યાક નજીકમા મ્યુનિસિપાલિટીએ બધાવી આપવા જોઈએ છેવટે આ પ્રશ્નમા પણ મ્યુનિસિપાલિટી સાથે સમાધાન થયુ અને

ગામડાના ખેડૂતોની જમીન લઈ લેવાનું બંધ રહ્યું, ત્યારે મહારાજને શાંતિ વળી.

અન્યાય એમનાથી દેખ્યો જતો નથી. આજે પ્રજામાં ફેલાયેલી અનીતિ દૂર કરવા માટે એ એમના પગ ઘસી નાખે છે અને જીભનો કૂચો વળી જાય એટલી વાતો કહી કહીને એ પ્રજામાં સમજણ ફેલાવે છે.

હરિજનો હિંદુ હોવા છતાં હરિનાં દર્શન કરવા મંદિરમાં ન જઈ શકે એમાં મહારાજને નર્યો અન્યાય દેખાતો હતો. પ્રજાકીય સરકાર અધિકાર ઉપર આવી અને એણે હરિજનો માટે મંદિરપ્રવેશનો માર્ગ મોકળો કર્યો. કાયદેસર રીતે એમને મંદિરમાં દર્શન કરવા જવાનો અધિકાર મળ્યો, પણ હરિજનોમાં મંદિરમાં દર્શન કરવા જવાની હિંમત ક્યાંથી હોય? બીજી બાજુથી કેટલાક આંબેડકરવાદી મિત્રો થયેલા કાયદાનો લાભ લઈને મંદિરપ્રવેશ કરવા માગતા હતા, અને જે કાંઈ અથડામણ થાય તે માટે તે તૈયાર હતા.

મહારાજે જોયું કે શાંતિ અને સમજણપૂર્વક હરિજનો મંદિરમાં પ્રવેશ મેળવે તો જ અથડામણ અટકે, અને એવી અથડામણ અટકાવવા માટે એમણે પણ આ ઘડીએ કાંઈક પ્રયાસ કરવો જોઈએ.

ડાકોરમાં રણછોડજીના મંદિરમાં દર્શન કરવા ઇંતેજાર હતા એવા કેટલાક ભાઈઓને એમણે જણાવ્યું કે, "તમે દર્શન કરવા જવાની તારીખ ઠરાવો તો હું તમારી સાથે આવીશ. કશી હોહા કે દેખાવો ન કરશો. લોકોની લાગણી ઉશ્કેરવાનું કાંઈ કારણ નથી. મંદિરના ટ્રસ્ટી તરફથી

તો જવાબ આવી જ ગયો છે કે હરિજનો રણછોડજીના મંદિરમાં દર્શને જાય એ સામે એમને કશો વાંધો નથી. પણ લોકલાગણી ઉશ્કેરાય નહિ એ ઢબે શાંતિથી કામ પાર પાડજો." મહારાજ જાહેરાત ઇચ્છે કે ન ઇચ્છે પણ આપણા છાપાંવાળો જાહેરાત કર્યા વિના કેમ રહે? એમણે તો મોટા અક્ષરે છાપ્યું કે રવિશંકર મહારાજની આગેવાની નીચે ડાકોરના પ્રખ્યાત રણછોડજીના મંદિરમાં હરિજનો પ્રવેશ કરશે.

આ જાહેરાતથી કેટલાક સનાતની ભાઈઓ ઉશ્કેરાયા. નડિયાદ અમદાવાદના શાસ્ત્રીઓએ પણ છાપાં, પત્રિકાઓ અને પ્રચાર દ્વારા વાતાવરણ તંગ કરી મૂક્યું. નક્કી થયેલા સમયે હરિજનો સાથે મહારાજ મંદિરમાં દર્શન કરવા આવ્યા. એ વખતે સેંકડોની સંખ્યામાં સનાતની ભાઈઓ અશિષ્ટ ભાષા અને અશિષ્ટ વર્તનનું પ્રદર્શન કરતાં સાંકળ રચીને સામા ઊભા રહ્યા કેટલાકે ધસારો કરીને ધક્કામુક્કી પણ કરી. મહારાજ એકઢો કલાક સુધી કશો ધસારો કર્યા વિના હસતે મુખે ત્યાં જ ઊભા રહ્યા. પોલીસ અધિકારીઓ બળનો ઉપયોગ કરીને માર્ગ ખુલ્લો કરવા તૈયાર જ હતા, પણ મહારાજે એમને વાર્યા.

છેવટે બપોરે બે વાગે વધુ વાટાઘાટ કર્યા પછી દર્શન કરવા જવાનો એમણે નિર્ણય કર્યો. સાથે સાથે એવી પણ જાહેરાત કરી કે હરિજનો સાથે દર્શન કરવા મળશે તો જ એ પાછા ફરશે. એવુ નહિ બને ત્યાં સુધી એ ઉપવાસ કરતા ડાકોરમાં જ રહેશે. બીજું ગામલોકો

દર્શન કરવા માટે બોલાવવા આવશે તો જ એ દર્શન કરવા જશે.

આ જાહેરાતની ગામલોકો ઉપર જાદુઈ અસર થઈ. સવારના અવિવેકી દેખાવોથી ગામના સજ્જન લોકોની લાગણી દુભાઈ હતી. એમણે બપોર, સાંઝ અને રાત સુધી ગામના પૂજારીઓ, પંચાઓ તથા બીજા આગેવાનો સાથે વાટાઘાટો કરી, અને છેવટે રાત્રે બાર વાગ્યે ગામના આઠ-દસ આગેવાનોએ મહારાજના ઉતારે આવીને એમને જગાડ્યા અને જણાવ્યું કે સવારના અમારા અવિવેક બદલ આપની ક્ષમા માગીએ છીએ અને ગામલોકો ઇચ્છે છે કે આપ સવારે હરિજનો સાથે દર્શન કરવા માટે મંદિરમાં પધારો. મહારાજે કહ્યું કે ઉતાવળ કરવાની જરૂર નથી. પણ જો આપ સૌ રાજી હશો તો ત્યાં દર્શન કરવા આવવામાં મારા જેવો બીજા કોઈને આનંદ નહિ થાય.

સવારે ગામના આગેવાનો મહારાજને બોલાવવા આવ્યા અને મહારાજ દર્શન કરવા ગયા, પણ દરવાજે ચોટી બહેનો અને એક ભાઈ રસ્તામાં આડાં સૂઈ ગયાં અને કહ્યું કે અમારા ઉપર પગ મૂકીને આગળ જાઓ. મહારાજે જવાબ આપ્યો કે તમારે સૂઈ રહેવાની જરૂર નથી. તમે જવા નહિ દો ત્યાં સુધી હું બળજબરીથી અંદર જવાનો જ નથી. પોલીસ આવા છૂટક બનાવો વિશેષ સામે બળ વાપરવા ખડે પગે ઊભી હતી, પણ મહારાજે કરગરીને એને એમ કરતી વારી. છેવટે ગામના આગેવાનોની સમજૂતીથી બેઠેલા ભાઈબહેનો ઊભા થઈ ગયાં.

અને મહારાજ તથા હરિજનો પ્રથમ વાર રણછોડજીનાં દર્શન કરવા માટે ઘુમ્મટ વચ્ચે જઈ ઊભા. વખત થયો અને મંદિરના દ્વાર ઊઘડ્યા અને મહારાજ વગેરે રાજભોગનાં દર્શન પામ્યા. મહારાજ કહે છે કે મારા હૃદયના ઊંડાણમાંથી આજે પ્રાર્થના થઈ કે હે પ્રભુ! તું આવી જ રીતે અમારા અજ્ઞાનના પડ દૂર હટાવી દેજે.

.આ રીતે બહુ શાંતિથી એમણે વર્ષોથી ચાલ્યા આવતા એક અન્યાયને દૂર હટાવી દીધો, અને તે દિવસથી ડાકોરના રણછોડરાયજીનાં દર્શન દરેક હરિજન માટે સુલભ થઈ ગયાં છે.

આંબેડકરવાદી મિત્રોની એક ટોળી બળજબરી વાપરીને પણ પોતાનો કાયદેસર અધિકાર પ્રસ્થાપિત કરવા માગતી હતી પણ મહારાજની સમજૂતીથી જ એ જાતની અથડામણ થતી અટકી હતી.

ગોધરામા હિંદુમુસ્લિમ તોફાન થયુ છે એની જાણ થઈ એટલે મહારાજ ત્યાં પહોંચ્યા. ત્યાંના કરુણ અને દુઃખદ દૃશ્યો જોઈને એમની આંખમાં ઝળઝળિયાં આવ્યાં. શરૂઆતમા ત્યાંનું વાતાવરણ જોયા પછી એમને બહુ આઘાત થયો. પણ પરિસ્થિતિ એવી જણાઈ કે એ વખતે એમને રાહત પહોંચાડવા માટેનુ વાતાવરણ બહુ પ્રતિકૂળ જણાયુ. આથી ભારે હૈયે મહેમદાવાદ તાલુકાના ગામડાંમા જઈને એણે એમનો દારૂબંધીના પ્રચાર અંગેનો અધૂરો રહેલો પ્રવાસ ફરી શરૂ કર્યો. એ પત્યા પછી ફરી એ ગોધરા, શેહરા અને દાહોદ ગયા. ત્યાંનાં દુભાયેલાં ભાઈ-

બહેનોને મળ્યા, આશ્વાસન આપ્યું અને પેટલાદના શેઠિયાઓ પાસેથી કાપડની તેમજ બીજી સારી સારી રકમો મેળવીને રાહત પહોંચાડી. આમ સંકટમાં સહાય કરવી એ તો મહારાજનો મુદ્રાલેખ હોય એવું એમના આખા જીવનકાળ દરમ્યાન બન્યું છે.

મહારાજ એવું પણ માને છે કે:

હવે આપણી સરકાર થઈ છે, સ્વરાજ્ય આવ્યું છે, પણ ગાંધીજીએ કહ્યું હતું એમ આપણે કર્યું નથી, એથી આપણું સ્વરાજ્ય પાંગળું આવ્યું છે. આપણને હકો મળ્યા છે પણ આપણી જવાબદારીઓનું ભાન આપણામાં નથી જાગ્યું. એથી આપણે આજનાં દુઃખો ભોગવી રહ્યા છીએ. સરકારે ગ્રામવિકાસ મંડળ કાઢ્યું છે, એમાં પણ મહારાજ આજે જોડાયા છે. સરકારે મદ્યનિષેધ મંડળ કાઢ્યું છે, એમાં પણ એ છે. કેમ કે એ તો એમના પ્રિય વિષયો. પ્રજા દારૂની બદીમાંથી છૂટે તો ઘણા દોષોમાંથી બચી જવા પામે, એવું એ માને છે. એટલે ગામડે ગામડે ફરીને દારૂ છોડાવવાના એમના આજના પ્રયત્નો છે.

કોમી પ્રશ્નોથી જેમ નિરાશ્રિતોનો પ્રશ્ન ઊભો થયો છે અને આપણી સરકાર તથા પ્રજાને સતાવી રહ્યો છે, તેમ પાટીદાર અને બારિયા, ખેડૂત અને જમીનદાર એવા પ્રશ્નો પણ ઊભા થવા લાગ્યા છે. આ બધાના મૂળમાં વર્ષોથી ચાલતો આવેલો અન્યાય અને અજ્ઞાન પડેલાં છે. પણ આજે એ બધાં ગૂમડાંનેે ગોઠાં થવા લાગ્યાં છે. એમાંથી બદબો નીકળે અને ચારે બાજુ ચેપ

રેલાવે એ પહેલાં ધીરે ધીરે એ ગૂમડું સાફ કરી નાખવું અને ફરી પાછું એમાં પરુ ન થાય એવી ગોઠવણ કરવી જોઈએ. આજે દારૂનિષેધ સાથે મહારાજ આ કામ પણ કરે છે દેશી રાજ્યોનું જોડાણ કરવાનું આવ્યું, ત્યારે તાલુકદારો અને ખેડૂતોના પ્રશ્નો પણ ઊભા થયા હતા ત્યાં પણ મહારાજ દોટ કાઢી આવતા

થોડા દિવસો પહેલાં સૂઈગામ તરફ પાકિસ્તાની આક્રમણ થવાની સંભવના છે એવી વાત આવી, ત્યારે મહારાજ સૂઈગામની સરહદમાં ફરી આવ્યા, અને ત્યાંની પરિસ્થિતિનું અવલોકન કરી આવ્યા પણ એ વખતે એમણે ત્યાં એક બીજું દશ્ય પણ જોયું ઉત્તર ગુજરાત તરફનો બનાસકાંઠા રણ જેવો પ્રદેશ છે ત્યાં ખૂબ ગરીબાઈ, અજ્ઞાન અને અન્યાય પથરાયેલા છે ત્યાંના તાલુકદારો સામાન્ય પ્રજાને રંજાડે છે, પ્રજામાં કોઈ જાતનું જ્ઞાન, સંસ્કાર કે સંગઠન જેવું છે નહિ

એમના દિલમાં એક ઇચ્છા થઈ આવી છે કે હવે થોડા વર્ષો માટે આ બનાસકાંઠામાં ચાલ્યો જાઉં અને થોડા વર્ષો જો ત્યાં રહીને કામ કરી શકું તો જરૂર ત્યાંના લોકોને રાહત પહોંચાડી શકાય

'૪૨ની જેલમાં એમને ભાન થયું કે શરીરને પૂરતું પોષણ આપ્યા વિના વધારે પડતું કામ લેવાથી આખરે એ તૂટી પડે છે એમના હાથ ઉપર લકવા જેવી અસર થઈ હતી બહુ સારવાર અને દવા પછી હવે એ હાથ સુધર્યો છે પણ ત્યાર પછી એવું નક્કી કરવામાં આવ્યું કે હવે એમણે

કોઈ જગ્યાએ સ્થિર રહેવું અને ફરવાનું પ્રમાણ ઘટાડી દેવું. છેલ્લાં ત્રણેક વર્ષથી મિત્રોના આગ્રહથી એ બોચાસણના વલ્લભ વિદ્યાલયમાં રહે છે. એથી એ વિદ્યાલયની સંસ્થાને એમનો સારો લાભ મળી રહ્યો છે. પણ એમના સ્વભાવ પ્રમાણે જેમજેમ કામો નીકળતા ગયાં તેમતેમ એમનું ફરવાનું વધતું જ ગયું. આજે એમનું કાયમી સરનામું બોચાસણ વલ્લભ વિદ્યાલય છે, પણ મહિનામાં ભાગ્યે જ ચારપાંચ દિવસ સાથે એ ત્યાં સ્થિર હોય છે. આપણી સરકાર આવી એમ કામો વધતાં જાય છે, અને એમની દોડાદોડી પણ વધતી જાય છે, અને હવે ઉનાળાના દિવસોમાં જ્યાં સતત ઠસ ઊડયા કરે અને પીવાનાં પાણીની પણ અછત છે એવા નપાણિયા, બનાસકાંઠાના, રેલવે ગાડીથી ખૂબ દૂર, ઊંડાણના પ્રદેશમાં જવાનો વિચાર એમના મનમાં જાગે છે.

આટલી મોટી ઉંમરે પણ આવાં આવાં નવાં નવાં સાહસો ઉપાડવાની અને જુવાનને પણ પાછો પાડે એવી તકલીફ ઉઠાવવાની એમનામાં જે વૃત્તિ પડી છે, એ જ '*कामये दुःखतप्तानां प्राणीनामार्तिनाशनम्*'–વાળું જીવનધ્યેય એમના અંતરમાં કેટલા જોરથી કામ કરી રહ્યું છે, એનું આપણને સૌને દર્શન કરાવે છે.

## ૬૭. પ્રશ્નોત્તરી

પ્રશ્ન—તમને આવું ત્યાગી જીવન જીવવાનું પહેલેથી કઈ રીતે સૂઝ્યુ ?

જવાબ—હું નાનો હતો ત્યારે મને સંન્યાસી થવાની બહુ ઇચ્છા હતી. એની સાથે સાથે દેશ માટે મરી ફીટવાની એક સેર પણ કામ કરી રહી હતી. પણ હવે એ સંન્યાસી થવાની કે નિવૃત્તિ લેવાની ઇચ્છા લુપ્ત થઈ ગઈ છે. મારા આજના કર્મકાજમા મને એક જાતનો સંતોષ છે.

પ્રશ્ન—તમારા જીવનમા તમને સંતોષ આપનારું તત્ત્વ કયુ ?

જવાબ—મારા ઘડતરમાં આર્યસમાજનો પણ ફાળો છે. એને લીધે મારું ગામડિયાપણું ઓછુ થયુ, અને મને દેશ તથા ધર્મ વિષેની ઘણી માહિતી પણ મળી. પણ મારા જીવનમાં સંતોષ પ્રેરનાર વ્યક્તિ તો ગાંધીજી જ છે.

પ્રશ્ન—તમારા ઉપર બીજાં કોઈ બળોની અસર થયેલી ખરી ?

જવાબ—હું સાવ નાનો હતો ત્યારે માતાપિતા તરફથી મને

શુભ સંસ્કારો મળ્યા હતા, તેમાં આર્યસમાજે નવા સસ્કારો અને તર્કનો ઉમેરો કર્યો, અને ગાંધીજીએ જીવનની દૃષ્ટિ આપી. છેક શરૂઆતમાં મને આર્યસમાજનાં પુસ્તકોએ ખૂબ આકર્ષ્યો હતો, પણ સ્વામી રામતીર્થ અને સ્વામી વિવેકાનંદનાં લખાણોએ મને ઊંડાણથી વિચારતો કરી મૂક્યો, અને ગાંધીજીએ મને સ્પષ્ટ દર્શન કરાવ્યું. મારા જીવનમાં મને વધારેમાં વધારે આનંદ આપનાર વ્યક્તિ ગાંધીજી છે. એ પુરુષ ન હોત તો હું ક્યાં હોત ? એમની સાથે મળીને મેં બહુ વાતો નથી કરી, ચર્ચાઓ નથી કરી કે પ્રશ્નો નથી પૂછ્યા. એમ છતાં મને એમ થાય છે કે મારી બધી ઘૂંચો એ પુરુષે જ ઉકેલી છે. એમના કાળમાં મારો જન્મ થયો છે એ માટે હું મારી જાતને ધન્ય માનું છું.

પ્રશ્ન—આજે આર્યસમાજ વિષે તમને કેટલીક શ્રદ્ધા છે ?

જવાબ—આર્યસમાજે મારામાં એક પ્રકારનું જોશ પૂર્યું. મૂર્તિપૂજા વિષેની મારી શ્રદ્ધા દૂર હટાવી દીધી; પણ જરા વિચાર કરું છું ત્યારે જણાય છે કે એ બાહ્ય આચાર સાથે હું મારું ભક્તહૃદય પણ ખોઈ બેઠો હતો. કોઈ કોઈ વખત મને એનો વસવસો પણ થતો હતો, પણ એમ ગયેલા ભક્તિભાવની ગાંધીજીએ મને ફરી પૂર્તિ કરી આપી છે.

પ્રશ્ન—તમને કોઈ વાર એમ થાય છે કે તમને અનુકૂળ સંજોગો મળ્યા હોત તો તમે આજના કરતાં પણ વધારે સેવાઓ કરી શક્ત !

જવાબ—મને એમ લાગ્યા કર્યું છે કે હુ જે સજોગોમાં ઊછર્યો છુ એ હિસાબે મારો વિકાસ વાજબી રીતે થયો છે. એમા જે કાંઈ ફેરફારો થતા જાય છે એ પણ મને વાજબી ક્રમે થતા જણાય છે નાનપણમાં હુ જેમ વાળવો હોય એમ વળી જાઉં એવો હતો અને તે તે જમાના પ્રમાણે યોગ્ય માર્ગદર્શક પણ મળતા રહ્યા છે. આપણામા જે વાત્સલ્ય અને કારુણ્ય-ભાવ જન્મે છે, એ નાનપણમા માબાપ, ભાઈબહેન અને બીજા કુટુબીજનો વચ્ચે રહેવાથી જ ખીલે છે. દાંપત્યજીવનમા એ વિશેષરૂપે ખીલે છે મને કદી એવુ નથી થતુ કે હુ ન પરણ્યો હોત તો વિશેષ લાભ થાત. મારે માટે એ સજોગોમાં એમ જ થવુ જરૂરી હતુ મારે જો એથી જુદી રીતે રહેવાનુ થયુ હોત, તો હુ કાઈક જુદી જ રીતે ઘડાયો હોત.

પ્રશ્ન—તમે કહો છો કે તમે બહુ ઓછુ ભણ્યા છો, છતા તમારામા અગાધ જ્ઞાન અને માહિતી ક્યાથી આવ્યાં ?

જવાબ—સાચી વાત છે હુ નિશાળમા ફક્ત છ ચોપડી ગુજરાતી ભણ્યો છુ પણ મારુ ખરુ ભણતર તો બહારની દુનિયામા જ થયુ છે કામ કરતા કરતા મારુ જ્ઞાન વધ્યુ છે મારુ વાચન પણ આવશ્યકતા પ્રમાણે ઊંડુ થયુ છે. સંવત ૧૯૬૭–૬૮મા મેં પ્રથમ દશ ઉપનિષદો વાચ્યા પણ એ વખતે મારી સમજ બહુ કાચી હતી, એટલે એમાનુ બહુ ઓછુ હું સમજ્યો હતો. પણ એના

સંસ્કારો તો રહીજ ગયા હશે. સરસવણીમાં છોટાલાલ કવિના સંસર્ગમાં આવ્યા પછી સાતેક વર્ષ સુધી મારું વાચન સારું ચાલ્યું. એ ભંડોળમાંથી જ મારું ભાષણ કે ચિંતન ચાલતું હતું. પણ ગાંધીજીનાં દર્શન પછી મને એક નવી સૂઝ મળી. પછી મને અંતરમાંથી જ નવા નવા વિચારો સ્ફુરવા લાગ્યા. એ બધા વિચારો હું વાણી દ્વારા લોકો પાસે મૂકી શકું, અને લોકો ઉપર એની અસર પણ થાય, પણ એ જ વસ્તુ મને કોઈ લખી આપવાનું કહે તો મારાથી.એ ન બને. વાલ્મીકિ તેમ જ તુલસીદાસનું રામાયણ અને વ્યાસ તથા વલ્લભનું મહાભારત હું ખૂબ રસપૂર્વક અને ઝીણવટથી વાંચી ગયો છું. એટલે એમાંથી મને ઘણા ઉકેલો મળતા હોય છે.

પ્રશ્ન—પણ આપ તો દેશદેશના ઇતિહાસોની અને બીજી ઘણી ઘણી વાતો કહેતા હો છો. એ બધું ક્યાંથી આવ્યું?

જવાબ—જેલોમાં મને વાંચવાની ઠીક ઠીક તક મળી. અકોલાની જેલમાં મેં તિલક મહારાજનો કર્મયોગ વાંચ્યો, ૧૯૩૨ની સાબરમતી જેલમાં સાતવળેકરની સંસ્કૃતની ૧૮ ચોપડીઓ વાંચી ગયો, મરાઠી ચાર ચોપડી શીખ્યો, ઉર્દૂની ચાર ચોપડી વાંચી ગયો. ઇંગ્લંડ, ફ્રાન્સ, ઇટાલી, અમેરિકા, જર્મની, ગ્રીસ, તુર્કી, ઇરાન વગેરે દેશોના ઇતિહાસ મરાઠી ભાષામાં વાંચી ગયો. મરાઠા રિયાસત, મોગલ રિયાસત તથા શિવાજી મહારાજ ઉપરનાં નાથ માધવનાં ૭–૮ પુસ્તકો વાંચી ગયો. નાસિક જેલમાં રોજ ભગવદ્-

ગીતાના બે શ્લોકો મોઢે કરતો હતો, એ રીતે ૧૧ અધ્યાય સુધી ગીતા કંઠે થઈ ગઈ હતી: બે વખત 'ગીતામંથન' વાંચી ગયો. ફરીથી 'ઈશોપનિષદ' વાંચી ગયો ૧૯૪૨ની જેલમાં તો ઘણું ઘણું વંચાયું. 'પુરુષાર્થબોધિની', 'વિશ્વઇતિહાસની ઝલક', 'સર્વોદયની જીવનકલા', સર ગધાકૃષ્ણનનો 'ગાંધી અભિનંદન ગ્રંથ', 'સંસ્કૃતિનું ભાવિ', સાતવળેકરનું 'મહાભારત' અને એવા બીજાં ઘણાં પુસ્તકો વંચાયાં.

પ્રશ્ન—તમે તો કહો છો કે તમે બહુ ઓછું ભણેલા છો, પણ વાચ્યું તો છે ખૂબ

જવાબ—મેં વાંચ્યાં છે એ બધાં પુસ્તકો તો ક્યાં ગણાવ્યા જ છે ? ગાંધીજીનુ લગભગ એકેએક ગુજરાતી પુસ્તક હું વાંચી ગયો છુ કાકાસાહેબ ને કિશોરલાલભાઈનાં પુસ્તકો પણ વાંચ્યાં છે. 'નવજીવન' તથા 'હરિજન-બંધુ'નો તો હુ નિયમિત વાચનાર છુ, અને બીજાં ઘણા ઘણાં પુસ્તકો આવે છે એમાંથી પણ હું વાંચું છુ. પણ મોટા મોટા પ્રોફેસરોના અને વિદ્વાનોના પ્રમાણમા આપણા વાચનનો શો હિસાબ કહેવાય ?

સામાન્ય રીતે બધાનો ખ્યાલ એવો હોય છે કે મહારાજ બહુ ઓછુ ભણેલા છે અને એમણે કાંઈ વાંચ્યુ નથી, માત્ર અંતરમાથી એમનુ જ્ઞાન સ્ફૂર્યું છે. અને એવી કુદરતી બક્ષિસ તો કોઈકને જ મળે. પણ સાચી વાત એ છે કે એમને કુદરતી બક્ષિસ તો મળી હશે જ, પરંતુ પ્રમાણમાં એમણે વાંચ્યુ પણ ઘણુ છે. એક વિદ્યાર્થી તરીકે

અભ્યાસની દૃષ્ટિએ વાંચ્યુ છે, અને જે વાંચ્યું છે એના ઉપર ઊંડો વિચાર કરીને મનન કર્યું છે. તથા જ્યાં શકય હોય ત્યાં એને આચારમાં મૂક્યુ છે. આથી એમનુ વાચન જીવતુ જાગતુ બની ગયુ છે. આજે પણ પરોઢિયે કલાક દોઢ કલાક વાચવાની તક મળે તો એ ગાડે નહિં

પ્રશ્ન—તમે પાટણવાડિયા કોમને શી રીતે વશ કરી ?

જવાબ—મને એ કોમમા કામ કરવાની તક મળી એને હું પ્રભુપ્રેરિત કામ કરું છુ. એમની હાજરી કઢાવવાનું કામ તો એ કોમમાં પ્રવેશ કરવા માટે મારે માટેનું • એક નિમિત્ત સાધન બની રહ્યું. એમનામાં પ્રવેશ કર્યા પછી એ કુટુબોમાથી મને જે પ્રેમ મળ્યો એ જ હુ મારી મહત્ત્વની કમાઈ ગણુ છુ હું એમને મોઢે કહીને કાંઈ કરાવી શકતો એના કરતા મારો પ્રેમ એમની પાસે વધારે કામ કરાવી શકતો સુણસરમાં હુ સુધારક તરીકે ગયો હતો, એથી ત્યા પ્રેમનો ઉગમ ન થયો.

પ્રશ્ન—તમે આટલા મોટાં મોટા કામો પાર પાડો છો એમાં પહેલેથી કઈ જાતની યોજના કરતા હો છો ?

જવાબ—તમારી વાત સાચી છે કેટલાક મહાન પુરુષો એમને જે કાર્ય કરવાના હોય છે એની પહેલેથી યોજનાઓ ઘડે છે અને ક્રમે ક્રમે યોજનાઓ પાર પાડીને ધારેલુ ધ્યેય સિદ્ધ કરે છે. પણ મારામાં એવી યોજના ઘડવાની શક્તિ નથી અને યોજનાપુરઃસર કામ કરવાની કદી આદત પણ નથી પણ

મારી આખ સામે કોઈ કામને પડેલુ જોઉ છુ, ત્યારે અત્યત વફાદારીથી અને મારી બધી શક્તિ વાપરીને હુ એને પાર પાડવા પ્રયત્ન કરુ છુ. મારુ મન, બુદ્ધિ અને શરીર ત્રણેય ગેડીને એને સિદ્ધ કરવા મથુ છુ મારી સફળતાની કોઈ ચાવી હોય તો તે આ જ છે. કોઈ યોજના નથી. કાર્યના બદલા કરતાં કાર્યની આવશ્યકતા તથા એ કાર્ય પ્રત્યેના પ્રેમથી પ્રેરાઈને હું કાર્ય તરફ ઢળુ છુ. પારણવાડિયાઓ સાથે હું તન્મય થઈ શકયો હતો. એમના કામ ખાતર ધોમ-ધખતા તાપમાં ટાપા ખાઈ શકતો હતો કે, એમને પડી ન હોય છતાં હુ એમના કામમા મંડ્યો રહેતો હતો. એની પાછળ મારો એમના તરફનો પ્રેમ, એમની દુ:ખી સ્થિતિ પ્રત્યેની અનુકપાની લાગણી અને આફતમાં પડેલાને મદદરૂપ થવાની વૃત્તિ જ કામ કરી રહ્યા હતાં. મારી પાસે કોઈ દિવસ કાર્યક્રમ હોતો નથી, પણ આજ સુધીના અનુભવ ઉપરથી અને દેશકાળ જોઈને સાહજિક રીતે મને જે કાંઈ કાર્ય કરવાનુ સૂઝે છે તે હુ કહુ છુ.

પ્રશ્ન—આટલી ઉમ્મર થઈ અને આટલું આટલુ કામ કરવાનુ છે એમ છતા ઘણી વખત તમે પગે જ ચાલીને જવાનો આગ્રહ શા માટે રાખો છો?

જવાબ—મારું ખર્ચ સમાજ ઉપર ઓછામા ઓછુ પડે એવી મને હમેશ ઇચ્છા રહે છે. દેશને મ મારુ ઘર માન્યો છે. હુ દેશનુ કામ કરુ છુ અને લોકો મને

ખવડાવે છે, પણ એ દેશ માટે બચત કરીને હું એની આવકમાં ઉમેરો શી રીતે કરું? એ ખ્યાલમાંથી જ મને મોટર કે રેલગાડી છોડીને પગે ચાલવાનું મન થયા કરે છે. હું જાહેર કામમાં પડ્યો ત્યારે સ્વામી નિત્યાનંદજીએ કહ્યું હતું કે તું યાદ રાખજે કે હવે તેં નાના ઘરમાંથી મોટા ઘરમાં પ્રવેશ કર્યો છે. એ વાક્ય મને હંમેશ યાદ આવ્યા કરે છે.

પ્રશ્ન— તમે ધ્યાન અને જપમાં માનો છો?

જવાબ—ધ્યાન અને જપ તરફ મને ઊંડું ઊંડું પણ આકર્ષણ છે. પરંતુ મારી એ વિષેની શ્રદ્ધા હજી એટલી ઊંડી નથી જાગી. મારા મનમાં હંમેશ એવો પ્રશ્ન થયા કરતો હોય છે, કે હું જે કામ કરું છું એ પ્રભુના વિરાટ સ્વરૂપનું જ કામ છે, તો પછી જપની શી જરૂર? પણ આ પ્રશ્ન થવા છતાં સંસ્કાર-બળે કહો કે બીજા કોઈ કારણે કહો, પણ મારામાં કાંઈક ઊંડી ઊંડી આધ્યાત્મિક ભૂખ પડી છે. એમ થાય છે કે હજુ મારે પ્રભુની બહુ નજીક જવું જોઈએ. ઈશ્વરકૃપાથી અને પૂજ્ય ગાંધીજીની પ્રેરણાથી હું પ્રભુની વધારે ને વધારે નજીક જતો જાઉં છું. પાછો તો નથી જ પડતો, એનું મનમાં સમાધાન રહ્યા કર્યું છે. મારું મૃત્યુ આવે ત્યારે જરાય ગભરાટ વિના, ઈશ્વરનું ચિંતન કરતો કરતો આનંદપૂર્વક મરું; જગતની મારી માગનો, કોઈની સેવા કે દવા લીધા વિના મરું તો મને બહુ આનંદ થાય મોતની બીક

આજે તો નથી દેખાતી આજ સુધી જે કાંઈ કર્યું છે એનો મને સંતોષ છે જે નથી થઈ શક્યુ એ માટે જગતની માફી માગવાની ઇચ્છા થાય છે છેક છેલ્લી ઘડીએ પાર પાડવાની મારી પાસે કોઈ યોજના કે કોઈ વિશેષ કાર્ય રહી જાય છે એવું મને નથી લાગતુ જે આજે કરુ છુ એ કર્યા કરીશ એને બદલે બીજુ સૂઝશે તો તે કરીશ મારુ એક કામ પૂરુ થાય છે ત્યાં આપોઆપ મને બીજુ સૂઝી રહે કે કોઈ પણ પરિસ્થિતિ માટે હુ હમેશ તૈયાર છુ મારી અકળામણનો ઉકેલ હુ કોઈની પાસેથી મેળવી શકતો નથી પણ મને સંતોષ થાય એવા મારા જોગો ઉકેલ હુ અંદરથી જ શોધવા મથુ છુ. આથી તો મને મૂઝવનારા પ્રશ્નો બહુ ઓછા હોય છે વૃધ્ધ કે આફત વખતે હુ તો દરેકને પોતાની જાતને જ પૂછવાનુ કહુ છુ એમાથી આપણને અનુભવસિદ્ધ અને આપણા માટે યોગ્ય જવાબો મળી રહે છે જ્ઞાન પણ કાંઈ બહુ વાંચવાથી વધી જાય એવુ હુ માનતો નથી પણ જે કઈ વાંચેલુ કે વિચારેલુ હોય છે તે અંદર પચ્યા પછી વખત આવ્યે એ બહુ સુંદર રીતે બહાર આવે છે

પ્રશ્ન—તમારા શોખનો વિષય કયો ?

જવાબ—દીનદુખી માટે ઝૂઝવુ કે આફતમા પડેલાને મદદ પહોચાડવી એ મારો શોખ કહો કે સ્વભાવ સિદ્ધ ગુણ કહો એ કરુ ત્યારે મને શાંતિ વળે અને

# ૯૮. લેખકનું અંતિમ વક્તવ્ય

પૂજ્ય મહારાજના જીવનનું આપણે અવલોકન કરીએ છીએ તો જણાય છે કે બાળપણથી એમનામાં સાહસ, નિડરતા, ખડતલપણું અને નિઃસહાયને સહાય કરવાની વૃત્તિ ઓતપ્રોત થઈ ગઈ છે. માતાપિતા તરફથી એમને પ્રેમ, કરકસર, સુઘડતા, વ્યાવહારિકતા અને ધાર્મિક વૃત્તિનો વારસો મળ્યો. શ્રી છોટાલાલ કવિએ અને આર્યસમાજે એમનામાં ક્રાન્તિનાં બીજ વેર્યાં, સુધારાની ધગશ રેડી અને તીક્ષ્ણ બુદ્ધિવાળી વાક્પટુતા ખીલવી. એમની દૃષ્ટિ ઘર અને ગામ સુધી હતી તેને સમાજ તરફ વાળવાનું શ્રેય પણ મહર્ષિ દયાનંદના આર્યસમાજને ભાગે જાય છે. સ્વ. પંડ્યાજીએ એમનામાં રાષ્ટ્રીયતાનો પ્રાણ પૂર્યો. સ્વામી નિત્યાનંદે એમને સમાજને પોતાનું કુટુંબ બનાવતા શીખવ્યું, અને પૂજ્ય ગાંધીજી પાસેથી જીવનદૃષ્ટિ મેળવ્યા પછી તો વારસામાં મેળવેલા અને સ્વપુરુષાર્થથી સાધેલા એમના ગુણો અનેકગણા વધી ગયા. એમનાં કાર્યોમાં નવો ઉત્સાહ અને નવો વેગ આવ્યો. એમની કાર્યક્ષમતા અને કાર્યકુશળતામાં નવો

વધારો થયો. આપણા દેશની ગરીબ જનતામાં જ એમને જનાર્દનનાં દર્શન થયાં.

એમના એ ભાવને પોષવા માટે ગાંધી યુગ જેવો યુગ મળી ગયો. એક પછી એક એમ નવા નવા કાર્યક્રમો મળતા ગયા, અને એ એને અપનાવતા ગયા. આ કાર્યો દ્વારા જ એમનું શિક્ષણ થયું. આ કાર્યો દ્વારા જ એમનું ઘડતર થયું. અને આ કાર્યો દ્વારા જ એમનો વિકાસ સધાયો. આજે આપણે એમને ગુજરાતના એક અનન્ય સેવક તરીકે જોઈ શકીએ છીએ, એ બધો પ્રતાપ એમનાં સેવા-કાર્યોનો જ છે

આ પુસ્તકમાં એમનાં સેવાકાર્યોની એક આછી રૂપ-રેખા રજૂ કરવામા આવી છે. પણ મારે કહેવુ જોઈએ કે અહી તો હું એમનાં મોટાં મોટાં કાર્યો જ દેખાડી શક્યો છું. એમનાં જે અદૃશ્ય કાર્યો અને એમનાં કાર્યોના જે અદૃશ્ય પરિણામો આવ્યાં છે, એમાંનાં કેટલાંકને હુ જોઈ શક્યો છુ, કેટલાંકને સમજી શક્યો છુ, પણ એ બધાંનું વર્ણન તો નથી જ કરી શક્યો. ઘણી જગ્યાએ એમના ભાવો અને મંથનો મેં મારી ભાષામાં રજૂ કર્યાં છે. એમાં જે ઊણપ રહી ગઈ હોય તે મારી જ સમજવી. આ પુસ્તક દ્વારા મહારાજનું પૂર્ણ દર્શન થાય છે એવુ કોઈએ ન સમજવુ. સ્વ૦ મેઘાણીભાઈએ એમના એક પત્રમાં લખ્યું છે એ બરાબર જ છે કે, 'મહારાજનુ જીવન એટલુ બધુ સમૃદ્ધિ-ભરપૂર છે કે એના પર એક કરતાં વધુ કલમો, એક કરતાં વધુ દૃષ્ટિકોણથી નિહાળીને જૂજવાં કલાવિધાન કરી શકે

આનંદ થાય મને તરતા આવડયું છે એ માટે મેં ઘણી વાર ઈશ્વરનો પાડ માન્યો છે. પાણીમાં ડૂબનારાઓને છેલ્લી પળે બચાવવાની મને ઘણી તકો મળી છે. જાનને જોખમે પણ બીજાને બચાવવાની વૃત્તિ મારામાં કામ કરી રહી હોય છે, એટલે કેટલીક વખત વગર વિચાર્યા સાહસો પણ મારાથી થઈ ગયાં છે. પણ ઈશ્વર ઇચ્છાથી કોઈ અનિષ્ટ બનાવ બનવા નથી પામ્યો. એમાં મને ઈશ્વરનો જ હાથ દેખાયો છે.

રેલસંકટ વખતે સ્વ. અબ્બાસસાહેબને મળવાના હેતુથી હું વડોદરા તરફ જવા નીકળ્યો. રસ્તો ધોવાઈ ગયો હોવાથી પગમાં કાંકરા વાગતા હતા, તેમાંથી બચવા માટે નાળામાં પાણી હતું તો પણ હું તેમાં ચાલવા લાગ્યો. પાણી તો વધતું જતું હતું. અને શું કરવું એ વિચારમાં ને વિચારમાં મારા પગ આગળ વધ્યે જતા હતા. એટલામાં નજીકના એક ખેતરમાં જોગણ ગામની એક બાઈને ચારના ભારા પાસે ઊભેલી જોઈ. કોઈ ચાર ચડાવનારની એ રાહ જોતી ઊભી હતી. પાસે જઈને મેં એને ચાર ચડાવી અને વધતા જતા પાણીમાં આગળ ન વધતાં ત્યાંથી જ મારા પગ પાછા ફર્યા. આ બધી ક્રિયા સહજ થતી હતી. મને આ ઉપરથી વિચાર આવ્યો કે રસ્તો છોડીને નાળામાં જવું એ મારે માટે પેલી બાઈને ચાર ચડાવવાને માટે જ હતું. હું ક્યાં જવા નીકળ્યો હતો અને ક્યાં સુધી જઈને પાછો ફર્યો! પરમેશ્વર જ મને એ બાઈ પાસે લઈ ગયેલો અને એનું કામ

થયું એટલે મને પાછો વાળ્યો. આ અને બીજા આવાં પ્રસંગો ઉપરથી મારા મનમાં એક શ્રદ્ધાનો ભાવ દૃઢ બંધાયો છે કે આપણે જે કંઈ કરીએ છીએ તે પ્રભુના પ્રેર્યા જ કરીએ છીએ. તેની જ યોજના પ્રમાણે બધુ થતુ હોય છે. તો પછી આપણા જીવનને તેના હાથમાં સોંપીને જીવવુ, એના જેવું બીજું શાણપણ કયું છે? માણસને તે જ દારે છે, તારે છે કે મારે છે. તેથી તેને જ શરણે જવું.

## ૯૮. લેખકનું અંતિમ વક્તવ્ય

પૂજ્ય મહારાજના જીવનનું આપણે અવલોકન કરીએ છીએ તો જણાય છે કે બાળપણથી એમનામાં સાહસ, નિડરતા, ખડતલપણું અને નિ:સહાયને સહાય કરવાની વૃત્તિ ઓતપ્રોત થઈ ગઈ છે. માતાપિતા તરફથી એમને પ્રેમ, કરકસર, સુઘડતા, વ્યાવહારિકતા અને ધાર્મિક વૃત્તિનો વારસો મળ્યો. શ્રી છોટાલાલ કવિએ અને આર્યસમાજે એમનામાં ક્રાન્તિનાં બીજ વેર્યાં, સુધારાની ધગશ રેડી અને તીક્ષ્ણ બુદ્ધિવાળી વાક્પટુતા ખીલવી. એમની દૃષ્ટિ ઘર અને ગામ સુધી હતી તેને સમાજ તરફ વાળવાનું શ્રેય પણ મહર્ષિ દયાનંદના આર્યસમાજને ભાગે જાય છે. સ્વ. પંડ્યાજીએ એમનામાં રાષ્ટ્રીયતાનો પ્રાણ પૂર્યો. સ્વામી નિત્યાનંદે એમને સમાજને પોતાનું કુટુંબ બનાવતાં શીખવ્યું. અને પૂજ્ય ગાંધીજી પાસેથી જીવનદૃષ્ટિ મેળવ્યા પછી તો વારસામાં મેળવેલા અને સ્વપુરુષાર્થથી સાધેલા એમના ગુણો અનેકગણા વધી ગયા. એમનાં કાર્યોમાં નવો ઉત્સાહ અને નવો વેગ આવ્યો. એમની કાર્યક્ષમતા અને કાર્યકુશળતામાં નવો

વધારો થયો. આપણા દેશની ગરીબ જનતામાં જ એમને જનાર્દનનાં દર્શન થયાં.

એમના એ ભાવને પોષવા માટે ગાંધી યુગ જેવો યુગ મળી ગયો. એક પછી એક એમ નવા નવા કાર્યક્રમો મળતા ગયા, અને એ એને અપનાવતા ગયા. આ કાર્યો દ્વારા જ એમનુ શિક્ષણ થયું. આ કાર્યો દ્વારા જ એમનું ઘડતર થયું. અને આ કાર્યો દ્વારા જ એમનો વિકાસ સધાયો. આજે આપણે એમને ગુજરાતના એક અનન્ય સેવક તરીકે જોઈ શકીએ છીએ, એ બધો પ્રતાપ એમનાં સેવા-કાર્યોનો જ છે

આ પુસ્તકમાં એમનાં સેવાકાર્યોની એક આછી રૂપ-રેખા રજૂ કરવામા આવી છે. પણ મારે કહેવુ જોઈએ કે અહીં તો હું એમનાં મોટાં મોટાં કાર્યો જ દેખાડી શક્યો છુ. એમનાં જે અદૃશ્ય કાર્યો અને એમના કાર્યોના જે અદૃશ્ય પરિણામો આવ્યાં છે, એમાંના કેટલાંકને હું જોઈ શક્યો છુ, કેટલાકને સમજી શક્યો છુ, પણ એ બધાંનું વર્ણન તો નથી જ કરી શક્યો ઘણી જગ્યાએ એમના ભાવો અને મથનો મે મારી ભાષામાં રજૂ કર્યાં છે. એમાં જે ઊણપ રહી ગઈ હોય તે મારી જ સમજવી આ પુસ્તક દ્વારા મહારાજનુ પૂર્ણ દર્શન થાય છે એવુ કોઈએ ન સમજવુ સ્વ૰ મેઘાણીભાઈએ એમના એક પત્રમા લખ્યું છે એ બરાબર જ છે કે, ' મહારાજનુ જીવન એટલુ બધુ સમૃદ્ધિ-ભરપૂર છે કે એના પર એક કરતાં વધુ કલમો, એક કરતાં વધુ દૃષ્ટિકોણથી નિહાળીને જૂજવાં કલાવિધાન કરી શકે

આચાર્ય નથી બન્યા, પણ અનેક વ્યક્તિઓના જીવનમાં એ માર્ગદર્શક બન્યા છે. ગૃહસ્થાશ્રમીઓ એમના ગૃહકાર્યની ઘૂંચો ઉકેલવા મહારાજ પાસે જાય છે, વિદ્યાર્થીઓ એમના જીવનપંથનું ભાથું મેળવવા મહારાજ પાસે જાય છે, અને સેવાભાવનાથી રંગાયેલા સજ્જનો એમના સેવાક્ષેત્ર અંગેનું અનુભવજ્ઞાન લેવા મહારાજ પાસે જાય છે.

એમણે કોઈ કવિ કે લેખકની માફક કાવ્ય કે પુસ્તકો નથી લખ્યાં, પણ એમના મુખમાંથી વહેતી સરસ્વતી દ્વારા એમણે અનેક કવિ, લેખકો કે વ્યાખ્યાતાઓને પ્રેરણા પાઈ છે અને એમના જીવન દ્વારા બીજા અનેકને કાવ્ય, લેખન કે વ્યાખ્યાનના વિષયો પૂરા પાડ્યા છે.

એ કોઈ સમિતિના પ્રમુખ કે મંત્રી નથી, કોઈ લોકલ બોર્ડ કે મ્યુનિસિપાલિટીના સભાસદ નથી, કે કોઈ રાજસત્તા ચલાવનારા તંત્રના એ હોદ્દેદાર નથી, એમ છતાં સમિતિઓ, સંસ્થાઓ કે તંત્રોવાળા કોઈ કોઈ વખત એમની સલાહ માગે છે. ગામડાના ખેડુતો કે પીડિતો એમનાં દુઃખો કે ફરિયાદો વિનાસંકોચે એમની પાસે રજૂ કરે છે અને એમની પાસેથી એ પૂરતી સહાનુભૂતિ અને વેળાસરની સહાય મેળવી શકે છે. કેટલાંય રાહતકાર્યોમાં એમની રાહત બહુ વખતસરની પહોંચી હોય છે. બીજાઓને રાહતકાર્ય ઉપાડતાં પહેલાં મોટી મોટી યોજનાઓ અને ઘણી ઘણી ગણતરીઓ કરવી પડે છે, લાંબાં ચોડાં બજેટો તૈયાર કરવાં પડે છે, અને કેટલીક વખત તો એ બધું કરવા જતાં રાહત પહોંચાડવાનો યોગ્ય કાળ પણ વીતી જાય છે, જ્યારે

એમની રાહત હંમેશાં તાત્કાલિક, પ્રત્યક્ષ અને સાચી જગ્યાએ પહોંચેલી હોય છે; કેમકે એમનો આમજનતા સાથેનો સંબંધ સીધો અને નિકટનો હોય છે.

એમણે બારૈયા કે પાટણવાડિયા કોમમાંથી હજારો લોકોની હાજરી કઢાવી નાખી, પણ કોઈને એમ થાય કે એવી હાજરી કઢાવી નાખી એથી શું વળ્યું! એ હાજરી કઢાવી નાખવાથી એ કોમને પ્રત્યક્ષ કાંઈ લાભ થયો? તો કહેવું જોઈએ કે હાજરીનું શલ્ય શું છે? અને એ કઢાવવી એ કેવું કપરું કામ છે? એ તો જેમને હાજરી પુરાવવી પડતી હોય અથવા જેમણે એ કઢાવવાના પ્રયત્નો કર્યા હોય એમને જ પૂછી જોવું જોઇએ. કોઈ ગુલામને સ્વતંત્ર બનાવ્યા પછી પૂછવામાં આવે કે ગુલામી ગઈ એથી શું વળ્યું? એના જેવો આ પ્રશ્ન છે. હાજરી જવાથી એ કોમો આર્થિક તેમજ સામાજિક રીતે ઘણી આગળ વધી. સરકારી પોલીસ તેમજ બીજા અનેકના ત્રાસ તેમજ હડધૂત દશામાંથી એ ઊગરી ગઈ; પણ સૌથી વધારે મહત્ત્વની ચીજ એમણે મેળવી એ તો એમનામાં સ્વમાનની ભાવના વધી એ છે, એમની માણસાઈ પાછી ફરી એ છે. બીજાના દુઃખે દુઃખી થનારા અને બીજાનાં દુઃખ દૂર કરવા માટે રાતદિવસ મથનારા નિઃસ્વાર્થ સેવકો પણ આ દુનિયામાં પડયા છે, એ જાતનું ઉજ્જ્વળ દૃષ્ટાંત એમની સમક્ષ ખડું થયું એ છે. અને આવા ઉજ્જ્વળ ચારિત્ર્યની અને સંસ્કારોની શુભ અસર એ આખી પ્રજા ઉપર થયા વિના કેમ રહે?

મહારાજે ભલે કોઈ સંસ્થા નથી કાઢી, પણ એ પોતે

છે ગોષ બીજાને ઝખવવાનો એમા કોઈ ડર નથી ' અહી તો એમના જીવનની આછીપાતળી રૂપરેખા દોરવાનો પ્રયત્ન માત્ર થયો છે એમના જીવનપ્રસંગો તો એના બધા અને એના વિવિધ રંગોથી રંગાયેલા છે કે એ બધાનો સંગ્રહ કરવો પણ મુશ્કેલ છે અને સંગ્રહ કરીએ તો આ સ્થળે એની રજૂઆત કરવી એ એથી પણ વધુ મુશ્કેલ છે

એમનુ આખુ જીવન અખંડ પુરુષાર્થ અને ગ્રામ-જનતાના દર્દથી દ્રવિત હૃદયના ધબકારાથી ભરેલુ છે સ્વ પ્રયત્ન અને સ્વેજાગૃતિના તાણા–વાણાથી વણાયેલા જીવનનો એ એક વિશિષ્ટ નમૂનો છે એમનામા એક તપસ્વીનુ તપ ભર્યું છે, પરિવ્રાજકનો વીતરાગ ભર્યો છે, અને ગૃહસ્થાશ્રમોની કાર્યકુશળતા તથા કારુણ્યનો સુમેળ જામ્યો છે

પણ કોઈ પૂછશે કે એમણે આટના પુરુષાર્થ અને આટલા ધમપછાડા પછી સાધ્યુ શુ ? એમણે કોઈ ગુલામ પ્રજાની ગુલામી હઠાવી ? કોઈ નિષ્કચન અને બેકાર કોમને ઉદ્યોગધંધે વળગાડી ? દેશનો ઉદ્ધાર કરે એવી કોઈ મહાન સંસ્થા સ્થાપી ? રાષ્ટ્રીય કે સામાજિક કાર્યકરોની કોઈ એવી ટુકડી તૈયાર કરી ? આ બધા પ્રશ્નોનો સીધો જવાબ નમે રમા પણ આવે અને હમારમા પણ આવે પરંતુ જરા ઊંડા ઊતરીને એમના જીવનની ફોરમ સૂંઘીએ છીએ, ત્યા જણાય છે કે એમના જીવન દ્વારા તો અનેક જીવન અને અનેક ક્ષેત્રો ઉજ્જવળ થઈ ગયાં છે દુનિયાની નજરે ચડે એવી કોઈ સંસ્થા એમણે નથી સ્થાપી વ્યવસ્થિત જૂથમા

દેખાઈ આવે એવી કાર્યકર્તાઓની કોઈ ટુકડી એમણે નથી બનાવી, કે કોઈ આખી કોમને એમણે ગુલામીમાંથી મુક્ત નથી કરી, એમ છતાં એ ન હોય તો આજે એકલા ખેડા જિલ્લામાં જ નહિ પણ આખા ગુજરાત મહાગુજરાતમાં કાંઈક મોટી ખોટ પડી જાય. એ ન હોય તો પાટણવાડિયા, બારૈયા કે એવી બીજી પછાત કોમો એમનો સાચો વકીલ ખોઈ બેસે, સ્વરાજ્યવાળાઓ સ્વરાજ્યનો એક સાચો સૈનિક ખોઈ બેસે, કાર્યકર્તાઓ એમની વ્યવહારુ છતાં જીવન્ત સિદ્ધાંતવાળી અને આદર્શ સમી પ્રેરણામૂર્તિ ખોઈ બેસે, સંસ્થાવાળાઓ એમનું સ્નેહસિંચન ખોઈ બેસે, એ ન હોય તો કોઈ પણ આફત વખતે મોખરે રહીને રાહતકાર્યનો ઉકેલ કાઢનારની ખોટ પડે.

એમણે ખાદીનું કોઈ કેન્દ્ર નથી કાઢયું પણ અનેક લોકોને કાંતતા કર્યા છે. અનેકને કાંતવા પાછળનું રહસ્ય સમજાવ્યું છે અને અનેકને ખાદીકાર્ય પાછળ ભેખ લેવાની પ્રેરણા આપી છે. એમણે કોઈ વ્યાયામમંદિર કે પુસ્તકાલય નથી ચલાવ્યું, પણ અનેક વિદ્યાર્થીઓમાં એમણે વ્યાયામ અને પુસ્તકો માટેનો પ્રેમ જાગૃત કર્યો છે, વ્યાયામ અને વાચન પાછળનો હેતુ સમજાવ્યો છે, અને કેટલાય વ્યાયામવીરો તથા અભ્યાસીઓને એ પ્રેરણારૂપ બન્યા છે. એમણે શિક્ષક બનીને કોઈ શાળા નથી ચલાવી, પણ અનેક શિક્ષક અને વિદ્યાર્થીઓને એમણે શિક્ષણ અને જીવન વિષેનો સંબંધ બતાવ્યો છે, અને સાચું શિક્ષણ કયું એનું જ્ઞાન પોતાના જીવન તથા અનુભવજ્ઞાનથી પ્રત્યક્ષ પૂરું પાડ્યું છે. એ કોઈ ધર્મસંસ્થાના ઉપાધ્યાય કે

આચાર્ય નથી બન્યા, પણ અનેક વ્યક્તિઓના જીવનમાં એ માર્ગદર્શક બન્યા છે. ગૃહસ્થાશ્રમીઓ એમના ગૃહકાર્યની ઘૂંચો ઉકેલવા મહારાજ પાસે જાય છે, વિદ્યાર્થીઓ એમના જીવનપંથનું ભાથું મેળવવા મહારાજ પાસે જાય છે, અને સેવાભાવનાથી રંગાયેલા સજ્જનો એમના સેવાક્ષેત્ર અંગેનું અનુભવજ્ઞાન લેવા મહારાજ પાસે જાય છે.

એમણે કોઈ કવિ કે લેખકની માફક કાવ્ય કે પુસ્તકો નથી લખ્યાં, પણ એમના મુખમાંથી વહેતી સરસ્વતી દ્વારા એમણે અનેક કવિ, લેખકો કે વ્યાખ્યાતાઓને પ્રેરણા પાઈ છે અને એમના જીવન દ્વારા બીજા અનેકને કાવ્ય, લેખન કે વ્યાખ્યાનના વિષયો પૂરા પાડ્યા છે.

એ કોઈ સમિતિના પ્રમુખ કે મંત્રી નથી, કોઈ લોકલ બોર્ડ કે મ્યુનિસિપાલિટીના સભાસદ નથી, કે કોઈ રાજસત્તા ચલાવનારા તંત્રના એ હોદ્દેદાર નથી, એમ છતાં સમિતિઓ, સંસ્થાઓ કે તંત્રોવાળા કોઈ કોઈ વખત એમની સલાહ માગે છે. ગામડાના ખેડૂતો કે પીડિતો એમનાં દુઃખો કે ફરિયાદો વિનાસંકોચે એમની પાસે રજૂ કરે છે અને એમની પાસેથી એ પૂરતી સહાનુભૂતિ અને વેળાસરની સહાય મેળવી શકે છે. કેટલાંય રાહતકાર્યોમાં એમની રાહત બહુ વખતસરની પહોંચી હોય છે. બીજાઓને રાહતકાર્ય ઉપાડતાં પહેલાં મોટી મોટી યોજનાઓ અને ઘણી ઘણી ગણતરીઓ કરવી પડે છે, લાંબાં ચૌડાં બજેટો તૈયાર કરવા પડે છે, અને કેટલીક વખત તો એ બધું કરવા જતાં રાહત પહોંચાડવાનો યોગ્ય કાળ પણ વીતી જાય છે. જ્યારે

એમની રાહત હમેશાં તાત્કાલિક, પ્રત્યક્ષ અને સાચી જ્યાએ પહોંચેલી હોય છે; કેમકે એમનો આમજનતા સાથેનો સંબંધ સીધો અને નિકટનો હોય છે.

એમણે બારૈયા કે પાટણવાડિયા કોમમાંથી હજારો લોકોની હાજરી કઢાવી નાખી, પણ કોઈને એમ થાય કે એવી હાજરી કઢાવી નાખી તેથી શું વળ્યું? એ હાજરી કઢાવી નાખવાથી એ કોમને પ્રત્યક્ષ કાંઈ લાભ થયો? તો કહેવું જોઈએ કે હાજરીનું શલ્ય શું છે? અને એ કઢાવવી એ કેવું કપરું કામ છે? એ તો જેમને હાજરી પુરાવવી પડતી હોય અથવા જેમણે એ કઢાવવાના પ્રયત્નો કર્યા હોય એમને જ પૂછી જોવું જોઈએ. કોઈ ગુલામને સ્વતંત્ર બનાવ્યા પછી પૂછવામાં આવે કે ગુલામી ગઈ એથી શું વળ્યું? એના જેવો આ પ્રશ્ન છે. હાજરી જવાથી એ કોમો આર્થિક તેમજ સામાજિક રીતે ઘણી આગળ વધી. સરકારી પોલીસ તેમજ બીજા અનેકના ત્રાસ તેમજ હડધૂત દશામાંથી એ ઊગરી ગઈ; પણ સૌથી વધારે મહત્ત્વની ચીજ એમણે મેળવી એ તો એમનામાં સ્વમાનની ભાવના વધી એ છે, એમની માણસાઈ પાછી ફરી એ છે. બીજાના દુઃખે દુઃખી થનારા અને બીજાનાં દુઃખ દૂર કરવા માટે ગતદિવસ મથનારા નિઃસ્વાર્થ સેવકો પણ આ દુનિયામાં પડ્યા છે, એ જાતનું ઉજ્જ્વળ દૃષ્ટાંત એમની સમક્ષ ખડું થયું એ છે અને આવા ઉજ્જ્વળ ચારિત્ર્યની અને સંસ્કારોની શુભ અસર એ આખી પ્રજા ઉપર થયા વિના કેમ રહે?

મહારાજે ભલે કોઈ સંસ્થા નથી કાઢી, પણ એ પોતે

જળ પાય છે. કોઈ એ વડે તરસ છિપાવે છે, કોઈ રસોઈ પકાવે છે, તો કોઈ નાહી ધોઈને સ્વચ્છ બને છે. આમ વિવિધ રૂપે એનો ઉપયોગ થાય છે. કોઈ સામાન્ય ઝરો તો એના બે કાંઠા વચ્ચે જ વહે છે, પણ મહારાજ તો આખા ગુજરાતમાં ગમે તે વર્ગમાં, ગમે તે ગામમાં કે ગમે તે વ્યક્તિ પાસે જઈ પહોંચે છે, અને એમના જીવનધોધમાંથી માગે એ દરેકને એમની શક્તિનો લાભ આપી સમૃદ્ધ કરે છે. એમના જીવનપ્રવાહને જેમ કોઈ મર્યાદામાં આંતરવો એ મુશ્કેલ છે, એમ એને શબ્દોમાં ઉતારવો એ પણ એટલું જ મુશ્કેલ છે. એ પ્રવાહનો સાચો ખ્યાલ તો એના પ્રત્યક્ષ આસ્વાદમાંથી જ મળી શકે. પ્રભુ આપણા એ જીવનઝરાને ચિરકાળ વહેતો રાખો અને આપણને એનો યોગ્ય લાભ લેતા શીખવો !

પ્રાપ્ત કરી શકે છે. બીજા ઘણાને ન સૂઝતો હોય ત્યાં એ માર્ગ બતાવી શકે છે.

એ નાનીમોટી કોઈ સંસ્થાના સંચાલક નથી, પણ એમની પ્રેરણા અને આશીર્વાદથી ગુજરાતમાં અનેક સંસ્થાઓ ઊભી થાય છે તથા ચાલે છે. એ એક પણ કાર્યકર્તાને તાલીમ આપવા બેસતા નથી, પણ અનેક કાર્યકર્તાઓ એમને પણ ખબર ન પડે એ રીતે એમની પાસેથી તાલીમ મેળવીને તૈયાર થાય છે. એ કોઈ શાળાકોલેજના આચાર્ય, કુલનાયક કે કુલપતિ નથી, પણ કેટલાય શાળાકોલેજના શિક્ષકો તથા વિદ્યાર્થીઓ એમનો પડ્યો બોલ ઝીલવા તત્પર હોય છે. એમણે ગ્રામસેવકનુ નામ નથી ધારણ કર્યું પણ અનેકને એ ગ્રામસેવાની દીક્ષા આપે છે. એટલુ જ નહિ, પણ ગ્રામ-સેવાનો એમણે એક આદર્શ પૂરો પાડ્યો છે એમનું જીવન સાક્ષાત યજ્ઞની મૂર્તિ સમુ બની ગયું છે. એમાથી અવિરત રીતે સુગંધ અને પ્રકાશ ફેલાયા જ કરે છે. આદર્શ અને વ્યવહારનો મેળ કેમ સધાય એનું એમના જીવન સાથે એક શાસ્ત્ર ઘડાઈ રહ્યું છે. એમનામાં પ્રેમરૂપી એક એવો ઝરો ભરેલો છે કે એમાથી એ જ્યાં જ્યાં જાય છે ત્યાં ત્યાં ઝીણી ઝરમર વરસ્યા જ કરે છે.

મહારાજનુ જીવન એટલે એક વહેતો ઝરો છે. એ નિત્ય અને નિયમિત વહ્યા જ કરે છે એ કાચ જેવા સ્વચ્છ અને વહેતા ઝરણમાં જીવજતુ તો ક્યાંથી પડે જ ? એ ખળખળ વહેતા અને કાર્યમા ગુલતાન રહેતા જીવનથી એમને પોતાને તો આનદ અને સતોષ થાય છે, પણ બીજા અનેકને એમના જીવનઝરણામાથી એ નિર્મળ અને શીતળ

જ સંસ્થારૂપ બની ગયા છે. સંસ્થા બનીને એ ઠેરઠેર ઘૂમે છે. એ જ્યાં જ્યાં જાય છે ત્યાં ત્યાં એમનું સ્વતંત્ર વાતાવરણ સાથે લઈને જાય છે. એ હિંદી સંઘની હદમાં જાય કે દેશી રાજ્યોની હદમાં જાય, વિદ્વાનો વચ્ચે જાય કે નિરક્ષરો વચ્ચે જાય, શ્રીમંતો વચ્ચે જાય કે ગરીબો વચ્ચે જાય અમલદારો વચ્ચે જાય કે પ્રજા વચ્ચે જાય, દરેક જગ્યાએ એમને સ્થાન મળે છે. જેલમાં અનેક સ્વભાવના નરમગરમ લોકો વચ્ચે પણ એ એમનું સ્વતંત્ર વાતાવરણ ખડું કરે છે. અને એ વાતાવરણના મઘમઘાટથી અનેક ફૂલો ખીલે છે. કોઈ એમના સ્થાનની ઈર્ષ્યા કે અદેખાઈ નથી કરતું, કોઈ એમની સાથે વેરભાવ નથી રાખતું, કે કોઈ એમનાથી નાસીને દૂર નથી ભાગતું.

આપણા ગરીબ દેશમાં સાચા સેવકોનો બહુ ટોટો છે. આપણી આ ખોટ પૂરી પાડવા માટે આપણે ત્યાં મળી શકે એટલી વિવિધ શક્તિઓવાળા સેવકોની જરૂર છે. મહારાજ આપણા ગુજરાત ખાતે પ્રજાપક્ષના સિવિલિયન જેવા છે. અનેક કામોમાં એ પડી શકે છે; અને સફળ રીતે એનો ઉકેલ કાઢી શકે છે. કટોકટીને સમયે એમની સૂઝશક્તિ બમણી ખીલે છે. વળી એમને સત્તાનો લોભ નથી, સ્વાર્થ કે લાલચનું એમનામાં નામનિશાન નથી, પોતાના જ્ઞાન કે શક્તિનું એમને અભિમાન નથી, અને હરઘડી એમને હૈયે ગરીબોની દાઝ છે. એટલે જ્યાં જાય છે ત્યાં એ દૂધમાં સાકરની જેમ ભળી જઈ શકે છે. કોઈ પણ પરિસ્થિતિમાં, કોઈ પણ સમાજમા કે કોઈ પણ કુટુંબમાં જઈ ને એ પોતાનો માર્ગ કરી શકે છે અને એમનું અનોખું સ્થાન

પ્રાપ્ત કરી શકે છે. બીજા ઘણાને ન સૂઝતો હોય ત્યાં એ માર્ગ બતાવી શકે છે.

એ નાનીમોટી કોઈ સંસ્થાના સંચાલક નથી, પણ એમની પ્રેરણા અને આશીર્વાદથી ગુજરાતમાં અનેક સંસ્થાઓ ઊભી થાય છે તથા ચાલે છે. એ એક પણ કાર્યકર્તાને તાલીમ આપવા બેસતા નથી, પણ અનેક કાર્યકર્તાઓ એમને પણ ખબર ન પડે એ રીતે એમની પાસેથી તાલીમ મેળવીને તૈયાર થાય છે. એ કોઈ શાળાકૉલેજના આચાર્ય, કુલનાયક કે કુલપતિ નથી, પણ કેટલાય શાળાકૉલેજના શિક્ષકો તથા વિદ્યાર્થીઓ એમનો પડચો બોલ ઝીલવા તત્પર હોય છે. એમણે ગ્રામસેવકનું નામ નથી ધારણ કર્યું. પણ અનેકને એ ગ્રામસેવાની દીક્ષા આપે છે. એટલું જ નહિ, પણ ગ્રામ-સેવાનો એમણે એક આદર્શ પૂરો પાડ્યો છે એમનુ જીવન સાક્ષાત યજ્ઞની મૂર્તિ સમું બની ગયું છે. એમાંથી અવિરત રીતે સુગંધ અને પ્રકાશ ફેલાયા જ કરે છે. આદર્શ અને વ્યવહારનો મેળ કેમ સધાય એનું એમના જીવન સાથે એક શાસ્ત્ર ઘડાઈ રહ્યું છે. એમનામાં પ્રેમરૂપી એક એવો ઝરો ભરેલો છે કે એમાંથી એ જ્યાં જ્યાં જાય છે ત્યાં ત્યાં ઝીણી ઝરમર વરસ્યા જ કરે છે.

મહારાજનું જીવન એટલે એક વહેતો ઝરો છે. એ નિત્ય અને નિયમિત વહ્યા જ કરે છે એ કાચ જેવા સ્વચ્છ અને વહેતા ઝરણમાં જીવજંતુ તો ક્યાંથી પડે જ ! ને ખળખળ વહેતા અને કાર્યમાં ગુલતાન રહેતા જીવનથી એમને પોતાને તો આનંદ અને સંતોષ થાય છે, પણ બીજા અનેકને એમના જીવનઝરણામાંથી એ નિર્મળ અને શીતળ

જળ પાય છે. કોઈ એ વડે તરસ છિપાવે છે, કોઈ રસોઈ પકાવે છે, તો કોઈ નાહી ધોઈને સ્વચ્છ બને છે. આમ વિવિધ રૂપે એનો ઉપયોગ થાય છે. કોઈ સામાન્ય ઝરો તો એના બે કાંઠા વચ્ચે જ વહે છે, પણ મહારાજ નો આખા ગુજરાતમાં ગમે તે વર્ગમાં, ગમે તે ગામમાં કે ગમે તે વ્યક્તિ પાસે જઈ પહોંચે છે, અને એમના જીવનધોધમાંથી માગે એ દરેકને એમની શક્તિનો લાભ આપી સમૃદ્ધ કરે છે. એમના જીવનપ્રવાહને જેમ કોઈ મર્યાદામાં આંતરવો એ મુશ્કેલ છે, એમ એને શબ્દોમાં ઉતારવો એ પણ એટલું જ મુશ્કેલ છે. એ પ્રવાહનો સાચો ખ્યાલ તો એના પ્રત્યક્ષ આસ્વાદમાંથી જ મળી શકે. પ્રભુ આપણા એ જીવનઝરાને ચિરકાળ વહેતો રાખો અને આપણને એનો યોગ્ય લાભ લેતા શીખવો !

# મહારાજ થયા પહેલાં

લેખક :
બબલભાઈ મહેતા

શ્રી રવિશંકર મહારાજની તરુણ
જીવનની પ્રમાણભૂત જીવનકથા;
કાકા કાલેલકર તથા મહારાજની
પોતાની પ્રસ્તાવના સાથે.

કિંમત : બે રૂપિયા

પ્રાપ્તિસ્થાન:
કમલ પ્રકાશન મંદિર
વિનોદવિલા (પાછળ) : કોચરબનો પહેલો ઢાળ,
એલિસબ્રિજ : અમદાવાદ.

જળ પાય છે. કોઈ એ વડે તરસ છિપાવે છે, કોઈ રસોઈ પકાવે છે, તો કોઈ નાહી ધોઈને સ્વચ્છ બને છે. આમ વિવિધ રૂપે એનો ઉપયોગ થાય છે. કોઈ સામાન્ય ઝરો તો એના બે કાંઠા વચ્ચે જ વહે છે, પણ મહારાજ તો આખા ગુજરાતમાં ગમે તે વર્ગમાં, ગમે તે ગામમાં કે ગમે તે વ્યક્તિ પાસે જઈ પહોંચે છે, અને એમના જીવનધોધમાંથી માગે એ દરેકને એમની શક્તિનો લાભ આપી સમૃદ્ધ કરે છે. એમના જીવનપ્રવાહને જેમ કોઈ મર્યાદામાં આંતરવો એ મુશ્કેલ છે, એમ એને શબ્દોમાં ઉતારવો એ પણ એટલું જ મુશ્કેલ છે. એ પ્રવાહનો સાચો ખ્યાલ તો એના પ્રત્યક્ષ આસ્વાદમાંથી જ મળી શકે 'પ્રભુ આપણા એ જીવનઝરાને ચિરકાળ વહેતો રાખો અને આપણને એનો યોગ્ય લાભ લેતા શીખવો !